ગંજે ઈરાની ભાગ ૩ જો



અલબીરૂનીની લખેલી

# આગલા જમાનાઓની બાકી રહેલી નીશાનીઓ

અને બીજા જાણવાજોગ રેસાલાઓ


લખનાર :

મર્હુમ એર્વદ શેહેરયારજી દાદાભાઈ ભરૂચા અને
બીજા સાહેબો



પ્રગટ કરનાર

હોશંગ તેહમુરસ અંકલેસરીઅ

મુંબઈ

૧૯૪૦

ગંજે ઇરાની                                                                 ભાગ ૩ જો

અલબીરૂનીની લખેલી

# આગલા જમાનાઓની બાકી રહેલી નીશાનીઓ.

અને બીજા જાણવાજોગ રેસાલાઓ




લખનાર:

મર્હુમ એર્વદ શેહેરયારજી દાદાભાઇ ભરૂચા અને

બીજા સાહેબો





પ્રગટ કરનાર:

હોશંગ તેહમુરસ અંકલેસરીઆ





મુંબઇ

ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ

૧૯૪૦

અર્પણ:

મર્હુમ શેઠ મેરવાનજી મંચેરજી કામાની
અશો યાદમાં.

પ્રકાશક.

# આ પુસ્તક માટે ખુલાસો.

અવસ્તા, પહેલવી, પાજંદ, ફારસી અને સંસ્કૃત ભાષાઓનો ઉંડો અભ્યાસ ધરાવનાર અને વિધવિધ ધર્મોને લગતી પુરતી માહિતગારીથી આશકાના થયલા મરહુમ ધર્મઅભ્યાસી એરવદ શેહેરયારજી દાદાભાઈ ભરૂચાના કેટલાક લેખો અને ઓચરિયાંઓ મારા હાથમાં મુકાયાં હતાં જે એકવાર તપાસતાં એ રૂહશાદ આથ્રવનની અભિલાષા રજુ કરતું એક કાગળ મારી નજર આગળ અચાનક ખડું થયું.

એમની એ નોંધ ઉપરથી માલમ પડયું કે એ ગરીબ ધર્મઅભ્યાસી આથ્રવનની એવી ખાહેશ હતી કે પ્રાચીન અને અર્વાચીન ઇરાન અને જરથોસ્તી ધર્મની તવારીખી, સંસારી, ધાર્મિક, ઇતિહાસિક અને બીજા સાહિત્યોને લગતી બાબતો ઉપરના લખાણો પ્રગટ કરવા માટે "ગંજે ઇરાની" નામનું એક માસિક ચોપાન્યું કાઢવું. પોતાની એ ઇચ્છા પરિપુર્ણ કરવા માટેની તૈયારીઓ તેમણે કરેલી જણાય અને તે માટે એક ખાસ મદેહનજર (Prospectus) પણ એઓ ઘડી ચુકયા હતા પણ પોતાની એ ધારણાને અમલમાં મુકવા પહેલાં તેઓની જીંદગીની જોત બુઝાઇ ગઇ હતી.

એક અહંગ ધર્મઅભ્યાસીની આવી ભલી નેમ તેમના મરણ પછીથીબી કાંઇક અંશે પાર પાડવા માટે તેમનાં એક વખાણનાર તરીકે મને ભારે ઉકંઠા કુદરતી રીતે થઇ પણ જ્યાં આજે કહેવાતાં જાતિય સાનનાં સસ્તાં ફરફરીઆં વાંચવાનો શોખ વધતો જતો હોય, નબળી, અને કોઇકવાર ગલીચ રમુજ આપતાં વાંચન ઉપર વધુ પસતી ઇંતેજારી બતાવવામાં આવતી હોય, ટુંકી યા લાંબી ચાલુ કલ્પિત વાર્તાઓ વાંચવા માટેજ વલખાં મોટે ભાગે મારવામાં આવતાં હોય ત્યં અભ્યાસી આથ્રવન મરહુમ શેહેરયારજી ભરૂચાની ઇચ્છાનુસાર ચોપાન્યું કાઢવામાં યોગ્ય ટેકો, જેનતો સહકાર અને સંગીન મદદ મલે ખરાં કે એ એક મોટો સવાલજ થઇ પડે! આ છતાં ગુરૂ સમાન મારા એ માનવંત ખેરખાહની ઇચ્છા "ફુલ નહિ તો ફુલની પાંખડી" એ કહેવત નજર સનમુખ રાખી કાંઇક દરજ્જે બર લાવવાનો મ્હેં નિશ્ચય કર્યો. અનેક ધર્મ અભ્યાસી સાહેબોના નહિ પ્રગટ થયલા લેખો મારી પાસે મોજુદ હતા તો વળી કેટલાક અભ્યાસી સાહેબો, તવારીખનવેશોનાં અમુલ્ય પ્રગટ થયલા લેખો આજે વાંચવા મલી શકતા નથી એ દેખીતી બીના મારી નજર આગળ હતી. આથી આવા લેખો મરહુમ શેહેરયારજીની ઇચ્છા પ્રમાણે "ગંજે ઇરાની" નામનાં માસિક ચોપાન્યાં મારફતે બહાર નહિ પાડી શકાય તો

વખતોવખત નાનાં પુસ્તકો મારફતે પ્રગટ કરવાનું બીડું આ નાચીઝ સેવકે ઝડપ્યું અને ઇ. સ. ૧૯૩૩ નાં ઑગષ્ટ માસમાં મરહુમ એર્વદ શેહેરયારજી ભરૂચાનો "**રવાન અને ફ્રેરોહર**"નો લેખ, તેમજ મરહુમ એર્વદ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆનો "**મોત અને અમર્ગી અને સોશ્યંતો અને રીસ્તાખેજ**"નો લેખ "**ગંજે ઇરાની" (ભાગ પહેલો)** એ નામક પુસ્તકમાં પ્રગટ કર્યા. આ લેખો પ્રેસમાં છપાવા લાગતાં મારી જીજ્ઞાસા વધતી ગઇ અને બીજા અભ્યાસી સાહેબોના એજ વિષયોને લગતાં ભાષણો અને લેખો પણ જો સાથે સાથે છપાય તો વાંચક વર્ગને જુદાં જુદાં મતોનાં અભ્યાસથી કાંઇક વધુજ જાણવાનું મળે એમ મારી ખાત્રી થતાં તેઓના લેખો, ભાષણો પણ "**ગંજે ઇરાની**"ના આ પહેલા ભાગમાં આમેજ કર્યાં.

આપણી નાની કોમ તરફથી કાંઇક સારો આવકાર મારી આ કોશેષને મળતાં ઇ. સ. ૧૯૩૪ નાં ઑગષ્ટ માસમાં એજ માનવંત ધર્મ અભ્યાસી મરહુમ એર્વદ શેહેરયારજી ભરૂચા તેમજ બીજા મરહુમ સાહેબોનાં "**જન્મ, લગ્ન અને મરણ**" ઉપરના બુલંદ માજદયસ્ની જરથોસ્તી ધર્મને આધારે લખાયલા જાણવાજોગ લેખોનો સંગ્રહ "**ગંજે ઇરાની" (ભાગ બીજો)** તરીકે એક નાના પુસ્તકમાં પ્રગટ કર્યો.

આ વિદ્વતાભર્યા લેખોની ઘણી સારી વખાણો થઇ અને મને લાગ્યું કે મરહુમ એર્વદ શેહેરયારજીની ઇચ્છા આ રીતે બર લાવવાનું મારૂં કામ મારે ચાલુ રાખવું સજાવર છે, અને એજ મૂળ હેતૂથી આજે "**ગંજે ઇરાની**"નો ત્રીજો ભાગ હું જાહેરમાં લાવું છું, અને તે માટે થોડોક ખુલાસો અત્રે કરવાની રજા લઉંછું.

હાલમાં પારસી પ્રજામાં દીની સાલ સંબંધી જે ચકચાર ચાલી રહી છે, તે બાબદ ઉપર મરહુમ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામા અને તેમના વિદ્વાન શાગેર્દોએ ઘણીએક જાણવાજોગ શોધખોળો કીધી હતી. એમના એ શાગેર્દોમાં મરહુમ વિદ્વાન એર્વદ શેહેરયારજી ભરૂચા પણ હતા.

એ દીની સાલની ચકચારની બાબદ ઉપર ઇ. સ. ની દસમી સદીમાં થઇ ગયલા ઇરાની મહાવિદ્વાન અલ–બીરૂનીએ ઘણીએક કિમતી નોંધો જાળવી રાખી છે. એ તેમજ આગલી ઇરાની જરથોસ્તી પ્રજાની રહેણીકરણી, ધર્મ અને રિવાજો અને બીજી ઇતિહાસની બીનાઓ જે એ વિદ્વાનનાં મુલ્યવાન પુસ્તકોમાં સચવાયલી છે તે વિષેનું એર્વદ

શેહેરયારજીનું એક લખાણુ મારા હાથમાં હોવાથી તે આ તકે બહાર પાડવાનું દુરસ્ત ધાર્યું છે. તેની મહત્વતા આ પુસ્તક વાંચનારાઓ સ્વિકારશે તે માટે મને કશો સંદેહ નથી.

આ ઉપરાંત એઓ સાહેબનો બીજો એક કિમતી લેખ "ફ્રવશને" ઉપર હતો તે પણુ આ પુસ્તક માટે પ્રસંગોપાત જણાતાં પ્રગટ કર્યો છે.

મરહૂમ વિદ્વાન એર્વદ શેહેરયારજીના એ વિષયો પ્રગટ કરવા સાથે એ વિષયો સાથે સંબંધ ધરાવતાં બીજાં કેટલાંક અગત્યનાં લખાણોનો પણુ આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. દીની સાલની સુધારણા માટે આપણી પ્રજાના મરહુમ ધર્મી સકર્મી શેઠ મેરવાનજી મંચેરજી કામાએ તન મન અને ધનથી જે ઉત્સાહ ભર્યો શ્રમ લીધો હતો, તેમની એ સેવાની નોંધો સાથનું ઇ. સ. ૧૯૩૫ માં એર્વદ (ફ્રસલી દરેમહેરના હાલના દસ્તુરજી) ફ્રરામર્ઝ બોદનું લખેલું જીવન વૃત્તાંત આ પુસ્તકના પ્રથમ ભાગમાં આપવામાં આવ્યું છે.

આ ઉપરાંત બીજા બે વિષયો આ પુસ્તકને છેડે ઉમેરવામાં આવ્યા છે. એક "ફ્રસલ પ્રમાણેની વરસની ગણત્રી"નો મરહુમ જાણીતા અભ્યાસી અને શિક્ષાગુરૂ એર્વદ બરજોરજી એરચજી બજાંનો વિષય, અને બીજો મરહુમ દસ્તુરજી મીનોચેહર જામાસ્પજી જામાસ્પઆશાનો "જરથોશ્તીઓનાં તેત્રીસ જશનો"નો વિષય. એર્વદ બજાંનો આ વિષય તેમના એક હસ્તલેખનો ઉતારો છે, જે હસ્તલેખ તેમના વિદ્વાન બેટા એર્વદ નરીમાન બરજોરજી બજાં, બી.કોમ., જી.ડી.એ., આર.એ., તરફ્થી મને મલ્યો છે અને તે માટે એ ભલા ભાઇનો ઉપકાર માનું છું.

દસ્તુરજી જામાસ્પઆશાનાનો "જરથોસ્તીઓના તેત્રીસ જશનો"નો વિષય ય.ઝ. ૧૨૭૫ માં પૂનાનાં ભલા ભાઇ દીનશાહ મહેરવાન ઇરાની તરફ્થી પ્રગટ થતાં ચોપાન્યાં "અઞ્જુમ" નાં પુસ્તક ૪ થાનાં (માહ દએ, બહમન અને સ્પંદારમદના) અંક ૧૦, ૧૧ અને ૧૨ માંથી લીધો છે.

ઉપલા દરેક વિષયો ઉપયોગી અને રસીક છે. પણુ મહા વિદ્વાન અલબીરૂનીના વિષય ઉપરનું એર્વદ શેહેરયારજીનું લખાણુ સૌથી વધુ રસીલું જણાશે કેમકે તે એક એવા જમાનાના જરથોસ્તીઓ વિષેનું અતિ જાણવાજોગ જ્ઞાન આપે છે કે જે જ્ઞાનથી તેમના રાહ રિવાજોની ઘણીએક કિમતી બીનાઓ આપણે સમજતા થયા છીએ.

એર્વદ શેહેરયારજીના એ વિષયનાં પાના ૨૪ માં ઉપર દષ્ટી નાખનાથી જણાશે કે એ લખતી વખતના સાલથી સીકંદરી સને ગણતાં એ લખતી વખતનાં સાલને ઇ. સ. ૧૮૯૭ નું સાલ એમણે લીધું છે. એ ઉપરથી સ્પષ્ટ દીસે છે કે આ ઉપયોગી લખાણ એમણે છેક ઇ. સ. ૧૮૯૭ માં તૈયાર કીધું હતું.

જૂદા જૂદા જરથોશ્તી ટોળાઓમાં જે સાલ ચાલતાં હતાં તે વિષે કેટલીક જાણવાજોગ બીનાઓ અલબીરૂનીનાં લખાણનાં એ તાંચણ ઉપરથી જણાશે. પણ તેમાં કશી સ્પષ્ટ બીના જણાતી નથી. બલકે એવું દીસે છે કે હાલમાં છે તેમ સ્પંદારમદ મહિનાને અંતે ગાથાના દિવસો તેના વખતમાં હતા નહિ. આપણા વિદ્વાનો ડૉ. માણેકજી બહમનજી દાવર તેમજ મી. બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ ચોક્કસ અરબી અને પહલવી લખાણો ઉપરથી શહાદતો રજુ કરે છે કે યજદજર્દી સને ૩૭૫ યાને ઇ. સ. ૧૦૦૬ માં હાલમાં છે તેમ સ્પંદારમદ મહિનાને અંતે ગાથાના પાંચ દિવસો મેલવામાં આવ્યા હતા અને તે આજ સુધી ત્યાંજ રહ્યા છે. વળી એ બંને વિદ્વાનો એ લખાણોને આધારે જણાવે છે કે ઇ. સ. ૧૦૦૬ માં Vernal Equinox ફર્વર્દીન મહિનો અને હોરમજદ રોજે પડયું હતું. હાલમાં એ દિવસ સપ્ટેમ્બર મહિનાની શરૂઆતમાં પડે છે તે ઉપરથી દેખાઇતું છે કે એ પછી એક બીજો કબિસો પણ થયલો હોવો જોઇએ.

છેવટે, "ગંજે ઇરાની"ના પહેલા બે ભાગોની ચોપડી સારી સંખ્યામાં ખરીદી મને ઉત્તેજન આપવા માટે પારસી પંચાયતના નામદાર ટ્રસ્ટી સાહેબો, રાહનુમાએ માજદયસ્નાન સભા, શેઠ મ. ફ. કામા અથોરનાન ઇન્સ્ટીટયુટ, જશન કમીટી, જરથોશ્તી ભાઇબંધ મંડળી, ધી બોમ્બે પારસી એસોસીએશન વિગેરે વિગેરે ખાતાંઓનો ઉપકાર માનતાં આશા રાખું છું કે આ પુસ્તકને પણ તેવોજ આવકાર મલશે.

મુંબઇની ઇરાની જરથોશ્તી અંજુમનના માજી સેક્રેટરી શેઠ પોંહચાજી પી. ભરૂચાનો પાનાં ૮૪ સામે આવેલો નકશો આ પુસ્તક માટે વાપરવા આપવા માટે ખાસ આભાર માનું છું.

હોશંગ તેહમુરસ અંકલેસરીઆ.

મુંબઇ, તા. ૧ લી ડીસેમ્બર, ૧૯૪૦.

# સાંકળિયું

| બાબત | | પાનું |
|---|---|---|

## ઈરાનીઓનાં જશનો.

——:•:——

# મરહુમ શેઠ મેરવાનજી મંચેરજી કામા,

બી. એ., જે. પી.

લખનાર:—એરવદ ફરામર્ઝ અર્દશીર બોદ, બી. એ.



પારસી કોમના એક નામાંકિત, ભલા, દીલસોઝ શેઠીઆ અને મુંબઇની પારસી પંચાયતના એક માનવંત આગલા ત્રસ્ટી અને બાદશાહી સખાવતો કરનાર કોમહીતકારી અકાબર શેઠજી મેરવાનજી મંચેરજી કામા બી. એ., જે. પી. ના ૮૫ વરસની વૃદ્ધ વયે ફસલી રોજ બહમન માહ અમરદાદ ય. જ. ૧૩૦૪ તા૦ ૨૦ મી જુલાઇ ૧૯૩૫ ને દીને પાછલી રાત્રે ૩ા કલાકે નીપજેલાં મરણની નોંધ લેતાં ભારે દલગીરી ઉપજે છે. મરહુમ શેઠજી કામાજીએ પોતાની લાંબી, પરમાર્થી, ઉદ્યોગી, ઉપયોગી અને પવિત્ર નમુનેદાર જીંદગી કોમની ખરી સેવા કરવામાં ગુજારી હતી અને પોતાની લગભગ સઘળી દોલત કોમની બેહતરીના તેમજ અથોરનાન ટોળાની ઉન્નતીના કામો માટે અંતકરણની ખરી, રૂડી લાગણી સાથે અર્પણ કીધી હતી. મરહુમ શેઠ મેરવાનજીની નમુનેદાર સાચ્ચી જરથોશ્ની જીંદગીમાં ઘણું એક નકલ કરવા યોગ્ય અને ઘણુંએક નોંધવા યોગ્ય છે તે હું અત્રે ટૂંકમાં એઓનું જીવનવૃત્તાંત આપી દર્શાવીશ.

છેલ્લાં લગભગ દસ વરસ થયાં આ અદના લખનાર વારંવાર મરહુમ શેઠજી કામાજી આગળ જઇ તેઓના જીવનવૃત્તાંતની કાંઇક બીનાઓ એકઠી કરવા યત્ન કરતો હતો, પણ હમેશાં એ નમાના શેઠ કહેતા હતા કે મારી જીંદગીમાં એવું તે શું મોટું અને અગત્યનું છે કે જે વિષે હું તમને લખાવું. મારી તો એક સાધારણ કમીની જીંદગી છે જેમાં ખાસ અગત્યતા ધરાવવા જેવું કશુંએ નથી. જે ખાસ એક ચીજ મેં એઓ સાથના સમાગમથી જાણી હતી તે એ કે એવોની અત્યંત ભલાઇ અને બાદશાહી સખાવતો અને પરદુ:ખભંજન કાર્યો માટે એવોને જરાપણ મનમાં ખ્યાલજ ન હતો. એવો ખરાં અંત-

કરણથી પોતાને એક તદન સાધારણ, કમીના પુરૂષ તરીકેજ માની એટલી તો નમનતાઇ અને સાલેસાઇ સર્વે પ્રત્યે દેખાડતા હતા કે તેની અસર સૌ કોઇ ઉપર થયા વગર રહેતીજ ન હતી. આખરે એક દિવસે મેં ઘણુંજ દબાણ કીધું ત્યારે પોતાની એક "ઇયાડ દાશત ચોપડી" જે તા૦ ૨૩ મી અકટોબર ૧૮૭૯ માં લખવાની શરૂ કીધી હતી તે આપી કે લેવ એમાંથી તમુને કાંઇ જાણવાનું મલશે. તે 'યાદદાસ્ત ચોપડી'ની શરૂઆતમાં એઓ લખે છે કે "ઓ સાહેબ દાડગર માંહરાં કામોમો તું મદદ મહને આપ." આ રીતે એવોનું ધ્યાન સદાકાળ અહુરમજદમાંજ હતું. એઓ વિષેની કેટલીક નોંધો હું અત્રે એ ચોપડીને આધારેજ આપીશ.

## કામા ખાનદાનની ટુંક તવારીખ

કામા ખાનદાનના મુંબઇમાં પહેલાં આવી વસનારા કામાજી કુંવરજી હતા. જેઓ સુરતની પશ્ચિમે પેલે પાર આવેલાં "ટેણા" ગામના રહેવાસી હતા, જેઓ શુમારે ૧૭૩૪ માં વાડીઆ ખાનદાનને પ્રખ્યાત કરનાર શેઠ લવજી વાડીઆ સાથે મુંબઇ આવી વસ્યા હતા કુંવરજીના પિતા ભીમજી ગામડીઆ નામે હતા કે જેઓ ઉપરથીજ ગામડીઆ અને પટેલ કુટુંબોનો વંશવેલો નીકલ્યો છે. કુંવરજીના એક બેટા કામાકાકા કરી હતા તેઓ ઉપરથી કામા અટક પડી હોય એમ ધારવામાં આવે છે. અસલમાં કામા એક નામ હતું જે પાછળથી એક અટક થઇ હોય એમ માલમ પડે છે. છેલ્લી બે સદીમાં એ કામા કુટુંબે અનેક નામાંકિત સખાવતી પારસી નરો પુરા પાડયા છે જેમાં શેઠ હોરમસજી એદલજી કામા, શેઠ મંચેરજી હોરમસજી કામા, શેઠ ખરશેદજી નશરવાનજી કામા, શેઠ પેસ્તનજી હોરમસજી કામા, શેઠ મનચેરજી ફરામજી કામા અને શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા વિગેરે ઘણા જાણીતા છે. એ સર્વેની તવારીખ ઉપરથી એટલું જણાય છે કે તેઓ સાહસીક વેપારીઓ હતા અને ચીન વિગેરે દેશો સાથે મોટો વેપાર ચલાવતા હતા અને અસલની ઘણી જાણીતી પહેડીઓના એઓ સ્થાપક હતા. બીજું એ કે એ કુટુંબ અસલવારેથી ધર્મ ઉપર ઘણું ચુસ્ત હતું, અને જેઓ ધર્મ તરફ ઢીલાપણું દેખાડતા તેઓને નેક રાહે દોરવવાની તેઓએ ચાલુ કોશેષો કીધી હતી. વળી એ કુટુંબ અસલથીજ સખાવતી પણ હતું જે ગુણ એઓના લોહીમાંજ વારસા તરીકે

મલ્યો હોય એમ શેઠ મંચેરજી ફરામજી કામા, શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા અને હાલમાં ગુજર પામેલા શેઠ મેરવાનજીની બાદશાહી સખાવતો ઉપરથી જણાય છે. મરહુમ મેરવાનજીના પિતા શેઠ મનચેરજી ફરામજી કામા એક સખી શેઠીઆ અને નામીચા વેપારી હતા. એવણ વળી "મનચેરજી ભાટયા"ને નામેથી પ્રખ્યાતી પામ્યા હતા. તા૦ ૯ મી ફેબ્રુઆરી ૧૮૧૧ ને દીને જન્મયા હતા અને તા૦ ૨૨ મી માર્ચ ૧૮૯૪ ને દીને ૮૪ વરસની ઉમરે ગુજર પામ્યા હતા. તેઓને છ ફરઝંદો હતાં તેમાં મેરવાનજી ત્રીજા હતા. મરહુમ મેરવાનજીના માતાજી આવાંબાઇ મેરવાનજી બાઇસ હતાં.

આ જાણીતાં પુરાણાં કામા કુટુંબે કોમને અનેક કિંમતી નરો પુરા પાડયા છે. ધર્મ સંબંધી અને સંસારીક બાબદોમાં યોગ્ય સુધારા કરવા સુમારે ૧૮૩૦ માં તે વેળાની મુંબઇની પારસી પંચાયતના અકાબરોએ ફરમાનો બહાર પાડયા હતાં અને ધર્મ તેમજ સંસારના અઘટીત ખર્ચો માટે લોકમત કેળવ્યું હતું. ત્યાર પછી રાહનુમાએ માજદયસ્નાન સભાએ પોતાની હસ્તીની શરૂઆતથીજ કોમની અનુપમ સેવાઓ બજાવી અસલ અકાબરોને પગલે ચાલી યોગ્ય સુધારાઓ કરાવ્યા હતા જેમાં જાણીતા વાડીઆ, કામા વિગેરે કુટુંબોએ જોડાઇ પોતપોતા વચ્ચે કુટુંબી લખતો કરી અઘટીત ધામીંક તેમજ સંસારીક રીતરિવાજોને તીલાંજલી આપી હતી. એજ પ્રમાણે આ કામા કુટુંબનો સુધારો કાંઇ નવો અને અંગ્રેજી કેળવણીનો પ્રસાર થયા પછીનો ન હતો. મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી કામા જેઓ ૧૯ મી સદીના પહેલા અર્ધા ભાગમાં થઇ ગયા હતા તેવણ એ કુટુંબના પહેલા સુધારાવાળા હતા કારણ કે ૧૮૪૪ માં એવણની આગેવાની હેઠળ એમના ખાનદાનવાળા સાહેબોએ રવાનનો ઓટલો, ઉઠમણું, પાંથરણું તથા બીજી બાબદો સંબંધમાં ચોક્કસ અંદોબસ્ત કરી તે વિષે એક લખત કરી તે ઉપર મજકુર કુટુંબના ગ્રહસ્થોએ લખ્યા પ્રમાણે ચાલવાની સહીઓ થઇ હતી. જે લખાણ ઉપર વળી પાછી ઇ. સ. ૧૮૭૧ માં એજ કુટુંબના બીજા કેટલાક સાહેબોએ પણ પોતાની સહી કરી હતી જેઓમાં મરહુમ શેઠ મેરવાનજી પણ હતા. એ લખતની મતલબ અત્રેના જરથોસ્તીઓમાં ધર્મને નામે વધી પડેલી અઘટીત વહેમી માન્યતાઓ અને

ખરચાળુ રસમો કાઢી નાખવાની હતી. આ કામા કુટુંબનો ચાલ છે કે ઉઠમણામાં રકમ ભરવી નહિ પણ ગમે ત્યારે પાછળથી ધર્મ કરે. પણ શેઠ મેરવાનજીએ તો પોતાનો સર્વ પૈસો પોતાને હાથેજ સખાવતમાં આપી દીધો અને કાંઇજ બાકી રાખ્યું નહિ અને 'જે કીધું હાથે તે લઇ ગયા સાથે' એ શુભ નિયમથીજ વર્ત્યા. કામા કુટુંબની તવારીખમાં અષો નર ખ. રૂ. કામાનું નામ ધર્મસેવા માટે સદા યાદગાર રહેશે. એ નામાંકિત ભલા નરે અનેક ભલા પવિત્ર અથોનાન ચેલાઓને પેદા કીધા જેઓએ દીન ધર્મનું રક્ષણ કરી પોતાનું સ્વર્સ્વ આપ્યું, અને શેઠ ખ. રૂ. કામાને પગલે ચાલી મરહુમ શેઠ મેરવાનજીએ સખાવત કરી, કેળવણીનો પ્રચાર કરી, અથોરનાનોની ઉન્નતીનું કાર્ય આદરી પોતાના કુટુંબનો અસલ સુધારક ઝુંડો આગળ ધપાવી પોતાના અષો ન્યાગાનોના નામ અને કામને ચાલુ રાખ્યું છે.

## શેઠ મેરવાનજીનો જન્મ અને કેળવણી

શેઠ મેરવાનજીનો જન્મ તા૦ ૧૩ મી અકટોબર ૧૮૪૯ ઇસવી, ફસલી રોજ આસમાન માહ મેહેર યજદેજરદી સને ૧૨૧૯ વાર શનિને દીને કોટમાં મમાવાના ગામડીયાવાલા ઘેરમાં થયો હતો.

એવણે શરૂઆતની ગુજરાતી કેળવણી મરહુમ રૂશતમદારૂ દાદાચાનજી અંધીઆરૂની કોટમાંની શાપુર શેઠના ચકલાવાળી તથા માણેકજી શેઠની વારીની સામેની નીશાળોમાં નાહનપણથી તે જાનેવારી ૧૮૫૭ સુધી લીધી હતી. અંગ્રેજી કેળવણી કોટમાંની બઝાર ગેટના રસ્તાને નાકેની ત્રણ ભાગરની સામેવાલી "ફાર્ટ બ્રાન્ચ સ્કુલ" (જે સરકારી હતી તે)માં ૧૮૫૭ થી ૧૮૬૦ સુધી અને ત્યાર પછી "સોસાયટી સ્કુલ" યાને બાહારકોટવાળી "એલફીનસ્ટન હાઇ સ્કુલ"માં ૧૮૬૦થી ૧૮૬૮ સુધી. એજ અરસામાં ઉપલીજ સ્કુલે કહાડેલા કમરશિયલ કલાસમાં પણ તાલીમ લીધી હતી. ૧૮૬૬ અને ૬૭ માં મેટ્રીકમાં ફેલ થયા અને ૧૮૬૮ માં પાસ થયા હતા. ૧૮૭૧ માં બી. એ. માં ફેલ થઇ કોલેજ છોડી ઘરમાં પ્રાઇવેટ અભ્યાસ કરી ૧૮૭૨ માં બી. એ. માં પાસ થયા હતા. એઓ લેટીનમાં ઘણા હુશીઆર હતા અને કેટલીક સ્કોલરશીપો પણ મેળવી હતી. તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૭૩ ને દીને ટાઉન હૅાલમાં ડીગ્રી લીધી હતી.

## એઓની સ્કુલ અને કોલેજના પ્રિન્સીપાલો

એલફીનસ્ટન હાઇ સ્કુલમાં એ અરસામાં પ્રિન્સીપાલો તથા વાઇસ પ્રિન્સીપાલો જુદે જુદે વખતે મેસર્સ સ્મીઠ, બર્ક, સ્ટીવનસન, જેફરસન એરેત, ડ્રૂપર અને કર્કહેમ હતા. એલફીનસ્ટન કોલેજમાં ઉપલા અરસામાં પ્રિન્સીપાલો તથા પ્રોફેસરો મેસર્સ મેતરીલડ, હીઉલીંગસ, ઓકશનહેમ, કેનડી, એલેરસ, માધવ ગોવીંદ રાનાડે તથા રામક્રિશ્ન ગોપાલ ભનડારકર હતા.

## નવજોત અને લગ્ન

તા૦ ૧૪–૮–૧૮૬૦ ને દીને ચીચપોકલીની વાડીમાં એઓની નવજોત ક્રિયા થઇ હતી. તા૦ ૨૫ મી ફેબ્રુઆરી ૧૮૬૩ ને દીને બાઇ આઇમાય (પીરોજા) પેસ્તનજી કામાની સાથે અદરાયા હતા, અને તા૦ ૨૩ મી ઑગસ્ટ ૧૮૭૧ ને દીને ભાયખલાની શેઠ નવરોજી રૂસ્તમજી મોહતાભાઇની વાડીમાં સાંજે લગ્ન થયાં હતાં.

## શિક્ષક તરીકે જીંદગીની શરૂઆત

મરહુમ શેઠ મેરવાનજીએ પોતાની પનોતી જીંદગીની શરૂઆત એક શિક્ષક તરીકે કરી હતી. તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૭૪ ને દીને "ધી પારસી બોરડીંગ સ્કુલ"માં (વાંદરે) રૂ. ૧૦૦) ને પગારે રહ્યા હતા. તે સ્કુલમાં મી૦ હો. જાં. ભાભા (હાલના હૈયાત ડૉ૦ હોરમસજી જાં. ભાભા) પણ હેડ માસ્તર તરીકે હતા. મી૦ ભાભાના સ્કુલ છોડી જવા પછી શેઠ મેરવાનજી કામાને હેડ માસ્તર તરીકે નેમવામાં આવ્યા હતા. તા૦ ૧૦–૮–૧૮૭૬ ને દીને તબીયત નાદરૂસ્ત રેહવાને લીધે ઉપલી સ્કુલ સાથનો સંબંધ છોડયો હતો. ત્યાર પછી થોડો વખત એઓ ઘરમાં રહ્યા હતા. ત્યાર પછી પુના, નવસારી વિગેરે ઠેકાણે થોડો વખત રહી આવ્યા હતા.

## ધંધો

તા૦ ૨–૪–૧૮૭૭ થી તા૦ ૩૦–૪–૧૮૭૯ સુધી મેસર્સ ગ્લેડસ્તન વાઇલીની પેહડી ઉપર એપ્રેન્ટીસ તરીકે વગર પગારે રહ્યા હતા. એ પેહડીમાં ફેરફાર થવાથી પાછા થોડો વખત ઘરમાં બેઠા હતા. તા૦ ૧–૧૨–૧૮૮૦ થી મેસર્સ વીલીઅમ બેલની કંપનીમાં શેઠ દોશા-

ભાઈ બેરામજી પેસીકાકા સાથે ચાકરીએ રહ્યા હતા. ત્યારબાદ એઓએ પોતાનો દલાલી અને શરાફીનો ધંધો કરવા સાથે પોતાની કુટુંબી મીલકતોનો વહીવટ ચલાવતા હતા.

## પરમાર્થ અને કોમી સેવામાં અર્પણ કીધેલી જીંદગી

શેઠ મેરવાનજીના જીગરમાં પોતાના વડવાઓની પેઠે બહુ ઉંડી કોમી દાઝ હતી તથા પોતાના મોતેબર જરથોસ્તી ધર્મ તરફ અચુક જાનફેશાની હતી. મરહુમના પીતાજીએ એક મોટું સખાવત ટ્રસ્ટ કરી તેનું વ્યાજ ધરમ ખાતે વાપરવા ફરમાસ કીધી હતી. એ ફંડના મરહુમ શેઠ મેરવાનજી પ્રથમથીજ એક ટ્રસ્ટી હતા અને સર્વે ગરીબોને મદદ કરવા, ધર્મસ્થળોને નીભાવવામાં ફાલો આપવા, મુફલેસીમાં આવી પડેલાં હમદીનોને નવજોત, લગ્ન, મરણ વેળાએ તેમજ બીજી અનેક મુશ્કેલીઓમાં મદદ આપવા માટે બહુ કાળજીથી અને દયાળુપણે કાર્ય કરતા હતા. ૧૮૯૬ માં મરકીનો કાટીલ રોગ ફાટી નીકળ્યો તે વેળા પોતાની અનેક પ્રકારની સેવાઓ આપી હમદીનોના દુઃખમાં સહાય થયા હતા અને પોતાનો બંગલો મુફત હોસ્પીટલ તરીકે વાપરવા આપ્યો હતો. ૧૯૦૨, ૧૯૦૩, ૧૯૦૪ અને ૧૯૦૫ ના સાલોમાં શેઠ કામાજીએ પોતાનો ભાયખલા ખાતેનો કુશાદે બંગલો વરસોસુધી ડૉ૦ બાહાદુરજીની કારસાજી અને વડપણ હેઠળ કોમને અર્પણ કર્યો હતો. કોમની આવી મુશ્કેલીને વખતે પોતાની વ્હાલી કોમની ઘણી કિમતી સેવા બજાવી હતી. વળી તે વેળા પારસી પંચાયતના એક ટ્રસ્ટી તરીકે મરહુમ ડૉ૦ જીવનજી જ. મોદી સાથે પ્લેગની મુસીબતો ટાળવા બહુ ઉમદા કાર્ય કરી બજાવ્યું હતું.

## પારસી પંચાયતના એક ટ્રસ્ટી અને માનવંત અકાબર

પોતાની લાયકી, હુશીઆરી અને ભલાઇથી મરહુમ શેઠ મેરવાનજી કોમમાં ઘણા જાણીતા અને પ્રિય થઇ પડયા હતા, અને મુંબઇની પારસી પંચાયતના એક ટ્રસ્ટી શેઠ નવરોજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ની જગ્યાએ તા૦ ૨ જી ફેબ્રુઆરી ૧૯૦૦ ને દીને નવા ટ્રસ્ટી તરીકે નેમાયા હતા. એજ વેળા સર જે. જે. બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટના અધીકારી પણ નેમાયા હતા.

મરહુમ શેઠ મેરવાનજી પોતાની દરેકે દરેક ફરજો બજાવવા માટે ઘણાજ ખબરદાર રહેતા. એક વેળા જો એક કામ માથે લેય તો તેને ખંતથી આગળ વધારવા આતુર રહેતા. પંચાયતના ત્રસ્ટી તરીકે પોતાનો બની શકતો દરેક વખત રોકી દરેક સભાઓમાં નિયમીત હાજરી આપી તેના વહીવટમાં બહુ રસ લેતા હતા અને પોતે એક પક્કા વેપારી અને નાણાશાસ્ત્રી હોવાથી ત્રસ્ટી સાહેબોને એઓની મદદ બહુ ઉપયોગી થઇ પડી હતી. ૧૧ વરસો સુધી એકસરખી ઉમંગી અને ઉપયોગી કોમના એક માનવંત અકાબર તરીકેની મોટી સેવા બજાવી જ્યારે પોતાની બીજી ધંધાદારી તેમજ મીલકતોને લગતી રોકાણો વધી ગઇ અને પોતે બુજોગીમાં દાખલ થયા કે તુરતજ પોતાની સર્વે ફરજો અંતકરણપુર્વક અને સંતોષકારક ન બજાવી શકાય તેથી પારસી પંચાયતના ત્રસ્ટી તરીકેનું રાજીનામું આપ્યું.

## એક નકલ કરવાજોગ અનુપમ બનાવ

એક વેળા જે ગ્રહસ્થને પારસી પંચાયતના અકાબર અને ત્રસ્ટી બનાવવામાં આવે તેઓ જીંદગીભરનો તે ઓહ્ધો લઇ બેસતા. એ સિદ્ધાંત સામે હાલના જમાનાને અનુસરતા ફેરફારો કરવાની થોડાંક વરસો થયાં ચળવળ ચાલી અને હાલે ત્રસ્ટીઓની નેમણુંક અમુક થોડા વરસો માટેજ હોય એ સિદ્ધાંત સ્વિકારવામાં આવ્યો છે, તેની ઘણીજ અગાઉ ૧૧ વરસો સુધી કોમની સેવા બજાવી, ફકત ઉપલાં કારણે શેઠ મેરવાનજીએ પોતેજ ત્રસ્ટી તરીકેનું રાજીનામું આપ્યું હતું એ એક ખરેજ વખાણવાલાયક અને અનુપમ બનાવ હતો. કોઇ માન અને દરજ્જો ભોગવવાને ખાતર એઓ પંચાયતના ત્રસ્ટી ન હતા પણ ફકટ કોમની સેવા બજાવવા માટે ત્યાં હતા એવો ઉમદા ખ્યાલ એઓએ ધરાવ્યો હતો. જ્યારે એઓને જણાયું કે હવે ૬૦ વરસથી ઉપરની ઉમર થઇ છે અને પોતાની ફરજો-પર પુરેપુરૂં ધ્યાન આપી શકાતું નથી એવું જણાતા તુરત રાજીનામું આપી બીજા લાયક ઉપયોગી ગ્રહસ્થ માટે જગા કરવી એ એક ખરેજ અનુપમ અને નમુનેદાર દાખલો હતો. કમનસીબે આજે કેટલાકો પોતાની લાયકાતો હોય યા નહિ હોય, પોતાથી જે મંડળી કે ફંડોના કારોબારમાં ધ્યાન અપાતું હોય યા નહિ હોય પોતાની લાગણી અને ફરજ બજાવવાનો ખ્યાલ હોય કે નહિ હોય, તોપણ પોતાના ટેક અને દરજ્જાનો ખ્યાલ

કરી તે ઓધ્ધો પકડી રાખે છે, તેવાઓને માટે ઉપર આપેલો ભલા શેઠ મેરવાનજીનો દાખલો બહુ નકલ કરવાજોગ છે. શેઠ મેરવાનજીની ત્રસ્ટી તરીકેની સેવાઓની યોગ્ય કદર જોડયા ત્રસ્ટીઓએ એક ઠરાવ પસાર કરી કીધી હતી જેમાંના થોડાંક વાકયો અત્રે આપીશું.

"એવણે જે અત્યંત કાળજી, ઉમંગ, ઉલટ અને ઉદ્યોગ સાથે સ્તુતીપાત્ર રીતે પોતાનું કામ બજાવ્યું છે, તે માટે એવણના ગોઠીયા ત્રસ્ટીઓ પોતાનો મોટો ઉપકાર જાહેર કરે છે. એવણ સાહેબ જેવા એક ભલા અને ભણેલા અનુભવી અને વિચારવંત ગોઠીયા સાથે કામ કરવાને ત્રસ્ટીઓને ઘણીજ ખુશી ઉપજે છે, એટલુંજ નહિ પણ ઘણી કીમતી મદદ મલી છે. ઘણાક ઉપયોગી અને ગુચવણભર્યા સવાલો વેળા એવણની હીસાબી અને અનુભવી સલાહ ઘણી ઉપયોગી થઇ પડી છે. એવણના હમશરીક ત્રસ્ટીઓ એવણની એ કીંમતી સેવાઓ જે આખી કોમ તરફની સેવાઓ છે તેની ઘણા માન અને ઉપકાર સાથે નોંધ લે છે .....વિગેરે."

## મરહુમ અષો નર શેઠ ખરશેદજી રૂ. કામાના ચેલા તરીકે તેઓને પગલે ચાલનાર મરહુમ શેઠ મેરવાનજી

આપણે આગળ જોઇ ગયા છીએ કે કામા કુટુંબમાં અસલથીજ ધર્મની ખરી દાઝ, સખાવત, કેળવણી અને કોમને અનેક દિશામાં યોગ્ય સુધારા કરી આગળ પાડવાનો સ્તુતીપાત્ર જુસ્સો હતો. તેવા કામા ખાનદાનના નરોમાં સૌથી આગેવાન અષો નર તે શેઠ ખ. રૂ. કામા હતા. આજે પારસી કોમ જે ધર્મ પાળે છે અને ધાર્મીક આસ્થા ધરાવે છે તે મરહુમ અશો નર ખ. રૂ. કામા અને તેઓના પરહેજગાર નામાંકીત ચેલાઓનેજ આભારી છે. તે જમાનાના જરથોસ્તીઓની ધર્મસંબંધી અજ્ઞાનતા, ખોટી રસમો અને ખોટી માન્યતા, ધર્મગુરૂઓની પડતી હાલત અને કેળવણીની ગેરહાજરી એ સઘળો મામલો શેઠ ખરશેદજી રૂ. કામા પોતાની ચપળ બુદ્ધીથી જોઇ શકયા હતા. કોમમાં થોડાજ એવા પુરૂષો જન્મ પામે છે કે જેઓ 'પાયોનીઅરસ' તરીકે સાચવટને ખાતર જાતીભોગ આપી, પોતાના ધર્મનું રક્ષણ કરી, કોમનું કલ્યાણ કરે છે, એમાના એક મહાન નર તે શેઠ ખરશેદજી રૂ. કામા હતા. ધર્મ અને ધર્મગુરૂ વર્ગના રક્ષણ માટે કામા ખાનદાને બે મહાન પુરૂષો પેદા

કીધા તેમાં એક આગળા શેઠ મરહુમ ખ. રૂ. કામા અને બીજા થોડાં વરસ ઉપરજ ગુજર પામેલા શેઠ મેરવાનજી કામાજી છે. શેઠ ખરશેદજી કામાએ યુરોપ જઇ અવરતા ભાષાનો અભ્યાસ પ્રાપ્ત કરી હિંદ પાછા ફરી કોમમો એક નવું ચૈતન્ય દાખલ કીધું. પોતાની છુપી સખાવતોથી અને ઉત્તેજનોથી અજ્ઞાન રહેલા ધર્મગુરૂ વર્ગને જ્ઞાનની રોશની આપવાની તલખગારીમાં પોતા આસપાસ થોડા ભલા ધર્મગુરૂ ચેલાઓનું મંડળ ઉત્પન્ન કર્યું અને ધર્મ અભ્યાસના બળ વડે જરથોશ્તી ધર્મનું ખરૂં રહસ્ય કોમને શીખાડવા માડયું. અધર્મીપણા અને અજ્ઞાનતામાં નાબુદ થતી કોમને આ વીરલાઓએ બાહાર ખેંચી કાઢી. પોતાના પીત્રાઇ શેઠ ખ. રૂ. કામાના ઉમદા શિક્ષણો અને તેઓના માહાભારત કાર્યોની બહુ ઉંડી અસર મરનાર શેઠ મેરવાનજી પર થઇ. જરથોશ્તી ધર્મને ખરી રોશનીમાં દુન્યામાં પ્રગટ થએલો જોવાને શેઠ મેરવાનજીમાં ઉમેદ બરપા થઇ અને શેઠ ખ. રૂ. કામાના એક વખાણનાર અને તેઓને પગલે ચાલનાર થયા. મરહુમ શેઠ મેરવાનજી હમેશ બોલતા કે "હું ખરશેદજી કામાનો એક કમીનો ખેશી અને ચેલો છું" અને ધર્મગુરૂ વર્ગની ઉન્નતી કરવાના એઓના અગત્યના કાર્યને ઉપાડી લેવાની ઉમેદ રાખું છું."

## મેરવાનજીનો એવોના ભાઇ હોરમસજી સાથનો અતી માયાળુ અને પ્રેમી સંબંધ.

મરહુમ શેઠ મેરવાનજીની જીંદગીનો એક ઘણો નોંધવા લાયક અને ધ્યાન ખેંચવાજોગ બનાવ એઓનો એઓનાં નાના ભાઇ હોરમસજી સાથનો અતી ઘાડો સંબંધ હતો. બંને ભાઇઓ દરેક ઠેકાણે સાથે અને સાથેજ જતા. કામકાજોમાં અને દરેક વહેવારમાં એક મલતા થતા. મેરવાનજી પોતાના નાના ભાઇને પુછયા વગર એકપણ કામ નહી કરતા એ પ્રમાણે બંને ભાઇઓ વચ્ચે અતી ઘણો સંપ અને પ્રેમ હતો તે ખરેજ અદેખાઇ ઉપજાવે એવો હતો. મરહુમ શેઠ હોરમસજી મંચેરજી કામા પણ ઘણા બાહોશ અને ઉમંગી હતા અને દરેક ભલા કામમાં પોતાના ભાઇ મેરવાનજી સાથે શરીક થતા અને વડીલ તરીકે તેઓને બહુજ માન આપતા. જાહેર મેળાવડાઓ, ભાષણો વિગેરેમાં બંનેની જોડી હંમેશ સાથેજ દેખાતી અને તે જમાનાનો રૂડો, સંપીલો સંસાર એક-મેક પ્રત્યેની માન આબરૂ અને પ્રેમ બહુ મોટાં પ્રમાણમાં અત્રે પ્રગટ

થતાં. બંને ભાઇઓ સખાવતમાં પણ સાથી હતા. શેઠ હોરમસજી જુવાન વયે તા૦ ૪ થી માર્ચ સને ૧૯૧૬ ના દીને નીપજેલા મરણથી જાણે આ નહી છુટી પડી શકાય એવી ભાઇઓની જોડી છુટી પડી હતી. એક ઉમરાવ અને ભલા કુંટુંબમાં સારી કેળવણીની અસરથી આવાં નમુનેદાર સપુતો પેદા પડયા હતા જેઓ કોમ અને મનુષ્ય જાતને બહુ ઉપયોગી નીવડયા હતા.

## મરહુમ શેઠ મેરવાનજી કામાએ અથોરનાનોની ઉન્નતી માટે ૨૫) લાખની બાદશાહી સખાવત કેવા સંજોગો વચ્ચે કીધી હતી ?

શેઠ ખ. રૂ. કામાની શુભ કોશેષોના પરિણામે કેટલાક નમુનેદાર ધર્મગુરૂ રાહબરો પેદા થએલા જોઇ મરહુમ શેઠ મેરવાનજીને ઉલટ પેદા થઇ. મરહુમ એરવદો શેહેરીઆરજી ભરૂચા, તેહમુરસ અંકલેસરીઆ, કાવસજી કાંગા, કેરશાસ્પજી આંટીઆ, જીવનજી મોદી જેવા ખ. રૂ. કામાજીના ચેલાઓથી કોમને કેટલો લાભ થયો અને ધર્મની કેટલી ઉન્નતી થઇ તેથી શેઠ મેરવાનજી વિચારવા લાગ્યા કે જો આવી રીતેજ દરેક ધર્મગુરૂને કેળવણી મલે તો કોમની હાલત કેવી બદલાઇ જાય અને જરથોશ્તીઓની ધાર્મીક અને આત્મીક ઉન્નતીને પ્રતાપે કોમ ઘણી ઝડપે કેવા આગળ વધી શકે. કોમની પડતી હાલતનો ખરી લાગણીથી ઉંડાણમાં વિચાર કરતાં શેઠ મેરવાનજીને જણાયું કે જે કોમનો ધર્મગુરૂ વર્ગ અજ્ઞાન હોય તે કોમનો સુધારો અને વધારો તેમજ બેહેતરી થવી અશકય છે. જે કોમ પોતાના પુરાણા પવિત્ર ધર્મને તેના ખરાં સ્વરૂપમાં સમજે નહિ તે ખરી રીતે આગળ વધી શકે નહિ. વળી તેઓએ બેહેદીન વર્ગમાં પણ ધર્મગુરૂ વર્ગની ઉન્નતી માટે બહુજ બેદરકારી જોઇ અને શેઠ ખરશેદજી કામાના જ્ઞાની ચેલાઓની કદર બુજાઇ નહિ અને તેઓના ગુજારાના કશાં સાધનો બરપા થયાં નહિ જેથી તેમને ઘણું લાગતું હતું અને આવી રીતે અથોરનાનોની પડતી હાલત જોઇ તેઓને બહુજ ખેદ થતો. તેઓ પોતાના અભ્યાસથી જાણતા શિખ્યા કે મોતેબર જરથોશ્તી ધર્મ એવી તો અક્કલપસંદ અને વેહવારૂ ફીલસુફી અને આત્મીક જ્ઞાન ધરાવે છે, કે જો તેને સ્વચ્છ હાલતમાં સમજાવવામાં આવે, તો કોમમાંથી કોઇક મહા પુરૂષો ઉભા થવા પામે. મરહુમ શેઠ મેરવાનજીના હમેશના આ શબ્દો

હતા કે "આપણો ધર્મ ઘણો પુરાણો અને સૌથી શ્રેષ્ઠ છે તો શા માટે આપણામાં કોઈ પવિત્ર દસ્તુર આબેદ, મહાત્મા કે 'સેઇન્ટ' ઉત્પન્ન થતા નથી. આપણી તવારીખમાં તો ઘણા મહાન આબેદ–ગીરાફ અને આદરબાદ જેવા દસ્તુરો થઇ ગયા. વળી દરેક કોમમાં દરેક જમાનામાં કોઇ ને કોઇ પવિત્ર પુરૂષો અને મહાત્માઓ નજરે પડે છે, જ્યારે આજે સદીઓ થઇ પારસી કોમમાં એકે એવો પુરૂષ જણાયો નથી કે જે કોમની ધાર્મીક અને આત્મીક ઉન્નતી લાવી શકે. શા માટે આપણે એવી કોશેશો ન કરીએ કે જેથી નજદીકના ભવિષ્યમાં આપણા ધર્મગુરૂ વર્ગમાંથી એવા કોઇ મહા પુરૂશો ઉભા થાય"? આવી ભલી ઉમેદો સાથે ભલા શેઠ મેરવાનજી વરસો વેર વમાસન કર્યા કરતા હતા. અથોરનાનોના ચંચળ ફરઝંદોને કેવી રીતે ઉંચ કેળવણી આપવી અને તેઓને ભવિ- ષ્યમાં કેમ નીભાવવા તે વિષે જાતજાતની યોજનાઓ ઘડવા બેઠા આખરે ૧૯૧૨ માં શેઠ એન. એમ. વાડીઆ ચેરીટીઝના ત્રસ્ટીઓના હાથમાં એક મોટી રકમ હતી, તે કામાજીની નેમ મુજબ વાપરવામાં આવે તે વિષે ચળવળો કરવા માંડી. તા૦ ૧૨ મી ઑગસ્ટ ૧૯૧૨ ને દીને વાડીઆ ચેરીટીઝના ત્રસ્ટીઓમાંના એક સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટ ઉપર એક પત્ર લખ્યો અને તેમાં ધર્મગુરૂ વર્ગની કેળવણી અને ઉન્નતી માટેની પોતાની યોજના જણાવી ધર્મગુરૂ વર્ગની હાલત સુધારાવા માટે લખી પોતાના પત્રમાં શેઠ કામાજી જણાવે છે કે: "We have all sorts of funds and institutions of various kinds. They have been and are well supported by our community and to supplement them will do but little good. What I do humbly suggest to the Trustees is to do something that has been sorely needed, very often suggested and urged and which, if its object is fairly fulfilled will have a lasting effect upon the social, moral and religious welfare of the Parsees." પોતાના પત્રમાં શેઠ કામાજી લખે છે કે અથોરનાનોની પડતી અને અજ્ઞાન હાલત માટે તેઓ એકલાનેજ ઠપકો આપવાનો નથી પણ આપણે બેદરકાર રહી તેઓની હાલત સુધારવા કશું કીધું નથી.

વળી ચંચળ ધર્મગુરૂઓના દીકરાઓ એ પેશામાં પડવા માગતા નથી કારણ તેઓ માટે નથી તો સારૂં ભવિષ્ય કે નથી તો આબરૂ અને માન. છેવટે જણાવે છે કે "If things are allowed to remain as they are, I am afraid the number of priests will dwindle down, as it has already begun to do, and we shall have to put up with a still lower class of them." આવી રીતે શેઠ મેરવાનજીએ પોતાના બધા દોલતમંદ મિત્રો અને બીજાં ધર્મખાતાઓ ઉપર અથોરનાનોની બેહતરી કરવાની યોજના જેમાં એક તો તેઓને ઉંચી કેળવણી આપવી અને બીજું તો તેવા કેળવાયલા અથોરનાનોનો નીભાવ કરવો એ વિષેની મોકલી હતી. અનેક દિશાએ વિચાર ચલાવવામાં આવ્યો પણ કેઠેથીબી શેઠજી કામાજીને સહકાર મળ્યો નહિ. છતાં પણ એ વિષેની કોશેશો વરસો સુધી ચાલુ રાખી. તેટલામાં સર રતન તાતા ગુજર પામ્યા તે વેળા ફરી એક વાર સર દોરાબ તાતા પર તા૰ ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૮ ને દીને એક પત્ર લખી એ યોજના સર રતન તાતાને નામે ઉપાડી લેવા માંગણી કીધી. તે પત્રમાં શેઠ મેરવાનજી જણાવે છે કે "Friends say that I put undue stress on ceremonials. To this my reply is, that some ceremonials are necessary. They may be differentiated, picked out and curtailed, but for our "Daremehers" and "Atashbeheram" they are essential .........reforms must come from within and when we have an educated liberal minded class of priesthood they will themselves do it,.........for due preservation of our religion and to bring it as much as possible to a state of pristine purity it behoves us all to prove that we have true religion at heart." આવી રીતે લગભગ ૧૫ વરસ વેર શેઠ મેરવાનજી પોતાની માનીતી યોજનાને અમલમાં મુકવા નાણું એકઠાં કરવા મંડયા પણ જ્યારે નીશફળજ નિવડયા ત્યારે આખરે પોતાની દોલતનો એક ઘણો મોટો ભાગ રૂ. ૨૫,૦૦,૦૦૦) એક તડાકે કોમના ધર્મગુરૂ વર્ગની બહેતરીના કામ માટે કાઢવાનો નીશ્ચય

કર્યો અને તેનું ત્રસ્ટડીડ ચુપચાપ કરી નાંખ્યું અને કાંઇપણ ઢોલતાસા વગાર્યા વગર ઉલટમાં આવી જઇ "ધી એમ. એફ. કામા અથોરનાન ઇન્સ્ટીટયુટ" એક ભાડેના મકાનમાં ૧૯૨૩ માં નાના પાયા ઉપર ઉતાવળે શરૂ કરી દીધું. ત્યારબાદ અંધેરી ખાતેની ગઝદર હીલ નામની ઉંચાણની ટેકરીએ આવેલી વીશાળ જમીન ખરીદી તે ઉપર આશરે ૭ લાખ રૂપીઆનુ એક ભવ્ય અને આલીશાન અથોરનાન ઇન્સ્ટીટયુટનું મકાન બાંધ્યું જે તા૦ ૧૩ મી અકટોબર ૧૯૨૮ ને દીને શેઠ કામાજીના મુબારક હાથે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. જ્યારે જ્યારે શેઠ મેરવાનજી પોતાના આ અતી માનીતા ખાતામાં જતા ત્યારે ગડગડે અવાજે આંખોમાં હૃદયના ઉભરાથી વહેતાં આંસુઓ સાથે દાદગર દાદાર અહુરમઝદનું નામ લઇ બોલતા કે મારૂં ખાતુ ફત્તેહમંદ નીવડો. અત્રેથી ફકત કેળવાયલાજ નહિ પણ ભલા, ચારિત્રવાલા નમુનેદાર ધર્મગુરૂઓ ધર્મની ખરી સેવા કરવાને બરપા થાઓ અને તેઓમાંથી કોઇ એક પણ એવો નીવડે કે જે પોતાની પવિત્રાઇથી એક જરથોશ્તી Saint તરીકે જાહેર થઇ કોમની ધાર્મીક અને આત્મીક રાહબરી કરવાને સામર્થવાન થાય જેથી મારી આ ખાતું બરપા કરવાની ઉમેદ પુરેપુરી બર આવે !

## જરથોશ્તી કોનફરંસના એક ઉત્સાહી કારોબારી.

મરહુમ અષો નર શેઠ ખ. રૂ. કામા અને તેઓના વફાદાર અથોરનાન ચેલાઓની ૫૦ વરસોની જેહમત, અભ્યાસ અને શોધખોળોને પરિણામે જરથોશ્તી ધર્મ, નીતિરીતી, રાહ રસમો, ક્રિયાકામો વિગેરે ઉપર કાંઇક અજબ પ્રકારની રોશની પડી હતી. કોમ હવે ધાર્મીક બાબદોની સુરતીમાંથી જાગ્રત થઇ કાંઇક કાર્યસાધક પગલાં ભરવા તત્પર થઇ હતી. કોમના કેળવાયલા, ધર્મચુસ્ત ગ્રહસ્થોએ પોતાના તેવાજ કેળવાયલા સાચ્ચા ધર્મગુરૂઓની રાહબરી હેઠળ કેટલાક ધાર્મીક અને કોમી સવાલોનો જાહેર વાદવિવાદ કરી નીર્ણય કરવાનો કસદ કીધો. આ સઘળા અસલી વિચારના સદગ્રહસ્થોના જીગરમાં પોતાના પ્યારા જરથોશ્તી ધર્મ માટે અત્યંત દાઝ અને લાગણી હતી. પોતાનો મોતેબર ધર્મ, કોમ તેની ખરી અસલ્યાતમાં પાલતી થાય અને પાછળા વખતમાં અજ્ઞાનતાથી દાખલ થયલા કેટલાક વહેમો અને રાહરસમો

તજી શુદ્ધ જરથોસ્તી ધર્મના રાહપર ચાલે એવી તેઓની પ્રમાણીક નિષ્ટા હતી. પણ કોમના ખરેખરા કેટલાક દુશમનોએ પોતાની બદ દયાનતથી આ ભલા ગ્રહસ્થોની રૂડી હીલચાલ તોડી પાડવાની મજબુત કોશેષો કીધી હતી અને આજે કોમની જે દામાડોળ, ધાર્મીક અને સંસારીક હાલત છે તેના લાવનાર તેઓજ હતા. કોમના કેટલાક આગેવાન કેળવાયલા ગ્રહસ્થોએ એક જરથોશ્તી કોનફરંસ અનેક કોમી, સંસારીક અને ધાર્મીક સવાલોને ચર્ચાવવા માટે ભેગી કરવા વિચાર કર્યો અને તેમાં શરૂઆતથીજ મરહુમ શેઠ મેરવાનજી કામા બહુ આગેવાનીભર્યો ઉત્સાહી ભાગ લેતા હતા, કારણ તેઓની જીંદગીની ઉમેદ પોતાના બુલંદ ધર્મને તેની અસલ્યાતમાં સંપૂર્ણ રીતે સ્થાપીત થયલો જોવાની હતી. આ શુભ કાર્યની શરૂઆત એપ્રીલ ૧૯૧૦ માં પહેલી જરથોસ્તી કોનફરંસ ભરી કરવામાં આવી હતી, જેની રીસેપશન કમીટીના ચેરમેન શેઠ મેરવાનજી કામા હતા. કોનફરંસના બધા કાર્યકર્તાઓની નેમ બહુ શુભ હતી પણ વિરોધીઓએ સુધારાનો બાહુ ઉભો કરી કોમને ઉશ્કેરી આડે માર્ગે દોરવી હતી. અકટોબર ૧૯૧૧ માં બીજી જરથોસ્તી કોનફરંસ ભેગી મળી હતી, જ્યાં શેઠ મેરવાનજી કામાએ કોનફરંસના બંધારણ અને કાયદા કાનુનો રજુ કરી તે બહાલ રાખવાની દરખાસ્ત મુકી હતી અને કોનફરંસનો હેતુ અને નેમો બહુ સ્પષ્ટ રીતે ખુલ્લી ભાષામાં સમજાવ્યાં હતાં. કમનસીબ પારસી કોમના કે શેઠ મેરવાનજી કામા જેવા ધર્મી સકરમી ગ્રહસ્થની શુભ નેમોને ઉલટાવી નાખી. શેઠ મેરવાનજીએ કોનફરંસ બાબે મરહુમ જસ્ટીસ દાવર સાથે બંને પક્ષની વચ્ચે સમજુતી અને સમાધાની કરવા ભાગ ભજવ્યો હતો, પણ તેનું કશું ઇચ્છવાજોગ પરિણામ સામી પક્ષની ખોટી હુજતને લીધે આવી શક્યું ન હતું. એ પછી બીજી બે જરથોસ્તી કોનફરંસો મળી હતી. તેમાં શેઠ મેરવાનજી કામાએ હમેશ મુજબનો ઉલટભર્યો ભાગ લીધો હતો. જો આ કોનફરંસો ભરવાનું ચાલુ રાખવામાં આવ્યું હતે કોમને ઘણોજ લાભ થતે અને તેની ઐકયતા અને બંધારણને ટેકો મલતે. આજે કોમની જે આર્થીક અને નૈતિક પડતી આવી છે તે આવવા પામતે નહિ અને સખાવતી ખાતાંઓ અને તેઓની એકત્રતા કરવાનો સવાલ એ કોનફરંસે વરસો અગાઉ ઉપાડી લીધો હતે અને

આજે જેમ દુન્યાભરમાં દરેક બીકટ સવાલો માટે એવી કોનફરંસો ભરાય છે અને નીર્ણયો થાય છે તેમ પારસી કોમની અનેક મુશકેલીઓનો નીર્ણય થઇ શકતે અને ખાસ કરીને પારસી કેળવણી અને જરથોશ્તી ધર્મ શિક્ષણનો ફેળાવો બાળકોમાં તેમજ મોટાંઓમાં કેમ કરવો એ કયાગનું એ નક્કી થઇ ગયું હતે. જે ધામીંક બાબદો શેઠ ખ. રૂ. કામા અને તેઓના ચેલાઓએ વાજબી તરીકે રજુ કરી હતી, જે રાહનુમાએ માઝદયસ્નાન સભાએ કોમની રાહબરી માટે જાહેર કર્યું હતું, તે સર્વે આજે સામી પક્ષવાળાઓએ કબુલ રાખ્યું છે. વખતે પોતાનું કાર્ય બજાવ્યું છે અને શેઠ ખ. રૂ. કામાજી અને ચેલાઓની સ્વભોગી સેવાઓને પરિણામેજ આજે કોમની ધામીંક આસ્થા કાયમ રહેવા પામી છે. પારસી કોમમાં સુધારાની અનેક હીલચાલોની અંદર મરહુમ શેઠ મેરવાનજી કામાનું નામ સદાકાળ જળવાયલું રહેશે અને એક સાચ્ચા કોમહીતકારી ધર્મ અને સંસાર સુધારક તરીકે આપણે એઓને પુજતાં શીખીશું.

## ફસલી સાલના એક ચુસ્ત હીમાયતી અને ફસલી સાલ મંડળના સ્થાપક

મરહુમ શેઠ મેરવાનજી કામાનું નામ બીજી એક અગત્યની દીની ચળવળ સાથે જોડાયલું રહેશે તે જરથોશ્તી દીની સાલને લગતી ખરી રોજ માહની ગણત્રી દાખલ કરવાની બાબદમાં હતી. પારસી જેવી સુધરેલી કોમ જાણીજોઇને પોતાની ભુલભરેલી ગણત્રી ચાલુ રાખે એ શેઠ મેરવાનજીને જરાબી પસંદ ન હતું અને એ અગત્યની દીની બાબદનો સુધારો કરવા વરસો સુધી કોશેષો કરી, પૈસા ખરચી બહુ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પારસી કોમ અને ધર્મની પડતીના અયામમાં જે દીની વરસમાં, કસરના કલાકો અને ચાર વરસે એક વધારાનો દિવસ ઉમેરવાની રૂઢી હતી તે ભુલાઇ જવામાં આવી અને ૩૬૫ ¼ ને બદલે ૩૬૫ દિવસનુંજ વરસ ગણવામાં આવ્યું. આ ભુલ સદીઓ સુધી હિંદુસ્તાનમાં ચાલુ રહી. જ્યારે ૧૭૪૧ માં જામાસ્પ નામે ઇરાની મોબેદ ઇરાનથી સુરત આવ્યા ત્યારે તેઓએ ઇરાનના અને હિંદુસ્તાનના જરથોશ્તીઓના રોજ માહ વચ્ચે એક મહીનાનો ફરક જોયો. આ વખતથી લોકોના મનમાં પોતાની ખોટી ગણત્રી વિષે વસવસો ઉત્પન્ન થયો. જામાસ્પ વેલાયતીએ સુરતવાળા દસ્તુર દારાબ (કુમાનાદાદદારૂ), નવસારીવાળા દસ્તુર

જામાસ્પ (જામાસ્પ આશા) તથા ભરૂચના એક દસ્તુર (કામદીનજીના બાવા)ને જંદ પહેલવીની તાલીમ આપી. આ રીતે કબીસાની બાબદ માટે દીની પુસ્તકોનો અભ્યાસ થવા માંડયો અને તા. ૬ થી જુન ૧૭૪૫ થી કદીમી ટોળો સ્થપાયો અને કદીમી રોજ માહ ભણાવા લાગ્યો. સુરત, ભરૂચ વિગેરે ઠેકાણે એ ચર્ચા જોશભેર ચાલી અને ઇ.સ. ૧૭૮૦માં સુરતના કદમીઓના વડા ધનજીશાહ મનજીશાહે મુંબઇ આવી કદીમી ટોળાનો પાયો નાખ્યો અને ઇ.સ. ૧૭૮૩ માં શેઠ દાદાભાઇ નોશેરવાનજીએ કદીમી તરીકા પ્રમાણે મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલની દેખરેખ હેઠળ મુંબઇમાં આતશબેહેરામ પરથાવ્યા. ૫૦ વરસના અરસા પછી ૧૮૨૬ માં દસ્તુર અસ્પંદીઆરજી કામદીનજી ભરૂચવાલાએ જરથોસ્તીઓમાં કબીસો જાએજ છે એવું પુરવાર કરનારી "કદીમ તારીખ પારસીઓની કસર" એવે નામની ચોપડી પ્રગટ કરી અને તે ઉપરથી મુંબઇમાં જબરી સામસામી છાપાછાપી ચાલી. આ વરસો દરમ્યાન એટલું તો નક્કી થઇ ચુકું હતું કે પારસીઓની ગણત્રી ભુલભરી હતી. હવે જયારે શેઠ ખ. રૂ. કામાએ અને તેઓના અથોરનાન ચેલાઓએ એ બાબદનો જરથોશ્તી સાહીત્યને આધારે અભ્યાસ કર્યો ત્યારે ભરૂસાપૂર્વક સાહદતો અને લખાણો શોધી કાઢયાં. ૧૮૭૦ માં શેઠ ખ. રૂ. કામાએ "યજદેજરદી તારીખ" નામની ચોપડી છપાવી તેમાં જણાવ્યું કે ગહામબારો અને તહેવારો તેઓની ફસલ પર લાવવા જરથોશ્તી વર્ષ ૨૧ મી માર્ચથી શરૂ થવું જોઇએ અને તેટલા માટે કબીસો જરૂરનો છે. વળી શેઠ ખ. રૂ. કામાની આગેવાની હેઠળ જરથોશ્તી વરસ સુર્યની ચાલ સાથ લાવી મેલવા એક કમિટી નેમાઇ હતી, જેણે જરથોશ્ની વરસ ૨૧ મી માર્ચે શરૂ કરી હમેશ તેજ હીંગામ પર આવે તે માટે અંગ્રેજી રીત મુજબ દર ચાર વરસે એક દિવસ કસરનો ઉમેરવાનો ઠેરાવ કર્યો હતો. ઇ.સ. ૧૯૦૭ માં ડૉકટર માણેકજી બમનજી દાવર એમ.એ., પીએચ.ડી. એ "જરથોશ્તી પંચાગનો પહેલો મહીનો કયો ?" એ નામનું કીંમતી ચોપાન્યું પ્રગટ કરી ફસલી ગણત્રીને ઘણો સત્તાધારી ટેકો આપી ફરવરદીન મહીનો પહેલો એવું સાબેત કર્યું. આ રીતે ખરી દીની ફસલી ગણત્રી વિષે વરસો સુધી શોધખોળો અને અભ્યાસ ચાલ્યો અને લગભગ બધા ધર્મઅભ્યાસીઓ એકમત થયા કે હાલની રિવાજી ગણત્રી ભુલ-

ભરેલી છે, તે તાકીદે સુધારી ફસલી રોજ માહ પ્રમાણે જરથોસ્તીઓએ ચાલી પોતાના ક્રિયાકામો બરવખતે કરાવવાં જોઇએ.

મરહુમ શેઠ મેરવાનજી ધર્મનો અભ્યાસ કરવાનો ભારે શોખ ધરાવતા હોવાથી શેઠ ખ. રૂ. કામાના વખતથી ફસલી બાબદોના લખાણોનો બારીક અભ્યાસ કર્યો હતો. પોતે કામા કુટુંબના એટલે કે કદીમી હતા. પોતાના અભ્યાસથી એઓની જ્યારે ખાત્રી થઇ કે ફસલી ગણત્રીજ દીની સાહીત્ય અનુસાર વાજબી છે કે તુરતજ તે પ્રમાણે પોતે ચાલવા લાગ્યા અને એ સવાલને ગોયા પોતાનોજ બનાવી તેમાં બહુ રસ લેવા લાગ્યા અને આખી પારસી કોમ એ ખરા રાહે ચાલે તેને માટે તીવ્ર ઇચ્છા પેદા કીધી. વિદ્વાન ધર્મઅભ્યાસીઓને એ વિષે ભાષાણો આપવા, લખાણો કરવા ચાલુ અરજો કરતા રહયા, અને કોમ એ સવાલ પુરેપુરો સમજે અને તે પ્રમાણે અમલ કરે તેને માટે યોજનાઓ ઘડવા લાગ્યા અને તેના એક વહેવારૂ પગલાં તરીકે દીની સાલ મંડળની સ્થાપના કરી એક ફંડ ભેગું કર્યું અને બરવખતે ગાહમ્બાર અને જશનોની ક્રિયા કરવાનું ચાલુ થયું. ૧૯૧૯ માં તે મંડળ જરથોશતી ફસલી સાલ મંડળમાં ફેરવાઇ ગયું અને એક મોટું ફંડ થયું તેમાં શેઠ મેરવાનજીનો ફાળો બહુ મોટો હતો. હવે મોબેદોની જોડ રાખી સર્વે ક્રિયાકામો ફસલી રોજ માહની ગણત્રી પ્રમાણે થવા લાગ્યાં. આ રીતે થોડાંક વરસમાં કોમની ઉપર એ ચળવળની બહુ અસર થઇ અને સેંકડો બલકે હજારો જરથોસ્તીઓ ફસલી રોજમાહ ભણવા લાગ્યા અને કોમ એ સુધારો કરવા તતપર થઇ અને તેને માટે એક ફસલી અગીઆરીની જરૂર જણાઇ. મરહુમ શેઠ મેરવાનજીએ એવી એક અગીઆરી અંધેરી ખાતેના પોતાના અથોરનાન ઇન્સ્ટીટયુટમાં બરપા કરવાની ખાહેશ દેખાડી પોતે બહુ ઉલટમાં આવી જઇ આખી કોમ ફસલી થઇ જાય એવી દાદાર પાસે દુઆ ગુજારી. ત્યારબાદ એવી એક અગીઆરી મુંબઇ મધેજ હોય એવી માંગણી થવાથી તેમાં પણ પહેલાં પોતા તરફથી પોણો લાખ રૂપીયો આપ્યો અને પોતાની જઇફીને લીધે ઘણાજ આર્જુમંદ હતા કે પોતાની હૈયાતીમાંજ એ ફસલી અગીઆરી હસ્તીમાં આવે અને આખી પારસી કોમ ખરી ગણત્રી પ્રમાણે ચાલતી થાય. એ રીતે ૨૧ મી માર્ચ ૧૯૩૩ ને દીને મરહુમ શેઠ મેરવાનજીએ મુંબઇમાં ચર્ચગેટ સ્ટેશનની સામેના કવીન્સ રોડ

ઉપરની એક ખુલ્લી જગા ઉપર એક ખાસ કૂસલી અગીઆરીનો પાયો નાખ્યો હતો. આજે અનેક દસ્તુરો અને મોબેદો કૂસલી રોજમાહ ભણે છે અને તે પ્રમાણે ક્રિયાઓ કરે છે. આખી કોમ આજે એ સવાલ ઉપાડી લેવા આતુર છે પણ કોઇક રાહબરીની આતુરતાથી વાર જુએ છે. મરહુમ શેઠ મેરવાનજી પોતાની એ ઉમેદ સાથેજ લઇ ગયા, પણ તા૦ ૧૯ મી ઑગસ્ટ ૧૯૩૫ ના દિવસે મરહુમ શેઠ ખ. રૂ. કામાની ૨૬ મી બાજના થયલા મેળાવડાના પ્રમુખસ્થાનેથી પારસી કોમના મરહુમ માનવંત અકાબર સાહેબ ધી ઓનરેબલ સર ફીરોઝ સી. શેઠનાએ ઉમદા ઉદગારો કાઢયા હતા અને આશા દર્શાવી હતી કે હવે થોડાજ વખતમાં આખી પારસી કોમ કૂસલી થઇ જાય !

## મરહુમ શેઠ મેરવાનજી કામા કેળવણીના એક મોટા હીમાયતી

શેઠ મેરવાનજીએ પોતે સંગીન કેળવણી લીધી હતી અને તેના રૂડાં ફળો એઓ સાહેબ જાણતા હોવાથી પોતાના શરૂઆતના વહીવટથી કેળવણીને ઉત્તેજન આપવા આતુર હતા. પોતાના કુટુંબીઓના ત્રસ્ટોના એક ત્રસ્ટી તરીકે અનેક નિશાળ્યાઓને કેળવણી માટે મદદો આપતા હતા. પોતે રૂ. ૨૫) લાખની બાદશાહી સખાવત કરી અથોરનાનોની કેળવણી માટેની પોતાની દાઝ જાહેર કીધી હતી. એ સખાવત કર્યા અગાઉ પણ કાંઇક સંખ્યાબંધ સ્કુલ અને કોલેજોના વિદ્યાર્થીઓને માસીક સ્કોલરશીપો આપી સેંકડો બલકે હજારોને વિદ્યાદાન આપ્યું હતું. વળી યુરોપના દેશોમાં ચઢતા અભ્યાસ માટે કાંઇક સંખ્યાબંધ પારસી જુવાનોને લખો રૂપીઆની મદદો કરી ઉંચ કેળવણી પ્રાપ્ત કરાવી શકયા હતા. કચકાંઇ ડાકટરો, અભ્યાસીઓ, સાયનટીસો, ઇજનેરો એઓની મદદથીજ ઉંચી ડીગ્રીઓ મેળવી આવ્યા હતા. ફકટ પારસીઓજ નહિ પણ કોઇ તેવા લાયક હિંદુઓ અને મુસલમાનોને વટીક અવસ્તા, પેહલવી સંસ્કૃત, વિગેરે ભાષાઓનો જરમનીમાં અભ્યાસ કરવા હજારો રૂપીઆની મદદ કીધી હતી. કેટલાક આશા આપનારા ચંચળ ધર્મગુરૂઓ માટે પુષ્કળ પૈસો ખર્ચી તેઓને કેળવ્યા હતા. અથોરનાનોની કેળવણી માટેની ૨૫) લાખની જાહેર સખાવત ઉપરાંત બીજા કેટલા લાખ એઓએ કેળવણી પાછળ ખર્ચ્યા હશે તેનો કશોએ હીસાબ મળી શકે એમ નથી. મરહુમ શેઠ મેરવાનજીએ ભર ઉમેદો સાથે પોતાનું માનીતું અથોરનાન

ઇન્સ્ટીટયુટ બરપા કરી અનેક ભલી ઉમેદો બાંધી હતી પણ એ ભલાં, નેક નીજ્ઞાના કામમાં અનેક નડતળો અને નાઉમેદીઓ નડી હતી. માણુસ ઇચ્છે છે શું અને ખોદા કરે છે શું! પોતાની ઉમેદો ફળીભુત ન થવાથી એઓ છેલ્લાં છેલ્લાં તેથી દલગીર પણ થતા અને પોતાના જોડયા ત્રસ્ટીઓના વિચારો સાથે એક મલતા થઇ રૂ. ૨૫) લાખમાંથી અરધા યાને કે ૧૨।।) લાખ રૂપીઆ બીજી સામાન્ય ઉંચ કેળવણી આપવા ત્રસ્ટદીડમાં ફેરફાર કીધો. આપણે આશા રાખીશું કે અથોરનાનોની ઉન્નતી અને કેળવણી માટેનું આ બાકી રહેલી રૂ. ૧૨।।) લાખની રકમનું ખાતું પણ બચવા પામે અને એ ખાતાંની એવી તો એક નમુનેદાર અને સંગીન નવરચના કરવામાં આવે કે જેથી મરહુમ શેઠ મેરવાનજીની નેમ પુરેપુરી નહિ તોબી થોડે દરજ્જેબી પાર પડે. કામ ઘણું બીકટ છે પણ અશકય તો નથીજ. આજે ખુલ્લાં દીલે પુરતા સહકાર સાથે જો લાયક અથોરનાન ગ્રહસ્થો અને ધર્મઅભ્યાસીઓના હાથમાં નવી યોજનાઓ સાથે આ ખાતું મુકવામાં આવે તો જરૂરજ શેઠ મેહેરવાનજીની ભલી નેક ઉમેદો પાર પડી શકે અને ફકટ થોડાજ નમુનેદાર ધર્મગુરૂઓ અને ધર્મસેવક મીશનરીઓ પેદા કરી શકાય.

## મરહુમ શેઠ મેરવાનજી કામાની સખાવત કરવાની ઉમદા રીત.

મરહુમ શેઠ મેરવાનજી જેટલા ધનવાન હતા તેટલાજ નમાના હતા. એઓમાં કાંઇક અજબ અમીરી ખવાસ હતો અને એવા તો શરમાળ હતા કે કોઇપણ પ્રકારની જાહેરાતથી દુર રહેતા. એઓનું જીગર એક ખરૂં લાગણીભર્યું જીગર હતું. કોઇપણ એવો આગળ મદદ લેવા જતું તેને એવો તો સુંદર આવકાર અને લાગણીભર્યો જવાબ આપતા કે કોઇપણ કદી દલગીર થઇને ખાલી હાથે ન જતું. ઘણીક વેળા તો એઓને માલમ પડતું કે ફલાણા ફલાણા ધર્મગુરૂનો છોકરો ચંચળ છે, તો તેના પીતાને બોલાવી કહેતા કે તમારા દીકરાને કેળવજો બધો ખર્ચ હું આપીશ. જેઓ મદદ લેવા આવતાં તેઓને પોતાની ભલી લાગણીથી રાહત આપી તેઓનું દુઃખ ઓછું કરી સખાવત સાથે માણુસાઇ પ્રેમ આપી વીદાય કરતા. એક વેળા ધણી ગુજરી જવાથી એક મા દીકરી જેઓ સારો ખાનદાનના અને સારો વખત જોયલો હતો તેઓ કબજ સ્થિતીમાં

આવી જવાથી શેઠ મેરવાનજી આગળ મુલાકાતે આવ્યાં હતાં તેઓની બહુ કાળજીથી ખબર અંતર પુછી જ્યારે તેઓની સ્થિતી સમજી ત્યારે ધરધર આંસુ પાડી તેઓના દુ:ખમાં પોતાનું દુ:ખ જાહેર કરી ગુપચુપ એક મોટી રકમની મદદ કરી તેઓને લાગણી સાથે દાદર સુધી વેર મુકી આવી પોતાનો અમીરી ખવાસ જાહેર કર્યો હતો. માગવા આવનારાંઓ પ્રત્યેનું એઓનું વર્તન ખરેજ આફ્રીન કરવા યોગ્ય હતું. કામમાં છું, મળી શકાશે નહિ એવી ક્રુર રીતીઓ એઓની ન હતી, પણ બહુ દયાથી વાતો સમજી, મદદો કરી ગમે એવાં ગરીબને પણ ઉઠી દાદર સુધી ઇજત આબરૂથી રવાના કરતા. સખાવત કરનારાં હોજો તો એવાજ હોજો! પૈસાજ કાંઇ ખરી સખાવત નથી. પણ માનસાઇ લાગણી અને માણુસાઇ પ્રેમ એજ દુ:ખીઓને ખરી રાહત આપે છે. શેઠ મેરવાનજીનાં બાબમાં તો એવા અસંખ્ય બનાવો બન્યા હશે પણ અત્રે તો સામાન્ય શબ્દોમાં એઓની સખાવત કરવાની ઉમદા રૂઢી વિષેજ બોલીને આપણને સંતોશ પામવાનું છે.

વળી એઓની સખાવતનો ભરમ ઘણાજ થોડાઓ જાણતા હશે. પોતે જે કાંઇ આપે તે કોઇને જાણવાજ નહિ દીએ, અને પોતાની પણ યાદ ન રહે. છેલ્લાં છેલ્લાં તો જે કાંઇ હોય તે જે કોઇ આગળ આવે તેઓને આપી દીએ, કોઇ જ્ઞાનની વાતો કરતું આવે, કોઇ ધર્મ, ફીલસુફીની વાતો કરતું આવે, કોઇ બ્રહ્મજ્ઞાનની બાબદો સાથે આવે તો કામાજીની કોઠળી હમેશ ખુલ્લીજ હતી. ખરો ભાગ્યશાળી તો તેજ કે જે પોતાની સર્વે સખાવતો પોતાને હાથે જાતે કરે છે. કામાજી ખરેજ એક મહાન નર હતા. લખો રૂપીઆ પોતાને હાથેજ સખાવતોમાં આપ્યા, કારણ એઓએ જરથોશ્તી ધર્મપુસ્તકોના વાંચણો ઉપરથી જાણ્યું હતું કે જે માણુસ પોતાને હાથેજ સખાવત કરે તેજ તેનું ફળ મેળવી શકે છે. જયારે શેઠ મેરવાનજીએ રૂ. ૨૫) લાખની સખાવત કીધી ત્યારે લોકોના મનમાં એમ હતું કે એઓ પાસે બીજા એટલાજ લાખ હશે પણ ના એ તો એઓએ લગભગ પોતાનું બધુંજ આપી દીધું હતું. જયારે ૨૫) લાખ રૂપીઆ આપ્યા ત્યારે પોતાની બધીજ દોલત પુરી કરી દીધી, પોતા માટે જેટલું કાંઇ જરૂરી હતું તેટલુંજ રાખ્યું. વળી પોતાના કુટુંબીઓ માટે પણ જે કાંઇ ટુંક ઘટારત હતું તેટલુંજ રાખી

છેક છેવટના દિવસ સુધી બસ આપ આપ અને આપમાં પોતાનો સર્વે પૈસો ખર્ચી ગયા. જ્યારે ગુજર પામ્યા ત્યારે પોતાના સવાબોનો હમબેહરો સાથે લઇ ગયા અને પોતાની ભલાઇની દોલતનો ઢગ મુકી ગયા, પોતાની બાકી દોલત જેવું કશુંએ બાકી રાખ્યું નહિ. આફ્રીન હોજો એવા ભલા અષો નર ઉપર !

## શેઠ મેરવાનજી કામાને પોતાની ફરજો માટે નમુનેદાર કાળજી.

શેઠ મેરવાનજીએ બચપણથીજ એક ઉદ્યોગી જીંદગી ગુજારવાની તમેહ પાડી હતી. દોલતમંદના દીકરા છતાં કોઇપણ પ્રકારની મોજીલી અને એશઆરામની સ્વાર્થી જીંદગી કરતાં પરમાર્થી ઉપયોગી જીંદગી વધુ પસંદ કરતા હતા. શરૂઆતથીજ ધર્મખાતાંઓ અને ત્રસ્ટ ફંડો સાથનો એઓનો સંબંધ જોડાયો હતો. કોમના અનેક કેળવણી ખાતાંઓ અને બીજાં સામાન્ય ખાતાંઓના ત્રસ્ટી, સરનશીન અને કારોબારી તરીકે બહુ ઉલટભર્યો ભાગ લેતા હતા. દરેક મીટીંગોમાં વખતસર હાજરી આપવી એ એઓનો નિયમ હતો. ઓરફનેજ જેવાં ખાતાઓમાં વખતો વખત મુલાકાત આપી નાવારસ બચ્ચાંઓની પરપુછ કરતા અને ઘણીક વેળા તો મીટીંગના મુકરર કીધેલા વખતની અર્ધો કલાક આગામજથી આવી તે ખાતાની પોતે જાતી દેખરેખ રાખતા. ત્રસ્ટી તરીકે દરેક હીસાબો જાતે તપાસી નાણાની બહુ સાચવણી કરી તેનાં વધારા માટે યત્ન કરતા. એ રીતે જે જે ખાતાંઓમાં હતા ત્યાં ત્યાં બહુ અંતકરણપૂર્વક કાળજીથી પોતાની ફરજો બજાવતા. પોતાથી કાંઇ ખોટું ન થાય, કાંઇ ગેરઇનસાફ ન થાય, કાંઇ ફરજ બજાવવામાં કચાસ ન રહી જાય તેને માટે બહુ ખબરદાર રહેતા. પોતાથી જો કાંઇ નાની ભુલ થઇ હોય અને તે વિષે વિચાર કરતાં જો એઓને માલમ પડયું હોય તો તે માટે બહુજ પસ્તાવો કરતાં અને માફી પર માફી માગતા. પોતાની કુટુંબી બાબદોમાં બહુજ ઇનસાફથી વર્તતા અને ત્યાં પણ કોઇને દુ:ખ ન થાય, ઓછું ન આવે, ફરજ ન ચુકાય એવા બહુ ઉંચા નીયમોથી કામ કરતા. પોતે એટલા તો ભલી ભલાઇથી ભરેલા હોવા છતાં સદા બોલતા કે મારેથી ઘણી ભુલો થયલી છે અને જેને માટે હું જીંદગી ભર પસ્તાવો કરૂં છું. આ એઓના હૃદયની ચોખ્ખાઇ દેખાડતું હતું. પોતાથી ફરજ બજાવવાનું પુરેપુરૂં બને તોજ કામ માથે

લીએ નહિ તો ના પાડે. વળી પારસી પંચાયતના ટ્રસ્ટી તરીકેની ભારે ફરજો પોતાના અંતકરણ મુજબ બજાવી ન શકાઇ કે રાજીનામું આપ્યું. એજ પ્રમાણે ઝઇફીને લીધે બીજાં અનેક ખાતાંઓમાંથી રાજી-નામાંઓ આપી પોતે ત્યાં કાર્ય કરવા અને ફરજ બજાવવાજ હતા એવું દેખાડી આપ્યું હતું. કાંઇ સંખ્યાબંધ ખાતાંઓ સાથનો એઓનો સંબંધ હતો જેઓમાના અગત્યના થોડાક નીચલાં હતાં:—

નશરવાનજી મનચેરજી કામા ચેરીટી ફંડ.

હોરમજજી મનચેરજી કામા ચેરીટી ફંડ.

રૂસ્તમજી મનચેરજી કામા આતશઆદરાન ફંડ.

ફરામજી મંચેરજી કામા ચેરીટી ફંડ.

ખરશેદજી નશરવાનજી કામા મેમોરીયલ ફંડ.

મુંબઇના નાવારેસ ઇરાનીઓનું ફંડ.

કદમી ગહમબાર ફંડ.

કદમી હમકાર ફંડ.

ગરીબ જરથોસ્તીઓના રહેઠાણ ફંડ.

સુરત પારસી ચેરીટી ફંડ.

રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ સ્કુલ ફંડ.

પારસી સુવાવડખાનુ.

મુંબઇની પાંજરાપોળ.

નશરવાજી માણેકજી પીટીટ ચેરીટી ફંડ.

ધી જે. એન. પીટીટ પારસી ઓરફનેજ.

બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ છોકરીઓની ઓરફનેજ.

જરથોશ્તી છોકરીઓની નિશાળ મંડળી.

વાંદરાનું મીસીસ શીરીનબાઇ કામાનું કોનવેલેસન્ટ હોમ.

માથેરાનનું સર રતન તાતા કોનવેલેસન્ટ હોમ.

બોમ્બે નેટીવ ડીસ્પેન્સરી.

ડીસ્ટ્રીકટ પ્રોવીડંટ સોસાયટી.

સર જે. જે. પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટ.

મુલ્લાં ફીરોઝ મદ્રેસા.

મુલ્લાં ફીરોઝ કેતાબખાનું.

કદીમી દસ્તુરને મુસારો આપવાનું ફંડ.

જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી

વિગેરે વિગેરે બીજાં અનેક નાના મોટાં ખાતાંઓ

## શેઠ મેરવાનજી કામાની સાદી, નિયમીત અને નકલ કરવાજોગ પવિત્ર જીંદગી.

શેઠ મેરવાનજી કામા ૮૪ વરસના થયા ત્યાં સુધીનો ચાલુ પોતાના કામકાજોસર ઓફીસમાં જતા અને ૮૫ વરસની વૃદ્ધ વયે ગુજર પામ્યા. મરહુમની જીંદગી બહુજ સાદી અને મીતાહારી હતી. અસલના પારસી ઉંચ કુટુંબોમાં જે 'ડીસીપ્લીન' હતી તેને લીધે તેઓને ત્યાં સપુતો નીવડવા પામતા. રૂડા પવિત્ર વાતાવરણમાં શેઠ મેરવાનજીનું બચપણ પસાર થયલું હોવાથી કશાપણ દુર્ગુણો એઓમાં દાખલ થવા પામ્યાજ ન હતા. સહવારે સકાળે ચાર વાગામાં ઉઠવું, ઠંડા પાણીએ નાહવું, નિયમીત અંગ કસરત અને 'બ્રીધીંગ' કરવી, ચાહ કોફી જેવું પીણું કદી ન પીવું, ઘણુંજ સાદું અને થોડું ખાવું, અઠવાડીઆંમાં એક દિવસ અપવાસ કરવો, એ બધી ઉમદા રીતીઓ છેક જીંદગીના છેડા સુધી એઓએ ચાલુ રાખી હતી. મરહુમ બહુજ ધાર્મીક આસ્થાવાળા હતા અને રોજ નિયમીત બંદગીમાં રોકાતા અને ફસલી હમકારાઓ ઉપર જરૂરજ આતશબેહેરામો જતા અને દરેક મોબેદ સાહેબોને આશોદાદ આપતા.

મરહુમની જીંદગીની એક મોટામાં મોટી મોજ ધાર્મીક, મીનોઇ અને ઉમદા સાહિત્યના પુસ્તકો વાંચવાની હતી. મરહુમ કેળવાયલ હોવા ઉપરાંત બહુ સંગીન જ્ઞાન ધરાવતા. પોતાની જવાનીમાં બધા ક્લાસીકલ લખનારાઓની નામીચી કેતાબો, નાટકો, વાર્તાઓ વાંચવાનો બહુજ સારો શોખ ધરાવતા. વળી જાતજાતના અઠવાડીક, માસીક, ત્રૈમાસીક ચોપાન્યાઓ ચીપી ચીપીને વાંચતા. જરથોશ્તી ધર્મ સાહિત્યનો લગતાં અંગ્રેજી તેમજ ગુજરાતી પુસ્તકોનો બહુ ઉંડો અભ્યાસ કરતા અને એવા અભ્યાસને પરિણામેજ એઓ જરથોશ્તી ધર્મના ખરા આશક બન્યા, એવા અભ્યાસને પરિણામેજ એઓ વિચારવંત (Rational) બન્યા. એવા અભ્યાસને પરિણામેજ ખોટી રાહરસમો અને વહેમી રિવાજો અને વધારી મુકેલી ક્રિયાકામોને કબુલ નહિ રાખતા, એવા અભ્યાસને પરિણામેજ

એઓ ફસલી સાલના ચુસ્ત હીમાયતી બન્યા, સાચ્ચા ધર્મ અને સંસાર સુધારક (a great reformer) બન્યા, કોઇક વેળા સગાંઓ યા ઓળખીતાંઓને ત્યાંથી ચાશણીના ખુમચા આવતા તે જોઇ બહુ કગલતા અને બળાપો કરતા. એઓનો વાંચણનો શોખ છેક નાતવાની અને ઝઇફી થઇ ત્યાં સુધી રહયો અને હરહમેશ હાથમાં કાંઇબી વાંચવાનું તો હોયજ. ગુજર પામવાની એક વરસ અગાઉ પોતાની જુવાનીમાં વાંચેલી કેટલીક નામાંકીત લખનારાઓની અંગ્રેજી ચોપડીઓ ફરી પાછી ખરીદી વાંચતા હતા અને એલેકઝાન્ડર ડુમાની નોવેલો વાચતાં આ લખનારે એઓને નીહાળ્યા હતા. બહુ જ્ઞાની છતાં અતી નમાના હતા અને એક જીજ્ઞાસુ તરીકે બ્રહ્મજ્ઞાન અને ઇશ્વરપ્રાપ્તીની બાબદોમાં બહુ રસ લેતા.

મરહુમ શેઠ મેરવાનજી બહુ દ્રઢ મન ધરાવતા હતા અને પોતે વિચાર કરી જે અનુમાનો ઉપર આવતા તેને બહુ ચીવટાઇથી વળગી રહેતા હતા. ગમે તેવી બુજોર્ગીમાં પણ કોઇ નવું જ્ઞાન ધરાવવા માટે, કોઇક તનદરોસ્તીનો રૂડો નિયમ અમલમાં મુકવા મન ઉપર પુરતો કાબુ હતો. એક વેળા મરહુમ શેઠ કૈકોબાદ મરઝબાન સાથે અંધેરી પોતાની સ્કુલમાં આવ્યા. શેઠ મરઝબાને વર્ગમા નીશાળ્યાઓને ડોકું ઉંચુ રાખી, કમ્મર સીધ્ધી રાખી, છાતી બહાર રાખી બેસવા, ચાલવા હાલવાના ફાયદા સમજાવ્યા. તુરતજ કામાજી જેઓ જઇફીને લીધે જરા વાંકા ચાલતા હતા તેઓએ એ પાઠ ઉપાડી લઇ તેજ ઘડીથી તતાર છાતી બહાર રાખી ચાલવા માંડયું અને તે નિયમને ચાલુ મક્કમપણે અમલમાં મુકયો.

## મરહુમ શેઠ કામાજીનું ઉંચ ચારીત્ર અને અમીરી ખવાસ.

ઘણા મોટા માણસો પોતાના કાર્યોથી પોતાની નામના અને કિર્તી મુકી જાય છે, કોઈક પોતાની દોલતથી, કોઇકો પોતાની જાહેર સેવાથી, કોઇક પોતાના માનચાંદથી. પણ ઘણા જુજજ એવા હોય છે કે જેઓ દોલત, જ્ઞાન, મોભ્ભો ધરાવેવા છતાં સંપૂર્ણ ભલી જીંદગી ગુજારી, પરમાર્થ અને સેવા બજાવી સખાવત અને દયાદાન કરી, પોતાના ઉંચ ચારિત્ર અને અમીરી ખવાસથી સાધુ જીવન ગાળી પોતાની અષોઇ અને ભલાઇનો પમરાત ચોમેર પાંદરી જાય છે. મરહુમ શેઠ મેરવાનજી પાછળા પ્રકારના અષો જીવન ગાળનાર સાધુ પુરૂષ હતા. એવો પોતે જેટલા

નીખાલસ અને સ્વચ્છ અંતઃકરણના અને ભલા હતા, તેવાજ સર્વે મનુષ્યોને એવણ ધારતા હતા, તેથી કોઇકો એઓની ભલાઇનો અઘટીત લાભ મેળવી નુકશાન પણ કરી ગયા છે. જ્યારે પણ એઓની વખાણ કરવામાં આવતી, જ્યારે પણ એઓની રૂ. ૨૫) લાખની બાદશાહી સખાવત માટે બોલવામાં આવતું ત્યારે બહુજ શરમાઇ જતા અને કહેતા કે undue and too much praise is censure. મેં કાંઇજ કીધું નથી. પરવરદેગારની ઇચ્છાથીજ સર્વ થાય છે અને મેં તો મારી નાની જેવી ફરજ બજાવી છે. કોઇપણ પ્રકારની મોજશોખ કે સીનેમા નાટક વગેરેમાં કદી ન જતા અને કોઇપણ દુન્યવી ચીજોની મોહ કે માયા જેવું હતું નહિ. પોતાનો પૈસો જરાપણ પોતાની સગવડ કે એશઆરામ માટે વાપરતા નહિ. પોતાના પોશાકમાં તદન સાદા એક કપડું ઘસીપીસીને ૨૫ વરસ વાપરનારા હતા. એક જુની ઘોડાગાડીમાં ફરતા અને છેલ્લા ફક્ત ૮ થી ૧૦ વરસ આસપાસના- ઓના સમજાવવાથી એક મોટર રાખી હતી. એઓમાં નમનતાઇનો ગુણ કાંઇ અજબ જેવો હતો અને પોતાને બહુજ કમીના ધારી કોઇપણ પ્રકારનું ગુમાન ધરાવતા ન હતા. જ્યારે એઓને કહેવામાં આવતું કે તમે તો હાથે જાતે બહુ સખાવત, બહુ ભલાઇ કીધી છે અને તેનો તમને સારોજ બદલો મલશે, તો જવાબ દેતા કે પરવરદેગારની દરબારમાં જવા માટે, તેના દર્શન કરવા માટે કાંઇ એ ચીજો પુરતી નથી પણ આત્મીક જ્ઞાન અને આત્મીક દ્રષ્ટી અને મહાત્મયતા એવી લાયકાતો જોઇએ જે મારામાં જરાએ નથી. દાદાર આગળ દુઆ ગુજારૂં છું કે એવું લક્ષણ આપવાવાલો કોઇ પવિત્ર પુરૂષ મને મળે. દુન્યામાં કોઇપણ માણસ સંપૂર્ણ અને ખામી રહીત તો હોતોજ નથી છતાં શેઠ કામાજી એક વધુમાં વધુ ખુબીવાળા અને ઓછામાં ઓછી ખામીવાળા, સંસારી જીવન ગાલવા છતાં એક પવિત્ર સાધુવૃત્તી ધરા- વવાવાળા અમીરી પુરૂષ હતા. એઓના ઉંચ ચારિત્ર માટે, ભલી પ્રમાણિક જીંદગી માટે, ઇચ્છા રહીત સાધુ જીવન માટે, નીર્દોષ બાળકના જેવાં શુદ્ધ અંતઃકરણ માટે અને અથોરનાનો પ્રત્યેના એઓના અત્યંત પ્રેમ અને ભલી લાગણી માટે આ અદના લખનાર એ મરહુમ અશો નરનો સદા વખાણનાર હતો અને રહેશે.

મરહુમ શેઠ મેરવાનજી એક ખરા ઝવેરી હતા. જ્ઞાનની ખરી કીંમત કરનારા હતા અને જે સફેદ પાઘડીવાલા સાહેબો જ્ઞાની હોવા ઉપરાંત ધર્મગુરૂને જેબ આપે એવી રીતે સાચવટથી પોતાનું જીવન ગાળતા હતા તેવાઓ ઉપર સદા ફીદા ફીદા થતા. મરહુમ અષો નર ખ રૂ. કામા ઉપરની એઓની જાનફેશાનીએ તેઓના પવિત્ર એર્વદ ચેલાઓ શેહરીઆરજી, તેહમુરસ, કાંગાજી, આંટીઆજી વિગેરેની લાયકાતની કદર બુજતા અને પ્રસંશા કરતા એઓને કર્યા. શમ્સ-ઉલ-ઓલ્મા ડૉ૦ સર એર્વદ જીવનજી જ. મોદીના મોટા વખાણનાર અને મિત્ર તેમજ એક ધર્મગુરૂ તરીકેની તેઓની લાયકાત ઉપર કુરબાન હતા. શમ્સ-ઉલ-ઓલ્મા દસ્તુર ડૉ૦ ધાલ્લા અને બીજા નામાંકીત અવસ્તા સ્કોલરો શેઠ બેહેરામગોર તે. અંકલેસરીઆ, એર્વદ બમનજી ન. ધાભર અને શેઠ સોહરાબ જ. બલસારાના બહુજ વખાણનારા હતા.

ગમે તેવી મતફેરી છતાં કોઈપણ તરફ કોઈપણ પ્રકારનો અભાવ કદી ન ધરાવતા. જાહેર જીંદગીનો તરીકો બહુજ અચ્છી રીતે જાળવતા. હીમતથી કાંઇ પણ ખરૂં અને સારૂં કામ કરવા સુધારક તરીકે બહાર પડતા. તાનાજાની અને ટીક્કા મુગે મોઢે સહન કરતા છતાં કોઇની વિરૂધ કદિ એક શબ્દબી ઉચ્ચારતા નહિ.

એવા એક ફરેસ્તાઇ ખસલતના. સ્વભોગી અને પરમાર્થી શેઠીયાના ગુણો, ચારિત્ર અને ભલાઇઓની જેટલીબી તારીફ ગાઇશું તેટલી ઓછી છે. ખોદા આપણને એઓની ભલી અને પવિત્ર જીંદગીનું અનુકરણ કરવાની શકિત આપે અને પારસી કોમમાં એવા ઘણા શેઠીયાઓ પેદા પડે કે જેઓ મરહુમ શેઠ મેરવાનજીની શેઠાઇ, નમનતાઇ, સદ્ગુણો અને સખાવતને પુગે!

## છેવટના ઉદગારો.

મરહુમ શેઠ મેરવાનજી કામાએ એક સંપૂર્ણ ભલું જીવન ગુજાર્યુ છે અને પોતાને હાથે જાતે કાપેલું પોતાની સાથે લઇ ગયા છે. આ ગેતીની દુન્યામાંજ પોતાના કર્મો અને અષાઇ તેમજ સુમનસથી પોતાનું રોશનીવાલું બેહેસ્ત મુકામ જે શ્રેષ્ટ હાલતની આનંદમય પ્રાપ્તી છે તે તૈયાર કરી ગયા છે. ત્યાં હવે પછીની અમર્ગીની હાલત તેઓ શાંતિથી ભોગવશે !

આ અદના લખનાર એઓના સમાગમમાં આવવાનું સુભાગ્ય ધરાવતો હતો. મરહુમ સાથે ખુશ ગુફ્તેગોમાં કલાકો કાઢયા હતા. મરહુમને એક આત્મીક બળ ધરાવનારા પુરૂષ તરીકે જાણ્યા હતા, તેમજ મરહુમના મન અને હૃદયની અંદરની કેટલીક ભલી લાગણીઓ, ઉમેદો, અભીલાષાઓનું પણ કાંઇક જાણી શકયો હતો. ઉપર દર્શાવેલા વિચારો મરહુમ સાથના અંગત સમાગમમાં આવ્યાથી જે અનુભવ્યું હતું તેજ મારી કમીની શકિત પ્રમાણે મારી કમીની ભાષામાં લખી નાખ્યું છે. ઉપર આપણે ટુંકમાં એઓની જીંદગીના ફકટ અગત્યના તબક્કાઓજ જોઇ ગયા છીએ અને તેમાં એઓના મહાભારત કાર્યો અને પવિત્ર સદ્દગુણોનો પણ કાંઇક ઝાંખો ખ્યાલ લીધો છે. હવે આપણે એમનું આ ટુંક જીવનવૃત્તાંત પુરૂં કરીએ તે પેહેલાં કાંઇક છેવટના ઉદ્દગારો રજુ કરશું.

કામાજીની જીંદગીની મોતેબર નેમ ધર્મગુરૂ વર્ગની અજ્ઞાનતા અને પડતી તેમજ ધામીક આંધાધુંધી હતી અને છે તેનો ઇલાજ કરી અથોરનાનોને જ્ઞાની, ચારિત્રવાળા અને પોતાના ઉંચ પેશાને લાયકના બનાવવાની હતી. તે માટે મબલખ પૈસોજ ન આપ્યો પણ પોતાની ખરી લાગણી અને સાચ્ચો પ્રેમ આપ્યો. હાલ સુધી બની રહેલા બનાવોથી નીરાશાજ છે. છતાં મરહુમ અષો શેઠ કામાજીની ઉમેદો હજી પણ થોડી ઘણી પાર પાડવા માટે મરહૂમના લાયકીવાળા ભત્રીજાઓ શેઠો જાંગીરજી અને કેખશરૂ કામા મન પર લઇ લાયક કોમહીતકારી અથોર્નાનોના ખેરખાહ પુરૂષોની સહાયતાથી આ ખાતાંની નાવ સહિસલામત માર્ગે દોરવે!

મરહુમની બીજી મોટી ઉમેદ ફ્રસલી સાલ આખી કોમમાં ફેલાય એવી હતી. મરહુમની એ ઉમેદ પાર પાડવાનું કામ કશુંએ મુશકેલ નથી. ફ્રસલી અગીઆરી ઝટ તૈયાર થઇ જા., મ.નો સર્વે કારોબાર નવાં ધોરણ ઉપર રચાય, કેળવાયલા જ્ઞાની ધર્મગુરૂઓના હાથોમાં કારોબાર મુકાય અને શેઠ મેરવાનજીનું અથોરનાન ઇન્સ્ટીટયુટજ એ બાબદની આગેવાની લઇ આગળ પડે તો ચંદ રોજમાં એ સવાલનો ફડચો થઇ જાય, કોમ ગુચવાડામાથી છુટે અને દીની અને કોમી ઐકયતાનો સંગીન પાયો

રચાય અને જુદા જુદા પંથો નાબુદ થઇ જરથોસ્તી ધર્મ પાળનારા સર્વ બહેદીનો તેમજ અથોર્નાનો એકજ થાય!

કામાજીની ત્રીજી ઉમેદ જરથોસ્તી ધર્મને તેના ખરા સ્વરૂપમાં, તેની અસલ્યાતમાં અને તેની નીતિરીતી, ફીલસુફી અને જ્ઞાનના પ્રકાશમાં ચોમેર ફેલાયલો જોવાની હતી. શેઠ કામાજી તેથીજ એક સુધારક હતા, અને એક સુધારક હતા તેથીજ એક સાચ્ચા જરથોસ્તી, ધર્મી સકર્મી પુરૂષ હતા. ખોદા કરેને શેઠ કામાજી જેવા સુધારકો બધાજ થાય કે જેથી કોમનો દિવસ ફરી જાય અને બુલંદ જરથોસ્તી ધર્મ પોતાની મોતેબરી સાચવી રાખી આગળ વધતી દુન્યામાં એક અક્કલ અનુસાર અને વહેવારૂ (Rational and practical) ધર્મ તરીકે સર્વેનું ધ્યાન ખેંચી રહે અને આપણુ જરથોસ્તીઓ તે ધર્મ પાળવાથી વધારે સારાં અને વધારે આત્મીક જ્ઞાન ધરાવનારાં થઇએ અને તે ધર્મના ઉપાસકોમાંથી કોઇ એક યા વધુ મહાત્મા પુરૂષો જન્મ પામે કે જેઓ કોમનું, દેશનું અને દુન્યાનું તારણ કરે!

મરહુમ અષો શેઠ મેરવાનજી મંચેરજી કામાની અષો, ભલી, શુરી, વૃદ્ધી કરનારી ફ્રવષી પોતાની મીનોઇ શાંતિમાં આગળ વધો અને પોતે આરંભેલા શુભ કાર્યો પરિપૂર્ણ કરવા માટે આગળ વધો અને પોતાના ભલા આશિર્વાદો સર્વે ઉપર ઉતારો! આમીન! આમીન! આમીન!

તા૦ ૨૬ મી ઑગસ્ટ ૧૯૩૫.





## "આસારૂલ બાકીએ અન-કલ-કુરૂન અલખાલીએ,"

યાને

## "આગલા જમાનાઓની બાકી રહેલી નીશાનીઓ"

## એ નામની એક અરબી કેતાબમાંથી આગલા કરાનીઓ વિષેની ચુંટી કહાડેલી હકીકતો અને તે ઉપર વિચારો.

—o—

### અલબીરૂની.

(pp. VII—XIII.)[1] એ કેતાબના બનાવનારનું આખું નામ અબુ-રેહાન મહમદ બીન અહમદ અલબીરૂની કરી છે, જે ટુંકમાં અલબીરૂની અથવા અબુરેહાન કરી બી બોલાય છે. તે ખવારીઝમ (Chorasmia) હાલ જમાનાનાં ખીવા (?) નો રહેવાસી હતો. તે જનમ્યો ઇ. સ. ૯૭૩ માં અને મરી ગયો ઇ. સ. ૧૦૪૮ માં. એ પ્રમાણે તેની ઉમર ૭૫ વરસની હતી. શરૂમાં તેને મામુની વંશના રાજકર્તાઓનો આશરો હતો. તે પછી તે જુરજાન (ગુરગાન Hyrcania), તબરીસ્તાન અને કારપીયન સમુદ્રની દક્ષિણે આવેલા બીજા પ્રાંતોના હાકેમ કાબુસ બીન વશમગીર બીને મુરદાવીજ મુલક્કબ શમશુલ-મઆલી[2]ના આસ-રામાં રહ્યો હતો જેને આ ચોપડી ઇ. સ. ૧૦૦૦ માં તેણે અર્પણ કીધેલી છે. સુલતાન મહમુદ ગજનવીએ ખવારેઝમ જીત્યા પછી તે અબુરેહાનને પોતાની સાથે ગજની લઇ ગયો હતો, જયાંથી તે હિંદુસ્તાન જઇને હિંદુઓની વિદ્યાઓ શીખ્યો હતો. હિંદુસ્તાનથી પાછો આવ્યા પછી ધારવા મેલે ગજનીમાં તે મરણ પામ્યો.

---

૧ ફકરાઓની આગલ આપેલા આંકો અસલ અરબી પુસ્તકના ડો. સી. એડવર્ડ સાખોએ (૧૮૭૯) કરેલા અંગ્રેજી તર્જુમાં (The Chronology of Ancient Nations)ના પાના નંબરો દર્શાવે છે.

૨ Sun of the Heights.

પ્રોફેસર સી. ઇ. સાખોએ આ "આસારૂલ બાકીએ અન–ઇલ કુ, ઇ." કેતાબનો ફ્રેંચ તથા ઈંગ્રેજીમાં તરજુમો કીધો છે. તે કહે છે કે અલબીરૂની બીજા લખનારાઓ કરતાં કાંઇએક વધારે સારી રીતે બારીક તપાસ કરીને લખનારો જણાય છે. તેનામાં સાધારણ સમજ, સારી રચના, અને ઘણી ખરી બાબતોને ગણીતથી ચોક્કસ કરવાની ટેવ જોવામાં આવે છે. ઇરાનની તથા સોગદીઆનાની જરથોશ્તી વસ્તીની તારીખની ગણત્રી વિષે અલબીરૂની તેઓને મોહડેથી સાંભલેલું લખે છે. તે કહે છે કે તેના વખતમાં ગામડાંઓમાં ઘણા જરથોશ્તીઓની વસ્તી હતી અને કેટલાંએક શહેરોમાંબી જરથોશ્તીઓ હતા. વલી તે કહે છે કે જેમ તેઓના બાપદાદાથી ચાલતું આવ્યું તેમ તેઓ ચાલતા હતા પણ તેઓમાં સમજનારાં કોઇ ન હોતા. અલબીરૂનીએ પોતાની એક ચોપડી નામે **કેતાબ–અલ–તફહીમ** અરબીમાં તેમજ ફારસીમાં લખી છે. એ કેતાબબી જરથોશ્તી અભ્યાસીઓને જાણવાજોગ હોવી જોઇએ. પ્રોફેસર સાખો કહે છે કે અબુરેહાન ચોક્કસ દરજ્જે સચ્ચાઇને ચાહનારો જણાય છે. તે પોતે શીયા પંથનો મુસલમાન હતો પણ છેકજ ધર્માંધ નહીં હતો. સાસાનીઆન કીર્તિનો નાશ કરનારા અરબોને તે ધીક્કારે છે, અને પારસી અથવા ઇરાની બાબતો તરફ પસંદગી બતાવે છે.

ઘણું દલગીરી ભરેલું છે કે "આસારૂલ બાકીએ ઇ." માં વચ્ચે વચ્ચેથી ઘણાંએક પાનાં ગુમ થઇ ગયાં છે તેમાં જરથોશ્ત ઉપર લખેલો એક બાબ આખો ગુમ થઇ ગયો છે.

એ કેતાબમાંથી કેટલીએક જાણવાજોગ બાબતો તેઓની ઉપર ચહડતો આંક મુકીને આપણે નીચે ટુંકમાં ટપકાવીને તે દરએક ઉપર વિચારો નોટનાં મથાલાં તળે જણાવતા જઇશું.

### ૧. દહાડાની શરૂઆત.

(pp. 5–7) એક આખા રાત્રિય–દિવસ (ફા. "ષબાંરોઝ" Greek *Nychthemeron)* ની શરૂઆત કેટલાએકો સૂર્યાસ્તથી તે બીજા દિવસના સૂર્યાસ્ત લગી ગણે છે. કેટલાએક લોકો સૂર્યોદયથી બીજા દિવસના સૂર્યોદય લગી ગણે છે. કેટલાએકો મધ્યાન કાલથી બીજા દિવસના મધ્યાન કાલ લગી ગણે છે, અને કેટલાએકો મધરાતથી બીજા દિવસની

મધરાત લગી ગણે છે. અબુરેહાન કહે છે કે "જીચે શેહરીઆરાન-અલશાહ"ના બનાવનારે આ છેલ્લી મધરાતથી દહાડો શરૂ કરવાની રીત વાપડી છે.

"જીચે શેહરીઆરાંન અલ શાહ" એ કેતાબ પ્રોફેસર સાખોને જણાઇ નથી. પણ તે કહે છે કે તેના જાણવામાં એક "જીચેશેહરી-આર" અને બીજી "જીચે અલશાહ" એવી બે ચોપડીઓ આવેલી છે. જીચે શેહરીઆર અસલ ઇરાની જુબાનમાં હતી તેનો અલ-તમીમીએ અરબીમાં તરજુમો કીધો હતો એમ હમજાઇસ્ફહાનીની ચોપડીના દસમાં વાલમને બસોમે પાને કહેલું છે. તેજ પ્રમાણે મોશીયો ફલુગેલે એડીટ કીધેલી "કેતાબ-અલ-ફેહરીસ્ત"ને પાને ૨૪૧, ૨૪૪ અને નોટોમાંબી કહેલું છે.

"જીચે-અલશાહ" અહમદ બીન અબદલા કે જે મર્વ શેહેરનો રહેવાશી હતો અને હબશ નામથી જણાયેલો છે અને જે બગદાદમાં હીજરી બીજી સદીની આખરે અને ત્રીજી સદીની શરૂઆતમાં થઇ ગયો તેની બનાવેલી છે (જુઓ ફલુગલની "કેતાબ-અલ-ફેહેરેસ્ત," સફે ૨૭૫ તથા સેડીલોટની પ્રોલીગોમીનીશ, સફે ૧૦ નોટ ૩).

નોટ—આ વાત ઉપરથી જણાય છે કે મધરાતથી ઉષહીન ગેહને પેહેલી ગેહ ગણીને જરથોસ્તી રોજની શરૂઆત તે વખતથી કરવી જોઇએ એવી શોધ જે સ્વતંત્રપણે અવસ્તા ઉપરથી હાલમાં કરવામાં આવી છે તેને જીચે-શેહરીઆર અને જીચે-અલશાહના બનાવનારાઓથી ટેકો મલે છે.

ઉષહીન ગેહથી રોજ શરૂ થવો જોઇએ. એવું મત પહેલવી નીરંગેસ્તાન કેતાબનુંબી હોય એવું જણાય છે. કેમ કે તેમાં પાંચે ગેહની કેટલીએક હકીકત લખતાં પ્રથમ ઉષહીન ગેહને લગતી કેટલીએક હકીકત અને તે પછી હાવન, રપીથવન, વગેરે ગેહોની હકીકત અનુક્રમે લખી છે, અને છેલ્લે અઇવિસ્રૂથ્રેમ ગેહની હકીકત આવે છે (જુઓ દારાબ દસ્તુર પેશોતનવાલી છાપેલી નીરંગસ્તાન સફે ૭૫-૧૦૬ સુધી).

એ નીરંગસ્તાનનાં લખાણુમાં ઉષહીન ગેહ મધરાતથી શરૂ થવા લખ્યું છે અને અઇસ્રૂવિથ્રેમ ગેહ મધરાતે આખેર થવા લખ્યું છે જે આજની ચાલુ રીતને ટેકો આપે છે.

જીચે શેહરીઆરાનનું નામ આઇને અકબરીમાં ૮૫ જીચોની જે ટીપ આપી છે તેમાં ૪૫ મું છે જે ઉપરથી જણાય છે કે એ કેતાબ નજુમને લગતી મોતેબર કેતાબો માંહિલી એક તરીકે અબુલ ફજલે બી ગણી છે.

## ૨. આગલા ઇરાનીઓ ૧૨૦ વર્ષે કબીસો કરતા હતા?

(pp. 12–13). થીઓન (Theon) નામનો એલૅકઝાનદ્રીઆનો રહેનાર એક વિદ્વાન કહી ગયો છે કે કોન્સટનટીનોપલનાં તથા એલૅકઝાનદ્રીઆનાં લોકો, બીજા ગ્રીક લોકો, સીરીયન લોકો, કેલડીયન લોકો, હાલ જમાનેના ઇજીપશીઅન લોકો, અને જે લોકોએ ખલીફ અલમોઅત ઝીદ બીલ્લાનો સને અખતઆર કીધો છે તે સઘળાઓ, સૂરજની ચાલનું વરસ ગણે છે કે જે ત્રણસો સવાપાંસેઠ દહાડાનું છે. તેઓ ત્રણસે પાંસેઠ દહાડાનું વરસ ગણીને દર ચોથે વરસે એક દહાડો ઉમેરે છે અને તે વરસને તેઓ કબીસાનું વરસ (Intercalary year) કરી કહે છે. વળી તે કહી ગયો છે કે પુરાતન ઇજીપશીયનો ત્રણસો પાંસેઠ દહાડાનુ વરસ ગણતા હતા અને દર વરસના પા દહાડાની કસર જ્યાં લગી એક વરસ થાય ત્યાં લગી ઉમેરતા નહીં હતા પણ પોતાનાં ૧૪૬૦) વરસે એક કબીસાનું વર્ષ ઉમેરતા હતા. તેઓનાં વર્ષની શરૂઆત તે વખતે પાછી એલૅકઝાનદ્રીઆ અને કોન્સટનટીનોપલનાં લોકોના વર્ષ સાથે થતી હતી.

આ પ્રમાણે થીઓન એલેકઝાનદ્રીઅન કહી ગયો છે તે ઉપરથી અલબીરૂની કહે છે કે પારસીઓબી તેઓની પાદશાહી ચાલી ત્યાં લગી ત્રણસો પાંસેઠ દહાડાનું વર્ષ ગણતા હતા અને પા દહાડાની કસર એક આખો મહિનો થાય ત્યારે એટલે ૧૨૦) વર્ષે ઉમેરતા હતા અને એ ઉપરાંત તે પારસીઓનું મત એવું હતું કે દર વર્ષની કસર ફક્ત પા દહાડો નહીં પણ પા દહાડા ઉપર $\frac{1}{5}$ કલાક (૧૨ મીનીટ) જેટલી વધારે હતી; યાને તેઓ વર્ષની ખરી લંબાઇ ત્રણસો પાંસેઠ દહાડા ૭

કલાક અને બાર મીનીટની ગણતા હતા. અને એ દર વર્ષની બાર મીનીટનો ૧૨૦) વર્ષે એક દહાડો થતો હતો. અલબીરૂની કહે છે કે તેઓ (પારસીઓ) એ પ્રમાણે ચહડેલી કસરના જુમલે (૩૧) દહાડા થવાને લીધે તે ચહડેલી કસરનો ૩૦ દહાડાનો એક મહીનો ૧૨૦) વર્ષે નહીં પણ ૧૧૬) વર્ષે કબીસાના મહીના તરીકે ઉમેરતા હતા. વળી અબુરેહાન કહે છે કે પારસીઓનોજ દાખલો પકડીને ખારીજમ અને સોગદીઆનાનાં લોકો અને બીજાં સઘળાં લોકો કે જેઓએ પારસી-ધર્મ અખ્તયાર કીધો હતો તેઓ અને જેઓ તેમને તાબે હતા તેઓ અને જેઓ તેઓનાં નજદીકના સગા જેવા ગણાતા હતા તેઓ સઘળા પારસીઓનું રાજ ચાલ્યું ત્યાં લગી તે પારસીઓનીજ રીતે ચાલતા હતા.

આગલ જતાં તે કહે છે કે "મેં સાંભળ્યું છે કે પારસી-ઓના, પેશદાદીઆન પાદશાહો વર્ષને ત્રણસો સાઠ દહાડાનું અને દર મહીનો ત્રીસ દહાડાનો એમ ગણી વધાર ઘટાડ વિના ગણતા હતા, અને તેઓ દર ૭ વર્ષે એક મહીનો અધીક કરતા હતા કે જેને તેઓ "અધીક માસ" (Intercalary month) કરી કહેતા હતા, અને દર ૧૨૦) વર્ષમાં બે રીતે મહીના અધીક કરતા હતા. પહેલો (દર ૭ વર્ષે વધારતા હતા) તે Epagomenae (પાંચ ગાથા) ને લીધે અને બીજો (૧૧૬ અથવા ૧૨૦ વર્ષે વધારતા હતા) તે પેલા પા દહાડા (અને ૧૨ મીનીટ ?) ની કસરને લીધે. તેઓ એ કબીસાનાં (૧૨૦ વાલાં અધિક માસનાં ?) વર્ષને ઘણું માન આપતા હતા, તેને "પનોતું વર્ષ" કહેતા હતા, અને તે વર્ષમાં ઇશ્વર ભક્તિમાં અને જાહેર લાભના કામોમાં તેઓ મશગુલ રહેતા હતા."

વળી અલબીરૂની કહે છે કે જે ધોરણ ઉપર (બતલીમુસની) અલમાજેસ્તનો પોતાનાં વર્ષો ગણવાનો પાયો રચેલો છે તે વિષે બોલતાં તે અલમાજેસ્ત જે બયાન કરે છે તે પ્રમાણે જોતાં પુરાતન ઇજીપશીયનોની ધોરણ તેમજ મુસલમાની પછીની પારસી, ખારઝમી, અને સોગદીઅની ધોરણ તો અપૂર્ણાંકને તદન નહીં ગણવાની છે એટલે કે પા દહાડો અને તે પછીનો $\frac{1}{5}$ કલાક (બાર મીનીટ) તદન છોડી દેવાની છે.

**નોટ**—પારસી વર્ષની ગણત્રી ત્રણસો સવા પાંસેઠ દહાડા અને ¼ કલાકની કહે છે તે દીનકરદ કેતાબના એક ફકરાને "શશઝમુન વ ખુરદેઝમુને" (છ કલાક અને એક કલાકનો અપૂર્ણાંક) કરી વાંચીએ અને જો તેમજ હોય તો એ રીતે ગણતાં ૧૧૬) વર્ષે તે અપૂર્ણાંક સુધાંની ચઢેલી કસર ઉમેરવા કહે છે તે સમજ પડે છે. પણ એ પ્રમાણે લેતાં તો ૧૨૦ વર્ષે કબીસો કરવાની સાધારણ રીતે બોલાતી વાત ખોટી પડે છે. પેશદાદીઅનો ૩૬૦) દહાડાનું વર્ષ ગણતા હતા એમ કહેવાનું કારણ દેખઇતું છે કે પાંચ ગાથા તેઓના વખતમાં નહીં હતા, જે જરથોસ્તે બનાવ્યા પછી તેના પાંચ દહાડા વર્ષને છેડે ઉમેરી શકાયા. હીંદુઓમાં ૩૬૦ દહાડાનું એક વર્ષ છે જેને "સાવન" કહે છે. એમ છતાંબી અલબીરૂનીને કહેનારાઓના ધ્યાનમાં પૂરૂં આફતાબી વર્ષ હોવું જોઇએ એવો ખ્યાલ છે તેથી તેઓએ તેને કહ્યું છે કે જરથોસ્તની અગાઉ ફકત બાર મહીનાવાલું વર્ષ હતું તેથી દર છ વર્ષે એક મહીનો કબીસાનો ઉમેરતા હતા.

હવે હું ધારૂં છું કે પારસીઓ પોતાની ઉતરતી આવેલી દંતકથા નજુમની ગણતરીને બરાબર બંધ બેસે તેમ જો કહેવા માંગે તો તેઓએ એજ રીતે કહેવું જોઇએ કે દીન અને ગહંબાર વગેરે ક્રિયાઓ પેશદાદ જમાનાથી હતી તેમાં જરથોસ્તે કરેલી એક રચના અને ઉમેરો કીધો તેથી ૩૬૦)ને બદલે ૩૬૫) દહાડાનું વર્ષ થયું અને આફતાબી વખતની અપૂર્ણાંકની કસર ૧૨૦) વર્ષે લેવા સિવાય બીજો રસ્તો રહ્યો નહીં (કેમકે જો ચાર વર્ષે દહાડો વધારે તો તેનું નામ તેઓને જણાએલું નહીં હતું, એટલુંજ નહીં પણ તેમ કરવાનો તેઓના વખતમાં રેવાજ નહીં હતો, તેથી જાણે ખુદ જરથોશ્તે ૧૨૦) અથવા ૧૧૬) વર્ષે અધિક માસ કરવા ફરમાવ્યું. પણ હું ધારૂં છું કે આ વાત માત્ર અબુરેહાનને સમજાવી લેવા માટે તે વખતના પારસીઓએ અટકલથી કહી હોય, એ ૧૨૦) વર્ષના કબીસાની સાચ્ચાઇનો પાયો કોઇ વધારે મોતેબર ગવાહીપર જણાય નહીં ત્યાં લગી એકદમ કબૂલ કરી દેતાં અંદેશો રાખવો જોઇએ.

## ૩. આગલા ઇરાનીઓમાં કોઇ કાયમ સને હતો કે નહીં ?

(pp. 34–35) હીજરી સનેની ઉત્પતિ વિષે લખતાં અલબીરૂની કહે છે કે તેની ઉત્પતિ હજરત ઉમર ખલીફાના વખતમાં થઇ. મયેમુન બીન મેહરાનના કહેવા મુજબ તે કહે છે કે એક દહાડે ઉમર ઉપર એક દસ્તાવેજ આવ્યો તેમાં મહીનો લખેલો હતો પણ સને નહીં હતો. એ પ્રમાણે અચોક્કસ તે દસ્તાવેજ હોવાને લીધે ઉમરે પોતાના પેગમબરના અસહાબોની મંડળી બોલાવી અને કહ્યું કે આપણે એક સને મુકરર કરવો જોઇએ. તેઓએ કહ્યું કે ચાલો પારસીઓની રીત શી છે તે મુજબ આપણે કરીએ. તેઓએ હોરમઝાનને તે વિષે પુછ્યું. તેણે કહ્યું કે હમારા લોકોમાં જે ગણત્રીની રીત છે તેને "માહ–રૂઝ" કરી કહે છે. એ ઉપરથી આ શબ્દને અરબી રૂપમાં "મુવરરખ" એમ ઉચારવા માંડયો, તે ઉપરથી "તારીખ" એ નામ નીકળ્યું. હોરમઝાને "માહ રૂઝ" કેમ ગણાય છે તે સંમજાવ્યું અને તે સાથે ગ્રીક લોકો પોતાના વખતની ગણત્રી કેમ કરે છે તેબી સમજાવ્યું. એ ઉપરથી કેટલાએકોએ ગ્રીકની રીતે વર્ષ ગણવાની ભલામણ કીધી અને કેટલાએકોએ પારસીની રીત પ્રમાણે ગણવાની ભલામણ કીધી. પણ પારસીની રીત સામણે એવો વાંધો નીકળ્યો કે તેઓમાં જેવો એક પાદશાહ તખ્તે આવે છે કે તેજ વખતે તેની આગળના પાદશાહનો સને બંધ પડે છે.........અંતે મહમદના મક્કાથી મદીને નાસી જવાનો દહાડો હીજરી સને તરીકે કર્યો.........કારણ કે તે રબીઉલ અવલની આઠમી તારીખ અને સોમવારનો હતો જે ઉપરથી તે ચોક્કસ જાણીતો હતો અને જે વાતને સતર વર્ષ ગુજર્યાં હતાં. એ પ્રમાણે હીજરી સને તેના સતરમાં વર્ષથી ગણાવા લાગો. હજરત મહમદના જન્મનો અથવા મરણનો દહાડો જેમ બીજા પેગમબર કે પાદશાહનો ગણવામાં આવે છે તેમ નહીં ગણ્યો–તેનું કારણ એ કે તેમના જન્મ દિવસ વિષે ચોક્કસ ખબર નહીં હતી. કોઇ તેને રબીઉલ અવલની બીજી, તો કોઇ આઠમી અને કોઇ તેરમી ગણતું હતું. કોઇ તેમને નોશીરવાનનાં છેતાલીશમાં વર્ષમાં જન્મેલા ગણતું હતું તો કોઇ બીજી વખત કહેતું હતું. વળી હજરત મહમદની જીંદગીમાં કેટલાંએક વર્ષ અધિક માસ આરબોએ ગણેલો અને કેટલાએકમાં નહીં ગણેલો અને અધિક માસ ગણવાનું ખુદ હજરત મહમદે

મના કીધેલું. જોકે હજરત મહમદના મરણનો દિવસ તો ચોક્કસ ખબર હતો તોપણ તે દિવસથી સને નહીં ગણ્યો તેનું કારણ એ કે મરણના દિવસથી સને ગણવાનું તેઓને પસંદ પડયું નહીં. તેઓએ કહ્યું કે ઘણું કરીને જૂઠા પેગમબરનાં અથવા જાલેમ પાદશાહનાં મરણના દિવસને લોકો ખુશાળીનો અને યાદગારીનો ગણે છે માટે હજરત મહમદનો સને મરણ દિવસથી નહીં ગણવો......વળી જો કોઇ પાદશાહી ખાનદાનની આખેરી આવે છે તો તેના છેલ્લા પાદશાહનાં મરણના દિવસથીબી સને ગણવામાં આવે છે કે જે પ્રમાણે સીકંદરનો સને તેના મરણ દિવસથી ગણવામાં આવે છે તેજ પ્રમાણે પારસી પાદશાહ યઝદેજરદ શેહરીઆરનો બી ગણવામાં આવે છે. માગી લોકો તેનો સને તેના મરણ દિવસથી ગણે છે, કારણકે તેનાં મરણ સાથે તે રાજવંશનોબી છેડો આવ્યો હતો.

**નોટઃ**—અબુરેહાનની ઉપલી હકીકતમાંથી એ બાબતો મલે છે. એક એકે ઇરાનીઓમાં કોઇ લાંબો કાયમ સને નહીં હતો અને તે દરએક પાદશાહ સાથે નવો ગણાતો હતો. હવે જો દુન્યાઇ કાયમ સને નહીં હતો તો ધરમનો બી કાયમ સને ન હોય તેમાં નવાઇ નથી. પણ ધરમનો સને તો બેશક નહીંજ હતો કેમ કે અવસ્તા ભણવામાં કોઇબી સને ભણાતોજ નથી. પાઝંદ આશીરવાદમાં યજદજર્દી સને ભણાય છે તે વિષે મુલ્લાં ફીરોજ અવીજેહ દીનમાં (સફે ૨૩૯ મે) કહે છે કે "રશમી લોકો પાદશાહ ઇઅજદજરદને એક અશોઓનો અશો અને પરહેજગારોનો પરહેજગાર કરીને ગણતા હતા. અને તેહેની તારીખને ઇઆદ દાશતને વાસ્તે આશરવાદમાં પઢતા હતા અને કેતાબોમાં લખતા હુતા અને હમણાબી તે વગેરે છૂટકારો નથી" વલી આબી ધ્યાન પહોંચાડવા જોગ છે કે સંસ્કૃત આશીરવાદમાં વિક્રમનો સંવત ભણાય છે યજદજર્દી સને ભણાતો નથી. જો કે રોજ માહ જરથોશ્તી ભણાય છે અને હિંદુના માસ, વાર કે તિથિ ભણાતી નથી.

**બીજું:**—યજદેજર્દી સને તેના તખ્તે બેસવાથી નહીં પણ તેના મરણ દિવસથી જો ગણ્યો હોય તો તે દિવસ તેવસમી

આગસ્ટ ઇ. સ. ૬૫૧ હતો. યજ્દેજર્દ તા૦ ૧૬ મી જુન ઇ. સ. ૬૩૨ માં તખ્તે બેઠો તેના સીક્કા ઉપર વીસમું વરસ મલે છે. તે પ્રમાણે જોતાં તે વીસમું વરસ ઓગણીસ પુરૂં થઇને વીસમાંની શરૂઆત હોવી જોઇએ.

પણ સાધારણ રીતે તો યજ્દજર્દી સને તખ્તે બેઠાનોજ ગણાય છે તેનું કેમ?

વલી આબી એક સવાલ છે કે જો પારસીઓના તરીકો એવોજ હતો કે એક પાદશાહ મરણ પામતાં તેનો સને ગણવાનું બંધજ પડવું જોઇએ તો પછી યજ્દજર્દ મરણ પામવા છતાં તેનો સને ચાલું રાખવાનું કેમ સમજવું?

## ૪. હાલનું પારસી વર્ષ પા દહાડાની કસર ઉમેરવા વગરનું છે.

(pp. 36–37) અબુરેહાન કહે છે કે યઝદેજર્દી સને પારસીઓના વગર કબીસાના વર્ષોના પાયા ઉપર રચેલો છે અને પંચાંગોમાં તેની ગણત્રી એટલામાટે લેવામાં આવે છે કે તે સહેલો છે. અને બીજા કોઇ પારસી પાદશાહનો સને ન ગણતાં તેનોજ સને ગણત્રીમાં લેવાનું કારણ એ કે જે વખતે તે તખ્તે આવ્યો તે વખતે રાજ ભાગીને ભુકો થઇ ગયું હતું અને તે તેઓનો છેલ્લો પાદશાહ હતો કે જે ઉમર ખલીફા સાથે નામીચી લડાઇઓ લડયો હતો.

**નોટ:**—આ ઠેકાણે અબુરેહાન કહે છે કે હાલના પારસીઓનાં વર્ષોની ગણત્રી કબીસાની પા દહાડાની કસર વગરની છે જે વાત ઉપર ઉપરથી કદમીઓનાં મતને મળે તોપણ યાદ રાખવું કે ઉપર તેણે કહ્યું છે કે આગલા પારસીઓ કબીસાની તે કસર ઉમેરતા હતા.

## ૫. ચાર વર્ષે એક દહાડો કબીસાનો નહીં ઉમેરવાનું કારણ અને તેની તપાસ, તથા આબાં મહીનાની પુઠે પાંચ ગાથા ઉમેરવાની કહેવાતી વાત.

(pp. 53) અબુરેહાન કહે છે કે દર સાલ ઉમેરાતા (ગાથાના) પાંચ દહાડાને "પંજી" અથવા "અં-દર ગાહ" કહેતા હતા, અને એ પાંચ દહાડા આવાં મહીનાની પુઠે ઉમેરતા હતા, અને દર વર્ષની પા દહાડાની

કસર ૧૨૦) વર્ષે કબીસાનો મહીનો કરીને ઉમેરતા હતા. તે કહે છે કે ચાર વર્ષે એક દહાડો નહીં ઉમેરવાનું કારણ એ કે જો તેમ કરે તો પારસીઓનાં ધરમનાં ભણુતરમાં અગવડ થઇ પડે. તે એ કે જો ૧૨૦) વર્ષે મહીનો ઉમેરે તો તે મહીનાનું નામ તથા તેના ત્રીસ દહાડાનાં નામો એક મહીનો પેદરપે બે વાર ગણુવાથી મલી શકે પણુ જો ચાર વર્ષે એક દહાડો વધારે તો તેનું નામ મળી શકતું નહીં હતું.

**નોટ:**—આ ઉપરથી જણુાય છે કે એક દહાડો અધિક કરવાની સામે મુખ્ય અડચણુ ભણુતર અને ક્રિયામાર્ગની જણુાતી આવી છે. જે ભણુતર કેમ કરવું તેનું કાંઇ સત્તાભરેલું લખાણુ તથા પુસારો બી ખુલ્લી રીતે જરથોસ્તી કેતાબોમાંથી મળી શકતો નથી, પણુ એ પ્રમાણે તો ૧૨૦) વર્ષે મહીનો અધિક કરવાનું બી જરથોસ્તી કેતાબોમાંથી સત્તાભરેલું લખાણુ મળતું નથી. તેમ કરતાં જોકે મહીના અને દહાડા નામ સાથે મળી શકે છે તોપણુ ૧૨૦) વર્ષે તે મહીનો અધિક ઉમેરવાથી વર્ષ તેર મહીનાનું થાય જેથી તે વર્ષમાં તેમજ બીજાં કેટલાંએક વર્ષોમાં ગહંબારો પોતાના નીમેલા દહાડા ઉપર આવી શકે નહીં. રપીથવન અને બેહાવનના હીંગામનેબી અગવડ થઇ પડે. એટલુંજ નહીં પણુ તે મહીનામાં મરનારની વરસી અને રોજગારનીબી અગવડ થઇ પડે એમ છે તે છતાં ચાર વર્ષે એક અધિક દહાડો કરવાનું નાકબૂલ કરીને ૧૨૦) વર્ષે મહીનો અધિક કરવાનું કબૂલ રાખ્યું તે અજબ જેવું જણુાય છે. અને વળી તેનો હવાલો આગલા પાદશાહોના વખત ઉપર આપ્યો છે! એ સઘળાં ઉપર વિચાર કરતાં મને એમ લાગે છે કે ૧૨૦) વર્ષે કબીસો કરવા જેવું કાંઇ કોઇબી દહાડે અમલમાં આવ્યું હોય એ બહુ શકભરેલું છે. શેહનશાહીઓમાં એક મહીનો કદમીથી પાછળ આવે છે તેનું કારણ મને લાગે છે કે જેમ કોઇએ 'યા વીસાદ' અને કોઇએ 'તાઓ અહમે નમાને' પોતાની સમજથી પઢવા માંડયું. કોઇએ એક ક્રિયા એક રીતે તો કોઇએ તેજ ક્રિયા બીજી રીતે પોતાની સમજથી કરવા માંડી (દાખલા તરીકે કુસ્તીની નીરંગ, ઇ.) તેમ એ બાબતમાં બી બનેલું હોવું જોઇએ. કેટલાએકોને જણુાયું હોય કે કબીસો ૧૨૦) વર્ષે કરવો તેઓએ

તેમ એકદમ દહાડો વાર ફેરવીને પઢવા માંડયું હોય અને બીજા-ઓએ તેમ નહીં કીધું હોય તેથી તે ફેરફાર કરનારા શેહનશાહી થયા ને પેલા કદમી રહ્યા, જોકે શેહનશાહીઓએ બી તે પછી કબીસો કીધો નહીં.

આવાં મહીનાની પુઠે પાંચ ગાથા વધારવાનું કારણ લખવાનું શરૂ કરતાંજ અલબીરૂનીની આ ચોપડીમાંથી એ બાબતના પાનાં નીકળી ગયાં છે એ ઘણું દલગીરીભરેલું છે. તોપણ વંદીદાદની પેહલી તથા આઠમી પરગરદોની પેહલવી શરેહોમાં આવેલા એ ઇસારાઓ ઉપરથી અનુમાન થાય છે કે આદર મહીનો પહેલો ગણનાર એક તડ જરથોસ્તીઓમાં હતી જેઓ આવાં મહીનાને છેડે પાંચ દહાડા ગાથાના ઉમેરતા હોય તો તે કુદરતી જણાય છે.

## ૬. હાલની પેદાયશોની શરૂઆત વિષે પુરાતન ઇરાની દંતકથા.

(p. 55) અલબીરૂની કહે છે કે પારસીઓનું મત એવું છે કે પેદાયશની શરૂઆતને પેહલે દહાડે આસમાનની વચ્ચે સૂરજ એતેદાલે-રબીઇ (Vernal Equinox) ના શૂન્ય દરજ્જામાં હતો અને ત્યાંથી તેની ગતી શરૂ થઇ અને તે દહાડે ફરવરદીન મહીનો અને હોરમજદ રોજ હતો, અને તે દહાડેથી પારસીઓનો સને ઉતરતો આવે છે, અને તે વખત સાતમાં હજારાની શરૂનો હતો.

નોટઃ—આ વાત પેહલવી બુનદેહશ્નેના ૩–૭ માં બાબને મળે છે તેમજ ઝાદસપરમના ચોથા બાબના સાતમાં ફકરાને મળે છે. (જુઓ વેસ્ટનો તરજુમો સફે ૧૬૫) અને દીનકર્દ ઉપરથી નીકલતાં અનુમાનોબી મળી શકે.

આ વાતને બીજો ટેકો એમ મળી શકે છે કે જરથોસ્તીઓનાં ભણવામાં રોજ, માહ અને ઘેહ ભણાવા છતાં સને ભણાતો નથી અને તેનું કારણ દેખાઇતું છે કે હાલમાં કીઓ હજનરો છે તે કોઇ ચોક્કસ કહી શકતું નથી તેથી સને ભણાતો નથી. તોપણ આ શહાદત ઉપરથી આટલું તો ચોક્કસ થાય છે કે વર્ષની શરૂઆત એતેદાલે રબીઇ (Vernal Equinox) થી થવી જોઇએ અને તે દહાડેથી ફરવરદીન માહ અહુરમઝદ રોજ ભણતરમાં ભણાવો જોઇએ.

વળી અલબીરૂની કહે છે કે હિંદુઓનાં સીંધ હિન્દ (સિધ્ધાંત) નું મતબી એજ પ્રમાણે છે કે પહેલા સાઇકલમાં સુરજ વસવા લાયક દુન્યાના બંધે છેડાની બરાબર વચ્ચમાં મેષ રાશીમાં હતો. મીનોખેરદ બાબ ૪૯ ફ૦ ૪થો બી કાંઇએક એને મળતુંજ કહે છે પણ કેટલા-એક જોતીશીઓ કરક રાશીને દુન્યાની ગરદેશ અને ઉગવણુની શરૂઆત ગણે છે જે જરથોસ્તી લખાણોને અનુસરતું નથી. અને જો તેવાંજ કોઇ મતને અનુકૂળ થવા સારૂ યઝદેજર્દ પછીની અંધાધુંધીના વખતમાં તેનો સને જે જુન મહીનાથી યાને સૂર્ય કર્ક રાશિમાં હોવાના વખતથી ફરવરદીન મહીનો અને હોરમઝદ રોજ ગણીને ગહંબારો વગેરે તહેવારો કોઇએ ફેરવ્યા હોય તો કોણ જાણે. પણ એ માત્ર એક કલ્પના લાગે છે હું ધારૂં છું કે ગહંબારની આફ્રીનમાં છ ગહંબારને વખતે છ પેદાયશો જાહેર થવાના વિચારનો ખુલાસો આ પ્રમાણે આપી શકાય છે. એનેદાલે રબીઘ્નને દહાડે અંગ્રેમઇન્યુશે વગર ધાતની ગેતીની પેદાયશોમાં ઘાત નાંખી તે દહાડે સાતમાં હજારાનો પેહેલો દહાડો હતો એમ પેહલવી લખાણો કહે છે (જુઓ બુનદહેશ, વંદીદાદની ૨ જી પરગર્દની શરેહ ૪૦) તેઓને તે અંધકારમાંથી કહાડીને પાછી "પેદા" યાને "જાહેર" કરવાનું કામ અહુરમઝદ અને અમશાસ્પંદોએ તેજ વખતે ચાલુ કીધું તે છ ચોકસ હિંગામો ઉપર છ પેદાયશોને પાછી સમારવામાં પુરૂં કીધું, તે દર એકેક વસ્તુ અમુક અમુક દહાડે તે ગદલાઇમાંથી નીકળી રહી તે દરએક દિવસ ઉપર તેની ખુશહાલી તરીકે અહુરમઝદ અને અમશાસ્પંદોએ એકેક જશન કીધું. ગહંબારની આફ્રીનમાં કહે છે કે "કુ આવ તીરહ બુદ, રોષન એકરદ" "યાને પાણી ગદલું (અપારદર્શક) થઇ ગયું હતું તેને પાછું રોષન (પારદર્શક) કીધું." આ ઉપરથી જણાય છે કે "પેદા કરવું" નો અર્થ ફકત "જાહેર કરવું" એટલોજ છે નહીં કે નાણુદીમાંથી હસ્તીમાં લાવવાનો. હવે આ અહુરમઝદ અને એહરેમન વચ્ચેના ઝઘડાની પુરાતન કથા ઉપરથી એટલોજ સારાંશ સમજ-વાનો છે કે એ દંતકથામાં અહુરમઝદે પોતાની છ ફતેહોનાં જશનો આ છ ગહંબારના હિંગામો ઉપરજ કીધાં હતાં કે જે વખતે

માણુસ નહીં હતું પણ પછીથી તેજ હિંગામો ઉપર ફસલોને લગતાં છ જશનો માણુસો કરે છે તે વખતે તે છ ફતેહોની યાદ કહી સંભળાવવી. પણ એ ઉપરથી કાંઇ એમ નહીં સમજવું કે ગહંબારો ફસલોનાં જશનો નથી અને માત્ર પેદાયશોના તવારીખી તેહવારો છે.—એકબારગી કોઇ તેઓને માત્ર તવારીખી તેહવારોજ ગણે તે જોકે ભુલભરેલું છે તોપણ તેઓને તેમના ખરા વખત ઉપર તો બજાવવા જોઇએ અને તે ખરો વખત ત્યારેજ આવે કે જ્યારે ફરવરદીન મહીનો અને હોરમઝદ રોજ એતેદાલે રબીઅ (Vernal Equinox) ને દહાડે આવે.

## ૭. કબીસાના સંબંધમાં નહીં માનવા જેવી વાતો.

(pp. 55-56) અલબીરૂની કહે છે કે તેણે લોકોને મોઢે સાંભળ્યું હતું કે પેગમબર જરથોસ્તે પોતાના વખતમાં જેટલા કબીસા ચઢી ગયા હતા તે ઉમેરીને પછીથી લોકોને ૧૨૦) વર્ષે કબીસાનો એક મહીનો અધિક કરવાને ફરમાવ્યું અને તેઓએ તે કબૂલ કીધું પણ તેઓએ તે કબીસાના અધિક મહીનાનું કોઇ ખાસ નામ બનાવી રાખ્યું નહીં તેમજ દરએક વખતના કબીસાના મહીનાનું નામ જે આગલાનું હતું તેજ વાપડયું નહીં પણ કેટલાં વરસ ઉપર કબીસો કીધો હતો તે કદાચ વીસરાઇ જાઇ તેની સંભાળ રાખવા સારૂ તેઓએ ગાથાના પાંચ દહાડા છેલી વાર જે મહીનો બેવડો યાને અધિક માસ કીધેલો તેની પુઠેજ મુકવાનો રેવાજ રાખ્યો. એટલુંજ નહીં પણ એ બાબત ઘણી અગતની પાદશાહ તેમજ રૈયતને લગતી હતી અને તેને કુદરતના વખત સાથે મેળવી આપવાની જરૂર હતી, તેથી જે વખતે કબીસાની નોબત પહોંચે તે વખતે જો કાંઇ આફત સમાવવી હોય તો કબીસો કરવાનું મુલતવી રાખતા હતા અને બે મહીના જેટલો કબીસાનો વખત ચઢી રહે ત્યારે બે મહીના કબીસાના ઉમેરતા હતા. વળી કોઇ વખતે તો જો તેઓને કાંઇ આગાહી થતી હતી કે ભવિષ્યમાં કબીસો કરવાનું બની શકે એવું નથી તો અગાઉથીજ બે કબીસાના મહીના અધિક ઉમેરી મુકતા હતા. કહે છે કે એ પ્રમાણે યઝદેજર્દ બીન શાપુરના વખતમાં કર્યું. દસ્તુર યઝદેજર્દ અલહીજારીની દેખરેખ હેઠલ કબીસાના બે મહીના અગાઉથી ઉમેરી રાખ્યા હતા. (કહે છે કે "હીજાર" ઇસ્તખરે ફારસની નજદીક એક વજીફો છે તે

ઉપરથી તે દસ્તુર ઓલખાતો હતો). કહે છે કે યઝદેજર્દે–હીજારીએ જ્યારે કબીસાનો વખત ઉમેર્યો તે વખતે આવાં મહીનાની પુઠે ગાથા ઉમેરાયા હતા તે પછી કબીસો ઉમેરાયો નહીં તેથી તે આદર મહીનો પેહલો ગણનારાઓમાં રહેલા આવાં મહીનાની પુઠે ઉતરી આવ્યા છે.

**નોટ:**—હું ધારૂં છું કે આવાં મહીનાની પુઠે ગાથા ભણવાનું કાંઈ સંભવીક કારણ નહીં મળવાથી આ વાત બનાવી કાઢેલી છે. બરાબર ૧૨૦) વર્ષ પછી આફ્ત પડવાની છે એવી આગાહી અને અગમચેતી થાય એ વાત માનવા જોગ નથી, અને એમ કરવા છતાંબી ફલ શું? બધી ક્રિયા અને ભણતરો તો કવખતે જ થાય ત્યારે એ કીધેલુંબી સરખું અને નહીં કીધેલુંબી સરખું, માટે હું ધારૂં છું કે આ બધી વાતો માનવા જોગ નથી.

## ૮. આદર મહીનો પેહલો ગણનારા જરથોશ્તી આજે કોઇ રહ્યા નથી.

(p. 56) અલબીરૂની કહે છે કે ટ્રેનઝ–ઓક્ષીઆના યાને ખારેજમ અને સુગદના માગી લોકોના બી રોજ માહ તો પારસીજ છે, પણ તેઓ અને પારસીઓ વચ્ચે ફરક એ છે કે ટ્રેનઝ–ઓક્ષીઆનો પોતાના વર્ષને છેડે ગાથાના પાંચ દહાડા ઉમેર છે અને ફરવરદીન મહીનાના ખોરદાદ રોજથી વર્ષ શરૂ કરે છે પણ પારસવાળાઓ તેમ કરતા નથી, અને આવાં મહીનાની પુઠે પાંચ ગાથા જોડે છે. એ સબબથી તેઓના આઠ મહીનાના બધા રોજો હેરફેર આવે છે અને આદર મહીનાના પહેલા રોજથી પાછા બરાબર આવવા લાગે છે.

**નોટ:**—હું ધારૂં છું કે આ પ્રમાણેના ફેરફારો 'યાઓ વીસાદ' અને 'તાઓ અહુમીનમાને' વગેરેને લગતા ફેરફારો જેમ ધર્મગુરૂઓએ પોત પોતાની સમજથી કીધેલા તેને મળતાજ હોવા જોઇએ, પણ પાછળથી તે ઉપર ૧૨૦) વર્ષના કબીસાનું કારણ લાગુ પાડયું હોય. બીજું એ કે આજે ફારસમાં રહેતા કદમીઓ તો આવાંને છેડે નહીં પણ સપંદારમદને છેડે ગાથા જોડે છે જે ઉપરથી જણાય છે કે આદર મહીનો પેહલો ગણનારા જરથોશ્તીઓ હવે દુનિયામાં કોઇ રહ્યા નથી.

## ૯. પારસી, ખારઝમી, અને સોગદી રોજ માહનાં નામો.

પારસી, સોગદી અને ખારઝમી રોજોનાં નામ સહેજ અક્ષરોના ફેરફારો સાથે એકનાં એકજ છે પણ તેઓના મહીનાનાં નામો તથા ગાથાના નામોમાં ઘણો ફેરફાર માલુમ પડે છે. તેઓનો કોઠો નીચે મુજબ:—

| પારસી રોજ | | સોગદી રોજ | ખારઝમી રોજ |
|---|---|---|---|
| ૧ અહુરમજદ | اورمزد | خرمژد | ريمژد |
| ૨ બહમન | وهمن | جهينر | ازمين |
| ૩ અર્દીબેહસ્ત | اردی بهشت | اردا خوشت | اردوشت |
| ૪ શહરેવર | شهريور | خستشور | اخشريوری |
| ૫ સ્પેંદારમદ | سپندارمزد | سبندارمذ | اسبندارمجی |
| ૬ ખુર્દાદ | خورداد | ردد | هروداذ |
| ૭ અમર્દાદ | امرداد | مردد | همداذ |
| ૮ દએ-પ-આદર | ديبآدر | دست | دذو |
| ૯ આદર | آدر | اتس | ارو |
| ૧૦ આવાં | آبان | انجن | ياناخن |
| ૧૧ ખુર્શેદ | خير | خوير | اخير |
| ૧૨ મોહોર | ماه | ماخ | ماه |
| ૧૩ તીર | تير | تيش | جيزی |
| ૧૪ ગોશ | گوش | غش | غوشت |
| ૧૫ દએ-પ-મેહેર | دی بمهر | دست | دذو |

| પારસી રોજ | | સોગદી રોજ | ખારઝમી રોજ |
|---|---|---|---|
| ૧૬ મેહેર | مهر | مخش | فيغ |
| ૧૭ સરોશ | سروش | سرش | اسروف |
| ૧૮ રશ્ને | رشن | رسن | رشن |
| ૧૯ ફરવર્દીન | فروردين | فروذ | روجن |
| ૨૦ બેહેરામ | ورهرام | وخشغر | اريغن |
| ૨૧ રામ | رام | رامن | رام |
| ૨૨ ગોવાદ | باد | واذ | واذ |
| ૨૩ દએ-પ-દીન | دين بدين | دست | دذو |
| ૨૪ દીન | دين | دين | دينى |
| ૨૫ અશિશ્વંઘ | ارد | ارذخ | ارجوخى |
| ૨૬ આસ્તાદ | اشتاد | استاذ | اشتاذ |
| ૨૭ આસમાન | آسمان | سمن | اسمان |
| ૨૮ જમ્યાદ | زمياد | رام جيد | راث |
| ૨૯ મારેસ્પંદ | ما نتره سفند | نشيفذ | مرسبند |
| ૩૦ અનેરાન | انارام | نغر | اونرغ |

| પારસી માહ | | સોગદી માહ | ખારજમી માહ |
|---|---|---|---|
| ૧ ફરવદીંન | فروردين | نوسرذ | روچنافو ناوسارجى |
| ૨ અર્દીબેહસ્ત | اردى بهشت | جرجن | اردوشت فوسيرح انكام |
| ૩ ખોર્દાદ | خورداد | نيسن | هروداد فويحيرى |
| ૪ તીર | تير | بسالك | جيرى فارازاك |
| ૫ અમર્દાદ | مرداد | اشناخنذا | همداد |
| ૬ શહેરેવર | شهريور | مژيخنذا | اخشريورى |
| ૭ મેહેર | مهر | فغاز | اومرى |
| ૮ આવાં | آبان | ابانج | يا ناخن فاخسرثان راچيبك |
| ૯ આદર | آدر | فوغ | اروفو فيمحكا بحرفين |
| ૧૦ દએ | دين | مسافوغ | وثمرفو نافكانج انكام |
| ૧૧ બહમન | بهمن | ژيمدا | اشمن فويرد انكام |
| ૧૨ સ્પંદામંદ | سپندارمزد | خشوم | اسبندارجى فوخشوم |

**નોટઃ**—રોજ ૧ લો, ૨ જો વિગેરે સેહલથી સમજ પડે છે. ૮–૧૫-૨૩ અવસ્તા "દથુષો"નું અપભરંશ છે. ૧૦ મો અવસ્તા "અનાહિત"નું અપભરંશ છે. ૧૬ મો સમજ પડતો નથી. ૨૦ મો અવસ્તા "વેરેથ્રધ્ન"નો અપભરંશ છે. તથા તેનોજ સમાનાર્થ સં० अरिघ्न છે. ૨૮ મો સમજ પડતો નથી. ૨૯ મો સોગદી સમજ પડતો નથી. ૩૦ મો અવસ્તા "અનઘ્ર"નો અપભરંશ છે.

મહીનાઓમાં સોગદી ૧ લો "નવસરવ" છે તે અવસ્તા "નવ-સરેધ" છે. ૮ મો "આબાનજ" પારસી "આબાન"ને મળે છે. ખારઝમી

મહીનાઓમાં ૧ લો "નાવસારજી" અવસ્તા "નવસરેધ"ને મળે છે તેમજ ૧ લો "રોચનાકુ" એબી પારસી "રોજેનવ"="નવરોજ" ને મળે છે. ૮ મો "યાનાખન" અવસ્તા "અનાહિત"ને મળે છે. સોગદી કે ખારઝમી પહેલો માહ દે નથી તેમજ ફરવરદીન બી નથી.

**સોગદીઅન ગાથાના નામ એ પ્રકારે છે.**

૧. اردم يیس ونٰاذن رخشن تخندن خاوثست

૨. میرزده ماخ رد سردرد بیورد ژیورد

આ નામો જરથોસ્તી ગાથાનાં નામોને મળતાં નથી.

## ૧૦. પારસી, સોગદી, અને ખારઝમી જરથોશ્તીઓ વચ્ચે રોજ માહનો ફરક, અને તેની ઇજીપશીઅનોની તારીખ સાથે સરખામણી.

(pp. 57-58-59) અલબીરૂની કહે છે કે સોગદીઅનો પોતાના છેલ્લા મહીનાની પુઠે એ પાંચ દહાડા ઉમેરે છે. તેઓ પારસીઓની મીસાળે પા દહાડાની કસર ઉમેરતા નથી. ખારઝમીઓમાં પાંચ ગાથાના નામ નથી. પણ તેને બદલે એકથી પાંચ લગીના રોજોનાં નામો તે દિવસોને તેઓ લગાડે છે. પછી છઠ્ઠા રોજને વળી પાછું પહેલા રોજના નામ "રીમઝદ" અને માહ પહેલાનું નામ "નાવસારજી" થી બોલીને તે દિવસથી વર્ષ શરૂ કરે છે. અબુરેહાન કહે છે કે ખારઝમીઓ ગાથાનાં નામ વટીક જાણતા નથી. એ પ્રમાણે પારસી, સોગદીઅન અને ખારઝમીઓ વચ્ચે કેટલોએક ગુચવાડો છે તેનું કારણ અબુરેહાન કહે છે કે કુતેબા બીને મુસલીમ અલબાહીલીએ તેઓના ધર્મગુરૂઓને અને કાબેલ પુરૂષોને કતલ કીધા તે પછી તેઓ તદન અભણ થઇ ગયા છે (કાંઇ લખી વાંચી વટીક જાણતા નથી) અને જેટલું યાદ રહ્યું તે ખરૂં એવી હાલત તેઓની છે. એ સબબથી કેટલીએક બાબતમાં તેઓ મળતા આવે છે અને કેટલીકમાં મળતા નથી.

દેપાદર, દપમેહેર અને દેપદીન કેટલાએક સોગદીઆન અને ખારઝમીઓ પોતાની ભાષામાં પહેલો "દસ્ત" (સોગદી), પહેલો "દધુ" (ખારઝમી), બીજો "દસ્ત" બીજો "દધુ" અને ત્રીજો "દસ્ત" ત્રીજો "દધુ" એ પ્રમાણે બોલે છે.

અબુરેહાન કહે છે કે પુરાતન ઇરાનીઓમાં અઠવાડીયાં ગણવાનું નહીં હતું તેઓએ તેમજ બીજી ઘણીએક પ્રજાઓએ અઠવાડીયાં ગણવાનું સીરીયન તથા મુસાઇ લોકો ઉપરથી લીધું હતું.

અબુરેહાન કહે છે કે પારસી, સોગદીઅન, અને ખારઝામીઓ ત્રીસે રોજના નામ ગણે છે તેમ કોઇ પ્રજામાં ત્રીસે રોજના નામ નથી સિવાય કે કોપટીક લોકો યાને પુરાતન ઇજીપશીઅનો તેઓમાં ત્રીસે રોજનાં નામ હતાં. તે રૂમી શેહનશાહ ઓગસટસના વખતમાં વપરાતાં બંધ થયાં. તે એમ થયું કે ઓગસટસે કોપટીક લોકોને ફરમાવ્યું કે તમે ચાર વર્ષે એક દહાડો ઉમેરો. તેઓ તેને તાબે થયા. પણ પછી તે દહાડાને શું નામ આપવું તે નહીં મળી આવ્યું તેથી તેઓએ ચાર વર્ષે દહાડો ઉમેરવા છતાં ત્રીસે રોજનાં નામ છોડી દીધાં. તેઓનાં ત્રીસે રોજના નામ શું હતાં તે અબુરેહાન કહે છે કે તેના વખતમાં કોઇ જાણતું ન હોતું. ઇજીપશીઅનોમાં બાર મહીનાના નામ છે પણ ત્રીસ રોજનાં નામ નથી. તેઓમાં પાંચ દહાડા ઉમેરાય છે તે ગ્રીકમાં Epagomenai યાને ટુંકો મહીનો (the small month) કહે છે. એ દહાડા છેલ્લા મહીનાની પુઠે ઉમેરવામાં આવે છે અને જ્યારે ચાર વર્ષે અધિક દહાડો (Leap year) થાય છે ત્યારે તે સુદ્ધાં છ દહાડા થાય છે. Leap year ને તેઓ "અલનુકતે" (= the sign) યાને નીશાની કરી કહે છે.

## ૧૧. ગયોમરદ એ શબ્દની વ્યુત્પત્તિ.

(p. 107) અબુરેહાન કહે છે કે ગયોમરદને "ગીરશાહ" (King of the mountain) યાને પહાડનો રાજા કરી કહેતા હતા. તેમજ વળી તેને "ગીલશાહ" (King of the Clay) યાને ખાકી પાદશાહબી કહેતા હતા. ગયોમરદ નામનો અર્થ a living rational mortal being કરી તેઓએ અબુરેહાનને કહ્યો હતો.

નોટઃ—આ ત્રણ અર્થો અવસ્તાના અભ્યાસીઓએ "ગય-મરેતન" એવા અવસ્તાના શબ્દની વ્યુત્પત્તિ વિષે કીધેલી અટકલોનું પરિણામ છે. પહેલી "ગય" ને "ગિર" સાથે ગુચવાવાથી નીકળેલી જણાય છે પણ તે તદન ખોટી છે. બીજી "મરેતન" શબ્દને સંસ્કૃત મૃત્ એટલે મીટી સાથે સરખાવવાની તજ-

વીજનું પરીણામ છે. ત્રીજી વ્યુત્પત્તિ તદ્દન ખરી છે, જે સઘળા વિદ્વાનોને જાણીતી છે.

## ૨. એહરેમન એ શબ્દની વ્યુત્પત્તિ.

(p. 107) પેદાયશોની શરૂઆત વિષે ઇરાનીઓની દંતકથા ઉપર આવતાં અલબીરૂની કહે છે કે તેણે તેઓથી સાંભળ્યું હતું કે એહરેમન ખુદાના વિચારમાંથી ઉત્પન્ન થયો હતો કે જે એહરેમન કાંઇજ નહીં પણ મગરૂરીના વિચારનો બનેલો હતો.

નોટ:—આ વાતનો કાંઇએક મોતેબર પાયો જણાય છે. છેલ્લી શોધોથી આપણે જોયું છે કે એહરેમન યાને અંગ્રે-મઇન્યુસ કાંઇજ નહીં પણ અવસ્તા "અકેમ્મનો" પહેલવી "અકો-મન"નું બીજું રૂપ છે અને તેથી તે અવસ્તા "વોહુમનો" ફારસી "બહમન"નો વિરોધી છે, અને એ રીતે જોતાં સ્પે-તોમઇન્યુસ તે વોહુમનનું બીજું રૂપ છે. મગરૂરી એ બુરાં મનનો સૌથી જોરાવર વીકાર છે જે અલબતે એહરેમનનાં ખાસ દુર્ગુણ ગણાય અને એ ઉપરથી યાહુદી, ખ્રીસ્તી અને મુસલમાનોમાં સેતાનની પડતી મગરૂરીને લીધે થવાની દંતકથા દાખલ થઇ તે ઇરાનીઓમાંથી દાખલ થયલી હોવી જોઇએ.

## ૩. કેટલીએક જુની ઇરાની દંતકથાઓ.

(p. 107) અલબીરૂની કહે છે કે હોરમઝદે ગયોમરદને એહરેમનની ...મે મોકલ્યો જેણે તેની ઉપર ગાલેબ થઇને તે ઉપર સ્વારી કીધી અને ...યામાં બધે ફરવા મંડયો. ફરતાં ફરતાં એહરેમને પુછ્યું કે તુંને કંઇ ...ગા ઘણી ભયંકાર લાગે છે? ગયોમરદે કહ્યું કે દુજખનો દરવાજો. ...છી તે જગોએ આવતાં વાર તેણે એહરેમનને પોતાની ઉપરથી ગબડાવી ...કયો. પણ એહરેમન તેની ઉપર પાછો બેઠો. પછી તેણે પુછ્યું કે ...વે હું તુંને ખાઇ જાઉં છું માટે તું કહે કે કંઇ તરફથી ખાવા માંડું? ...યોમરદે કહ્યું કે પગની તરફથી કે થોડો વાર હું દુન્યાને જોઇ શકું. ...ણ આમ કહેવામાં ગયોમરદે એહરેમનને ભુલથાપ આપી હતી, કેમકે ... જાણતો હતો કે એહરેમનની ખાશીઅત ઉલટી હોવાને લીધે તે તેને ... કહીએ તેથી ઉલટુંજ કરશે. પછી એહરેમને તેને માથાં તરફથી

આવા માંડયો. તે અરધો ખવાઇ રહ્યો ત્યારે તેના તોખમનાં બે ટીપાં જમીન ઉપર પડયાં જેમાંથી "રીબાસ"નામના બે છોડવા ઉગ્યા. જેમાંનો એક સેવટે "મશીઅ" અને બીજો "મશીઆની" થયાં જેઓથી માણુસ-જાત ચાલુ થઇ. ખારીઝમનાં જરથોશ્તીઓ તેમને "મરદ" અને "મરદાના" કહે છે. વળી તેઓને કોઇ લોકો "મલહા" અને "મલહાની"બી કહે છે. અલબીરૂની કહે છે કે આ દંતકથા તેને અબદુલ હસન બીને આદર-બુર નામના એક ગણીત શાસ્ત્રીએ કહી હતી.

નોટ:—આ દંતકથા મીનોખેરદ બાબ ૨૭ મો ફ્રા. ૧૪ ને મળે છે. વળી એમાં તેહમુરસ તથા એહરેમનની દંતકથા અને અકુવાનદેવ તથા રૂસ્તમની દંતકથાને ભેલી નાંખેલી છે. ઇરાનીઓ કહે છે કે તેહમુરસ એહરેમનની ઉપર સ્વારી કરીને જગતમાં ફરતો હતો, અને તેહમુરસને દોજખના સર ઉપર બીક લાગતી હતી તે તેણે કોઇને કહ્યું હતું નહીં. પણ એહરેમને તેમુરસની ઓરતને એક કીમતી ભેટ આપવાની લાલચથી ફરેબ દીધો કે તું તારા ખાવંદને પુછ કે દુનીઆમાં ફરતી વખતે કયે ઠેકાણે તેને બીક લાગે છે. તેણીએ તેમ પુછ્યું ત્યારે તેહમુરસે ખરી વાત કહી દીધી. તે વાત એહરેમને પેલીથી જાણુવા પછી તેહમુરસને પોતા ઉપર સ્વારી કરી લઇ ગયો અને દોજખમાં ફેંકી દીધો. રૂસ્તમ અને અકુવાન દેવની કથા શાહનામામાં આવેલી છે. તે એમ છે કે એક દહાડે રૂસ્તમ જમીન ઉપર સુતેલો હતો તેની આસપાસથી જમીનનો કકડો કાપી કાઢીને અકુવાન દેવે તે જમીનના ટુકડા સુદ્ધાં રૂસ્તમને પોતાને માથે ચઢાવ્યો, અને આસમાન ઉપર ઉડી ચાલ્યો. રૂસ્તમ જાગી ઉઠયો ત્યારે પોતાની હાલત જોઇને ગભરાયો. અકુવાને પુછ્યું કે હું તને જમીનપર પટકું કે દરિયામાં નાંખું ? રૂસ્તમે જોયું કે દેવને જે કાંઇ હું કહીશ તેથી ઉલટું કામ એ કરશે તેથી વિચાર કરીને કહ્યું કે મને જમીન ઉપર નાંખ કે મારાં હાડકાં ઠેકાણે પડે. જો તું મને દરિયામાં નાંખશે તો મચ્છીઓ મને ખાઇ જશે. અકુવાને પોતાની ખાશીયત મુજબ રૂસ્તમને દરિયામાં નાંખ્યો કે જેમાંથી તે તરીને સલામત બહાર આવ્યો.

આ ઉપરથી જણાય છે કે દેવોની ઉપર સ્વારી કરી શકાય

અને દેવો ઉલટું કામ કરનારા છે એવા વિચારો ઇરાનીઓમાં અસલથી હતા અને એહરેમન પોતે તથા તેની તરફનાઓ ટુંકી બુદ્ધિના છે તેઓની સાથે જો તાલમેલ અને તદબીરથી તેઓને ભુલથાપ મળે તેવું બોલવું ચાલવું કરીને તેઓને હરાવીએ તો તેમાં ખોટું કાંઇ નથી એવા વિચારબી તેઓમાં હતા.

વળી અકવાન એ નામ પહેલવી "અકોમન" અવસ્તા "અકેમમનો" યાને અંગ્રોમઇન્યુસનુંજ નામ જણાય છે એ પ્રમાણે જોતાં જે દંતકથા પહેલવી પાઝંદ કેતાબોમાં ગયોમરદ અને એહરેમન વચ્ચે થયલાં કામની હતી તેને ફીરદોશીએ પોતાના માનીતા રૂસ્તમ સાથે લગાડી દીધેલી જણાય છે.

## ૧૪. શાહનામાંની એક જોડ.

(p. 108) અલબીરૂની કહે છે કે અબુઅલી મહમદ બીને એહમદ અલ-બલખી નામના શાયેરેબી એક શાહનામું લખ્યું છે, કે જેણે નીચલી પાંચ તવારીખો ઉપરથી પોતાનાં શાહનામાંને શુદ્ધ કીધું હતું.

| અંક. | કેતાબનું નામ. | બનાવનારનુ નામ. |
|---|---|---|
| ૧ | કેતાબ સયરૂલમુલુક. | અબદલા બીન અલમુકફ્ફા. |
| ૨ | ,, | મહમદ બીન અલજહાન અલબરમકી. |
| ૩ | ,, | હીસામ બાન અલકાસીમ. |
| ૪ | ,, | બહેરામહ બીન મરદાંનશાહ, શાપુર શેહેરનો મોબેદ. |
| ૫ | ,, | બહેરામ બીન મહેસન અલ–ઇસ્પહાની. |
| ૬ | ,, | જરથોસ્તી બહેરામ, હેરાતનો રહેવાશી. |

**નોટ:**—ઉપલા શાહનામાં અને બીજી કેતાબો વિષે આપણને કાંઇ જણાયું નથી. કદાચ એ કેતાબોમાંની કોઇ કેતાબ ઇરાનનાં કોઇ કેતાબખાનાઓમાંથી મળી આવે.

## ૧૫. ઉપલી શાહનામાંની જોડીમાં આવેલી ગયોમરદની હકીકત.

(p. 108) ઉપલા બલખીના શાહનામામાં કહે છે કે મેષ, વરખ અને મીથુનનાં ત્રણ હજાર વર્ષોમાં ગયોમરદ બેહસ્તમાં હતો. તે પછીના

કરક, સીંહ, અને કન્યાનો ત્રણ હજારામાં તે આ ગેતી દુન્યામાં સુખથી રહ્યો. તોલા રાશીનો હજારો શરૂ થતાં એહરેમન ગેતીમાં પહોંચ્યો અને બધી ખરાબી થઇ. ગયોમરદનો "ગીર" કે જે પેહલવી ભાષામાં પહાડને કહે છે અને જે ઉપરથી તેનું નામ "ગીરશાહ" નીકળ્યું કરી કહે છે તે મીડીઆમાંના અલજબાલ છે જે ઉપર તે રહેતો હતો. એ વખતે તેનું તેજ એવું મારતું હતું કે દરએક પ્રાણી તેને જોઇને બીહતું હતું અને તેને તાબે થઇ જતું હતું.

**નોટ:**—આ વાતને બુનદહેશનો બાબ ૩૪ મો મળે છે. તેમજ શાહનામામાંબી ગયોમરદને જનાવરો ઉપર રાજ કરતો કહ્યો છે તે વાત મળે છે.

## ૧૬. બુનદહેશને મલતી ગયોમરદની હકીકત.

(p. 108) અલબીરૂની કહે છે કે એહરેમનનો બેટો "ખરૂર" કરી હતો તેને ગયોમરદે માર્યો. એહરેમને તેની ફરિયાદ હોરમજદ કને કીધી. હોરમજદે જોયું કે મારી અને એહરેમનની વચ્ચે થયેલો કોલકરાર ગયો-મરદને હાથે તૂટી ગયો તેથી તેને તેની સજા કરવા સારૂ આ દુન્યાની સજા અને કયામતની સજા કેવી થાય તે દેખાડી, તેથી ગયોમરદ તે દુ:ખ ખમવાને બદલે મરવાને રાજી થયો અને મુઓ. મરતી વખતે તેનાં બે તોખમ ઇસ્તખરમાં આવેલા "દામદાદ" નામના પાહાડ ઉપર પડયાં. તેમાંથી બે "રીબાસ" જાતના રોપા ઉગ્યા. નવમે મહીને તેમાંથી "મસા" અને "માસીઆની" નીકળ્યાં. ૫૦) વરસ તેઓ ખાધા પીધા વગર સુખથી રહ્યાં. પણ એહરેમને તેઓને ઝાડનાં ફળ ખાવા શીખવ્યું તે વખતથી તેઓ દુ:ખના દરિયાઓમાં પડયાં. પહેલું બચ્ચું જણ્યું તેને ખાઇ ગયાં પણ ખુદાએ તેઓને સમજ પાડી તેથી તે પછીનાં છ છોકરાં તેઓથી સલામત રહ્યાં. સાતમું જોડું સીઆમક અને ફરાવાકનું જનમ્યું જેઓને પેટે હોશંગ થયો ઇત્યાદી. ઇત્યાદી.........

**નોટ:**—"ખરૂર" અવસ્તામાં "એષમ" દેવની શીફત તરીકે આવેલું છે જે એહરેમનનો બેટો કહેવાવાને તદ્દન લાયક છે કેમકે. એહરેમન પછી તરતજ એષમનું નામ અવસ્તામાં આવે છે. "દમદાદ" અવસ્તા "દામી-દાતો" ને મળે છે. ધારવા મેળે બુનદહેશના બારમાં બાબમાં કહેલો "દાવાદ" અથવા "દાનાદ" નામનો પહાડ એજ હોય એમ લાગે છે. બાકીની સઘળી કથા બુનદહેશને મલતી છે.

## ૧૭. સીકંદરી સનેને લગતી અલબીરૂનીની એક ભૂલ.

(p. 12[illegible]) અલબીરૂની કહે છે કે સીકંદરી સને ૯૪૩ ના વરસમાં યઝદેજર્દ[1] તખ્તે બેઠો એ નીશ્ચય છે.

નોટ :— A.C. 1897 + B.C. 326 = 2223. 2223-1297= 926. (?)

## ૧૮. "પારસી" સને "યઝદજરદી" સને પછી ૨૦) વર્ષે.

(p. 138) અલબીરૂની કહે છે કે "જો જરથોસ્તીઓનો ("પારસી") સને જાણવો હોય તો યઝદજરદી સનેમાંથી ૨૦) બાદ કરવા. જે બાકી રહે તે "જરથોશ્તીઓનો સને" જાણવો; કારણ કે તેઓ યઝદજરદના તખ્તે બેસવાથી નહીં પણ તેના ગુજરવાથી સને ગણે છે."

નોટ :—કેટલીએક પેહલવી કેતાબોમાં "પારસી" સને યઝદજરદી ઉપરાંત લખેલો હોય છે તે આ સને જાણવો. (જુઓ સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ, વાલમ ૩૭ મું, દીબાચો સફે ૩૬, ૩૮ ઇત્યાદિ).

## ૧૯ ગ્રહો તથા રાશિઓનાં નામ.

(p. 172) સાત ગ્રહોનાં નામ :—

| Arabic<br>અરબી | Greek<br>ગ્રીક | Persian<br>ફારસી | Sanscrit<br>સંસ્કૃત | Chorasmian<br>ખવારઝમી |
|---|---|---|---|---|
| Zuhal<br>زحل | Kronos | Kaiwân<br>كيوان | Çanai-çcara | —— |
| Almushtarî مشترى | Zeus | Hurmuzd<br>هرمزد | Vṛhaspati | ريمژد |
| Almirrîkh<br>مريخ | Ares | Bahrâm<br>بهرام | Maṅgala | اريمز |
| Alshams<br>شمس | Helios | Mihr, Khurshîd<br>مهر or خورشيد | Âditya | اخير |
| Alzuhara<br>زهره | Aphrodite | Nâhîd<br>ناهيد | Çukra | ناهيج |
| 'Uṭârid<br>عطارد | Hermes | Tîr<br>تير | Budha | جيرى |
| Alkamar<br>قمر | Selene | Mâh<br>ماه | Sôma | ماه |

બાર રાશિઓનાં નામ :—

| Arabic | Greek | Persian | Sanscrit | Chorasmian |
|---|---|---|---|---|
| Alhamal / Alkabsh | Κριός | Bara بره | Mêsha मेष | ورن |
| Althaur | Ταῦρος | Gâu گاو | Vṛsha वृषभ | غاو |
| Aljauzâ / Altau'a-mân | Δίδυμοι | Dûpaikar دوپیکر | Mithuna मिथुन | اذ ویجرقریك |
| Alsaraṭân | Καρκῖνος | Karzang کرزنگ | Karkaṭa कर्क | خرچنك |
| Al'asad | Λέων | Shîr شیر | Sinha सिंह | سرغ |
| Alsun-bula / Al'adhrâ | Παρθένος | Khôsha خوشه | Kanyâ कन्या | ووفیك |
| Almîzân | Ζυγός | Turâzû ترازو | Tulâ तुला | ترازک |
| Al'akrab | Σκορπίος | Kazhdum کژدم | Vṛśćika वृश्चिक | درمچیك |
| Alkaus / Alrâmî | Τοξευτής | Nîmasp نیماسپ | Dhanu धनुस | ذنیك |
| Aljady | Αἰγόκερως | Bahî بهی | Makara मकर | تارنیك |
| Aldalw | Ὑδροχόος | Dôl دول | Kumba कुंभ | دور |
| Alhût / Alsama-ka | Ἰχθύες | Mâhî ماهی | Mîna मीन | کبب |

## ૨૦ Signum શોધી કહાડવાની રીત.

(p. 184-185) If we want to find the *signum* of the new year's day of a year of the *Æra Yazdagirdi*, we take the number of complete years and add thereto always 3. The sum we divide by 7, and the remainder of this division is *signum* of Farwardîn Mâh.

If we want to know the *signum* of another month, we take for each of the complete months, that have passed, 2 days, except Âbân Mâh, for which we take nothing. The sum we add to the *signum* of Farwardîn Mâh, and subtract 7, if the number be more than seven. The remainder is the *signum* of the month in question.

For the *Æra Magorum*, the epoch of which is the death of Yazdagird, we add always 5 to the number of complete years, and the remainder we compute in the same way as we have done for the preceding era, in case we use for this era the Persian months. But if we use the months of the Sughdians or Khwârizmians, we always add 3 to the number of complete years, and divide the sum by 7. As remainder we get the *signum* of Nausard or *Nâusârjî*. For each following month we add 2 days to the *signum Nausardi*. In this way we find the *signum* of the month in question.

If we want to know the intercalation, as practised by the Persians before the decline of their empire, we take the Persian years from the end of the reign of Yazdagird, which event is the epoch of the *Æra Magorum*, and add thereto 70, for the reason which we have mentioned in the first part of this book. The

sum we divide by 120. The quotient is the number of intercalations that ought to have been carried out since the time when they commenced to neglect intercalation. Now we take for the total sum of the years of the era a number of months corresponding to the number of intercalations. If, then, these months make up complete years, without giving a remainder, the year is a leap-year approximately, for there is confusion in their chronology. But if there is a remainder of months, the year is a common year. Thereupon we add the leap-months we have got to the beginning of the year in question, and we find Nauróz on that day to which this calculation brings us. So Nauróz comes again to be there, where it used to be in the time of the Kisrâs, when it used to coincide with the summer-solstice as calculated by their astronomical tables.

## ૨૧. સેબીઅન ધર્મ ઇરાનમાં દાખલ થવા વિષે.

(p. 186) ઇરાનમાં ખોટા ધર્મમાર્ગો ફેલાવનારાઓનાં વર્ણન ઉપર આવતાં અલબીરૂની કહે છે કે તેહમુરસનાં રાજમાં પહેલાં "બુધાસફ" નામના સખસે હિંદુસ્તાનમાંથી આવીને "સાબી" (Ṣâbian) ધરમ ઇરાનમાં દાખલ કીધો અને તે ઇરાનીઓથી લખવા શીખ્યો, અને તે પછીથી પેશદાદીઅન પાદશાહો અને કેટલાએક કયાનીઓ જેઓ બલખમાં રહેતા તેઓ તેના ધરમને અનુસરીને સુરજ, ચંદ્ર, તારા, ગ્રહો અને મૂળતત્વોને પુંજવા લાગા હતા કે જે ધરમ ગુશ્તાસ્પના વખતમાં જરથોસ્ત આવ્યો ત્યાં લગી ચાલ્યો હતો.

અલબીરૂનીના વખતમાં કેટલાએક સાબી ધરમ પાળનારાઓ "હરરાન" حران નામની જગાએ રહેતા હતા જે ઉપરથી તેઓ 'હરરાની" حرانی કહેવાતા હતા. કોઇ કહે છે કે હરરાન ઇબરાહીમના ભાઇનું નામ છે જેણે એ ધર્મ ફેલાવ્યો હતો.

"નોટ :—બુધાસફ" ધારવા મેજે "બેદાસફ"ને "બુધસાકય" સાથે ગુંચવી નાંખીને બનાવેલું નામ છે. "બેદાસફ" સંસ્કૃત વેદ–વ્યાસનું બિગડેલું રૂપ જણાય છે અને "બુદાસફ" (અરબી "ફે" ف; અને "કાફ" ق; એક નુકતાને લીધે ગુંચવાઇ જવાથી) "બુધસાક" યાને શાકયમુની બુધ યાને જાણીતા ગૌતમબુધનું નામ છે. હિંદુસ્તાનથી આવેલાં ધરમ મત વેદ–વ્યાસ અને બુધનાં નામથી ઓળખાય તેમાં નવાઇ નહીં. પણ યાદ રાખવું કે સાબી મજહબમાં વેદિક તથા બુધિષ્ટ ધર્મો કરતાં જુના બાબીલોન અને આસીરીયન વગેરે ઇરાનની પશ્ચિમ તરફના પુરાતન ધર્મોને મલતું ઘણું છે. સાબીને ઇરાની રૂપે "સીપાસી" તથા "આબાદી," અને "મેહઆબાદી" કરી દસાતીર દબેસ્તાન વગેરેમાં ઓળખેલો છે. વલી તેને "ફરશંદાજી"બી કહે છે, જે પહેલવી "હુફરાષમોદાત" યાને રાત અને તે ઉપરથી "મગરબ" ઉપરથી નીકળેલું નામ જણાય છે. દેવ લોકોથી તેહમુરસ લખવાનું શીખ્યો હતો એમ શાહનામા· માંબી કહેલું છે. એ સઘળી વાતો ધ્યાનમાં લેતાં અવસ્તામાં ખુરશેદ, માહ, આતશ, પાણી, વગેરે તત્વો અને ઇજદોની આરા- ધના જે વેદીક પુંજાઓને મળતી આવે છે તે પેશદાદ વખતથી ઇરાનમાં ઉતરતી આવેલી છે અને જરથોશ્તે તેની સામણે મઝદયસ્ની એટલે એકલા મઝદની પરેશતેશ દાખલ કીધેલી તે બી અવસ્તામાં ખાસ કરીને ગાથામાં છે. એ સબબથી ખાસ જરથોશ્તી દીનનાં પેટાંમાં આગલી પોરીઓદકેશી પુંજાઓ અને કેટલીએક રાહરસમો રહી ગયેલી અવસ્તામાંથી મલે છે. જે દસાતીરી મતને મલતી આવતી દેખાવાથી મેહઆબાદી મતને આખું જરથોશ્ની મત હોય એમ ઠોકી બેસાડવામાં આવે છે, જે એક ભૂલ સમજવી જોઇએ. ખરૂં પારસી પ્રજામાં બોહલું ફેલાએલું મત તો જે કાંઇ અવસ્તા અને પહેલવી–પાઝંદમાં મળે છે તેજ છે.

## ૨૨. ઇરાનમાંનાં અનેક ધર્મ મતો વિષે.

(p. 186-188) અલબીરૂનીએ સીપાસી લોકોના સેતારાઓની મુરતીઓ, દહેરાંઓ, અને તેઓનાં નામો ઉપરથી પડેલાં કેટલીક જગાનાં નામો વગેરેનું બયાન આપ્યું છે. તે ઘણુંખરૂં દસાતીર, દબેસ્તાન, વગેરેમાં આવેલી

બાબદોને મળતું છે. તે સઘળી બાબતોને જરથોસ્તી અને મગાઇ ધરમોથી અલાહેદું ગણે છે તેમાં તે તદન ખરો છે. તેઓની બાબત પુરી કીધા પછી એક બાબ ખુદ પેગમ્બર જરથોસ્ત વિષે તેણે લખ્યો હતો પણ દલગીરીભરેલું છે કે તેનાં પાનાં આ કેતાબમાંથી નીકળી ગયાં છે.

નોટ :—આ તથા ઉપલી શુધાસફની હકીકત ઉપરથી સારાંશ નીકળી શકે છે ગાથામાં શીખવેલી ખાલેશ મઝદીયશનીનાં પેટાંમાં બાકીના અવસ્તા પોરીયોદકેશી યઝદાં પરસ્તીનાં છે તે છતાં વળી તે તમામ ગાથા અને અવસ્તા દસાતીર, દબેસ્તાન વગેરે સીપાસી લખાણોમાં આવેલાં કેટલાંએક સાબી મતથી નીરાળાં છે. પણ એ સાબી મતમાં તો જેમ એક-ઇશ્વર-વાદ તેમજ અનેક ઇજદોની પુંજા, અને વળી તે ઉપરાંત મુરતીપુજા, અવતાર મત, જમાનાની હંમેશગી, વગેરે બીજું ઘણું સમાઇ જાય છે. અલબીરૂની કહે છે કે તેઓ ઘણા પેગમબરોને માને છે જેઓમાંના ઘણાખરા ગ્રીક ફીલસુફો છે. દાખલા તરીકે હરમીસ ધી ઇજીપશયન, આગાથોડીમન, વાલીસ, (પાઉલસ ?) પાઇથાગોરાસ, બાબા, (પાપા=પોપ ?) રવાર (?) કે જે પલેતોનો મમાવો હતો તે અને બીજા. આ સઘળાં ઉપરથી અનુમાન નીકળે છે કે દીનકરદમાં અનેક ઠેકાણે જે અનેક "કેશદારાન" તથા "આશમુગાન" વિષે ઇશારા કીધા છે તેઓ આખા દેશમાં તેમજ પરદેશમાં વસ્તા અનેક મતોવાળા થોડી કે ઘણી સંખ્યાના ટોળાઓ હતા પણ ઇરાનનો પ્રજા ધરમ (National religion) માઝદીઅસની જરથોસ્તી જે માગી લોકો શીખવતા હતા તેજ હતો.

## ૨૩. "બર-દએસાન" તથા "મરકીઓન."

(p. 189) અલબીરૂની કહે છે કે ઇરાનમાં જરથોસ્તનો મગાઇ ધરમ આગળ જેટલો નુકસાન નહીં પામ્યો હતો તે કરતાં વધારે ઇસુ ખ્રીસ્ટનો ધરમ ઇરાનમાં આવવાથી પામ્યો. તે કહે છે કે "બર-દએસાન" અને "મરકીઓન"એ બે ઇરાનીઓએ કાંઇએક ઇસુનુ અને કાંઇએક જરથોસ્તનું ભેલીને પોતપોતાના બેધરમ માર્ગો ચલાવ્યા હતા. તેઓમાં દ્વિઇશ્વરવાદ (Dualism) એટલે બે ખુદાની હમેશની હસ્તી માનવાનું

મત મુખ્ય હતું. બંને જણે પોતપોતાની જુદી જુદી ધરમપોથી બનાવી હતી. બર–દએસાન (અથવા ઇબને દએસાન) કહેતો હતો કે ખુદાનું નુર તેના હૈડાંમાં વસતું હતું. એમ છતાં અલબીરૂની કહે છે કે તેઓ મોહટે ભાગે ખ્રીસ્ટી ધરમને અને ઇસુનેજ માનતા હતા.

નોટ: – અવસ્તામાં "ગૌતેમ" એવું નામ ફરવરદીન યશ્ત (ફ० ૧૬)માં આવેલું છે તેને કેટલાએકો ગૌતમ બુધનું નામ હોય એમ ધારે છે, વંદીદાદની ૧૯ મી ફરગરદમાં "બુઇતી દેવો" એવું નામ આવે છે તેને કેટલાએકો બુધનું નામ હોય એમ ધારે છે અને કોઇ ભુતદેવનું નામ હોય એમ ધારે છે. તેનીજ પાસે "ઇથયેજો મર્ષઓન" એવું નામ આવે છે તેનો અર્થ સાધારણ રીતે પહેલવીમાં "સીજે નેહાન રૂબસને" યાને છુપી રીતે ચાલતો ઘટાડો અથવા નાશ એવો કરવામાં આવે છે. આ ત્રણ નામો હું ધારૂં છું કે કોઇ પાછળથી શરેહનાં પદોમાં આવેલાં હોય અને વખત જતાંને અવસ્તાનાં મૂળ વચન (text)માં બે એલમ નકલ કરનારાઓને હાથે દાખલ થઇ ગયાં હોય, કેમકે જે જે જગાએ એ નામો આવેલાં છે, ત્યાં ઉપર નીચેનો સંબંધ જોતાં તેના મોવાળાં વાકયો ફાલતું લાગે છે. ગૌતમ કદાચ વેદમાંના ગૌતમ નોધસનું નામ હોય કે જે અવસ્વામાં "ગોતેમો નાઇધ્યાઅંગહો" કરી લખેલું છે. "બુઇતી દેવો" એ બુધનું નામ હોય અથવા ભુતનું નામ હોય અને "મરષઓન" એ ઉપલા "મરકીઓન"નું નામ હોય કે જે ધણીએ ખ્રીસ્તી થવાથી તોરાતનાં યાહુદી મત પ્રમાણે ચંદ્રની ચાલનાં વરસને કબીસો કરીને સૂરજની ચાલનાં એતેદાલેબહારી (વરનલ ઇકવીનોકશીયલ) વરસ સાથે મેળવી દેવાનું તથા સદરો કુસ્તી પહેરવાનું, ગાથા ગાવાનું, અને ભલાં પાણી-ઓને આરાધવાનું મત નાકબૂલ કરીને ઘણાએક પારસીઓમાં વીરોધી મત ચલાવવાથી વંદીદાદની અદારમી અને ઓગણીસમી ફરગરદોમાં તથા ખુરશેદ ન્યાયશમાં તેને ધીક્કારવાના શબ્દો પાછળથી દાખલ કરવામાં આવ્યા હોય બરદએસાન અથવા ઇબને-દએસાન એ ધણીનાં નામનો કાંઇ પત્તો અવસ્તા પહેલવીના લખાણમાં હજુ જડયો નથી. કદાચ "દેવયસન"નો અપભરંશ દએસાન થયો હોય.

## ૨૪. માની, મઝદક, બેહઆફરીદ બીને માહ ફરદીન, અલમુકનના, અલહલ્લાજ, અને ઇબને-અબીઝકરીઆ.

(p. 189) એ પછી અલબીરૂની માની, મઝદક, અને બેહઆફરીદ બીને માહ ફરદીન, એ ત્રણ ઇરાનમાં પાખંડ મત ચલાવનારાઓનું વર્ણન કરે છે. માનીનું ધરમ મત માગીઓનું, ખ્રીસ્તીઓનું, અને દ્વિઇશ્વરવાદીઓ (Dualists) ભેલીને ઉભું કીધેલું હતું. તેને પોતાની ધરમપોથીનું નામ "શાબુરકાન" એવું શાપુર બીન અરદેશર બાબકાનના નામ ઉપરથી રાખ્યું હતું કેમકે તેનાં રાજમાં તેણે પેગમ્બરીનો દાવો કીધો હતો. તે બેબીલોનનો રહેવાસી હતો. (૧) રોશની અને અંધકાર અનાદી અનંત છે. (૨) કોઇપણ પ્રાણીની હત્યા કરવી નહીં. (૩) આતશ, પાણી, અને ઝાડપાન ઉપર અજાર ગુજારવો નહીં. (૪) ધર્મગુરૂઓએ તપશ્ચર્યા કરવી અને ભિક્ષાવૃતિ રાખવી. (૫) કામ, ક્રોધ, મોહ અને મોજશોખ તજવાં. (૬) સંસાર ત્યાગ કરવો. (૭) મીતાહાર રાખવો. (૮) ઉપવાસ કરવા અને (૯) બને તેટલું દાન આપવું. એ માનીનાં મુખ્ય મત હતાં. તેણે ધર્મગુરૂઓને એક વરસ ચાલે તે કરતાં વધારે ખોરાક રાખવાની અને એક વરસ ચાલે તે કરતાં વધારે કપડાં રાખવાની અને સ્ત્રીનો સંગ કરવાની મનાઇ કીધી હતી. સાધારણ લોકો (Laymen) ને તેણે તાકીદ કીધી હતી કે (૧) પોતાની દોલતનો દસમો હીસ્સો સખાવતમાં આપવો. (૨) આખી જીંદગીનો સાતમો હીસ્સો ઉપવાસ કરવા. (૩) એકજ સ્ત્રીને પરણવું અને (૪) સાધુ સંતોની સેવા કરવી તથા તેઓનાં દુખદરદો ટાળવાં. માનીની જન્મભુમી કુથાની નહેર ઉપર મરદીનું નામનાં ગામડામાં હતી. તેનો જન્મ સીકંદરી સનેના ૫૨૭ અને અરદવાનના રાજમાં ચોથે વર્ષે થયો હતો. અરદેશર બાબકાનનાં રાજમાં તેર વર્ષની વયથી તેણે પેગમ્બરીનો દાવો કીધો હતો. શાબુરકાન ઉપરાંત તેણે કેટલીએકો બીજી ચોપડીઓ બનાવી હતી. બહેરામ બીને હોરમજદ બીને શાપુર બીને અરદેશર બાબકાને તેને કતલ કરાવ્યો. શાપુરે માનીને દેશનીકાળ કીધો હતો. તે વખતમાં તેણે પોતાનો ધરમ હિંદુસ્તાન, તીબેટ અને ચીનમાં ફેલાવ્યો હતો, જ્યાં તેને માનનારા છુટાછવાયા લોક અલબીરૂનીના વખતમાંબી હતા.

મઝદક બીને બામદાદાન વિષે અલબીરૂની કહે છે કે તે નસાનો

રહેવાસી હતો. તે કોબાદ બીન ફીરોજના વખતમાં મોબદાન-મોબેદ અને સરન્યાયધીશ હતો. તે દ્વિઇશ્વરવાદ (Dualism) શીખવતો હતો, અને ઘણીએક બાબદમાં જરથોસ્તી ધરમને વિરૂધ હતો. માલમતા અને ઓરતને સામાન્ય સારવજનીક પુંજી તરીકે શીખવતો હતો. (આ જગાએથી કેટલાંએક પાનાં નીકળી ગયા છે.)

બેહઆફરીદ બીને માહફરૂદીન એ નામનો એક પાખંડી પેગમ્બર અબાસી વંશના સ્થાપનાર અબુમુસલીમના વખતમાં જાહેર થયો હતો. તે અસલ જુજનનો રહેવાની હતો. પણ નીશાપુરનાં પરગણાઓ માંહેલાં ખવાફ નામનાં એક પરગણામાં શીરાવંદ નામની જગાએ તેણે પેગમ્બરીનો ઝુંડો ઉઠાવ્યો હતો. શરૂમાં તે ત્યાંથી નીકળી જઇને ચીન ગયો ત્યાં સાત વર્ષ રહીને પાછો આવ્યો ત્યારે પોતાની સાથે અતી બારીક કુમાસનાં લીલાં કપડાંનું એક ખમીસ લેતો આવ્યો હતો. તે એક રાતે એક દહેરાં ઉપર ચઢી બેઠો અને સહવારે એક ગામડીઆના દેખતાં નીચે ઉતરીગો અને તેને કહ્યું કે હું આકાશપરથી આવ્યો છું, મેં બેહસ્ત દોજખ જોયાં છે, અને ખુદાએ મારી મારફતે તમુને સંદેશો મોકલ્યો છે. તે ગામડીઆએ તેનું કહ્યું માન્યું અને ઘણાએક મજુસીઓ (જરથોશ્તીઓ) તેના ચેલા થયા. જોકે તે માગીઓનાં ક્રિયા કરમથી ઘણો મતફેર ધરાવતો હતો તોપણ તે જરથોશ્તને માનતો હતો. તેણે પોતાની કેતાબ ફારસી ભાષામાં જાહેર કીધી હતી. તેણે એક ઘુંટણ વાલીને પગ જમીનપર નાંખીને સૂરજને પુંજવા ફરમાવ્યું હતું. બંદગી કરતી વખતે ફક્ત સૂરજનોજ કીબલો ઠરાવ્યો હતો. તેણે સાત બંદગીઓ ઠરાવી હતી. પહેલી માત્ર એકજ ખુદાની સેતાએશ, બીજી આસમાન અને જમીનની પેદાયશો વિષે, ત્રીજી પ્રાણીઓની અને તેઓના પોશણની પેદાયશ વિષે, ચોથી મરણ વિષે, પાંચમી કયામત અને છેલ્લા ઇનસાફ વિષે, છઠ્ઠી બેહસ્ત અને દોજખના રહેવાસીઓ વિષે, સાતમી બેહસ્તીઓની સેતાએશ. તેણે હજામત કરાવવાની મનાઇ કરી હતી. તેણે જમતી વખતે બાજ ધરવા ફરમાવ્યું હતું. નાહનાં અને તનદુરસ્ત પશુઓને કાપવાની મનાઇ કરી હતી. દારૂ પીવાની મનાઇ કરી હતી. એકાએક મરણ પામેલાં પશુનું ગોશત ખાવાની તેમજ ભણતર ભણ્યા વિના કાપેલાં પશુનું ગોશત ખાવાની મનાઇ કીધી હતી. મા, બહેન, બેટી, અને ભાણેજ ભત્રીજી સાથે

પરણુવાની મનાઇ કીધી હતી. ચારસો દીરમથી વધારેનું પહ્લું કરવાની મનાઇ કીધી હતી. રસ્તા અને પુલો સારી અવસ્થામાં રાખવા માટે પોતાની પુંજીનો સાતમો ભાગ આપવા ફરમાવ્યું હતું. પછી જ્યારે અબુમુસલીમ નીશાપુરમાં આવ્યો ત્યારે મોબેદો અને એરવદોએ તેની આગળ ફરિયાદ કીધી કે આ માણસ જેમ ઇસલામને તેમજ અમારા ધરમને બીગાડે છે તેથી તેણે અબદુલા બીને શૂબાને તેને પકડી લાવવા મોકલ્યો જે તેને "બાદગીસ" પહાડપરથી પકડીને અબુમુસલીમ આગળ લાવ્યો જેણે તેને કતલ કરાવ્યો. તેના ચેલાઓ બેહઆફરીદી કહેવાતા હતા. તેઓ અલબીરૂનીના વખતમાંબી હતા અને માગીઓનાં ભણુતરને ઘણા મજબુતીથી સામણે થતા હતા.

"અલમુકનના" યાને નકાબદાર એ નામે એક પાખંડ મત ચલાવનારો મરવ પ્રાંતમાં "કાવઝી મરદાન" નામનાં ગામડાંમાં જાહેર થયો હતો. તે પોતાને ઇશ્વર કહેવડાવતો હતો અને કહેતો કે મેં અવતાર લીધો છે એટલા માટે કે તમે મને જોઇ શકો. તેનું અસલ નામ હાસમ બીને હાકીમ હતું. તેણે મઝદકના સઘળા કાયદા સ્થાપણ કીધા હતા. તેણે ચઉદ વરસ રાજ કીધું. પણ અંતે હીજરી સને ૧૬૯ માં છેક અતંગ આવી જવાથી પોતાની દેહ બાલી મુકવાની તજવીજ કીધી કે જો તેનું શરીર નહીં મળે તો લોકો તેને ખુદા કરી માને. પણ તેમાં તે ફાવ્યો નહીં, અને અંતે ખલીફઅલ મેહદીએ તેને કતલ કરાવ્યો.

"અલહલ્લાજ" યાને પાજણીગરો, એ એક ઇરાની સુફી હતો. તેનું અસલ નામ હુસેન બીને મનસુર અલહલ્લાજ હતું. ઇમામ મેહદી આવવાનો છે એમ સહુથી પેહલે તેણે જાહેર કીધું હતું. તે કહેતો હતો કે ખુદ પવિત્ર આત્મા (Holy Ghost) "રૂહુલકુદુસ" તેની અંદર રહેતો હતો. બલકે તે પોતેજ ઇશ્વર હતો. હીજરી સને ૩૦૧ માં ખલીફ અલમુકત દીર બિલ્લાહે તેને ગરદન મરાવ્યો. તેની ઉપર ગમે તેવી જફાઓ ગુજારી, તેની ઉપર નખતેલ રેડીને તેને સલગાવી મુકયો, તેને હજારો ચાબકા માર્યા, તેના હાથ પગ કાપીને છુટા કર્યા તોપણ તે બધો વખત શાંત રહ્યો અને જરાબી દુઃખની નીશાની દેખાડી નહીં.

ઇબને-અબીઝકરીઆ નામનો એક પાખંડી હીજરી સને ૩૧૯ માં ખુદાઇનો દાવો કરી ઉઠયો. જે કોઇ આતશને બુજાવે તેનો હાથ

કાપી નાંખવાની અને જે કોઇ આતશ ઉપર ફુંક મારે તેની જીભ ખેંચી કાઢવાની સજા તે ફરમાવતો હતો. એમ છતાં વળી તે ગુલામ-બારગીનો હીમાયતી હતો. જે કોઇ ગુલામબારગી કરવા ના પાડે તેને કસાઇને હાથે કપાવતો હતો તેણે આતશની પરસતેસ કરવા ફરમાવ્યું હતું. આગલા પેગમ્બરોને તે ધિક્કારતો હતો અને તેઓ ઉપર લ્યાનત નાંખતો હતો. પણ તેનો ધર્મ ફક્ત ૮૦ દહાડા ચાલ્યો. ૮૧ મે દહાડે તે કતલ થયો અને સઘળું ભાંગી પડયું.

આ ઉપરથી અલબીરૂની કહે છે કે જરથોશ્તે અને જામાસ્પે કહેલી ભવિષ્યવાણી અબીઝકરીઆના વખતમાં સંપૂર્ણ થઇ કે શું? કેમકે એ બનાવ સીકંદરી સને ૧૨૪૨ ના વર્ષમાં બન્યો કે જે વર્ષ તેને મળેલી ખબર પ્રમાણે જરથોશ્ત પછી પંદરસોમું વર્ષ હતું. પણ તે ઠેકડી કરે છે કે મેગાઇઓ ભુલ્યા, કેમકે તેઓનું રાજ તો પાછું થયું નહીં! અલબીરૂની જોકે એક કામેલ સીતરેશસનાસ છે તોપણ જોશીઓના ભવિષ્ય જોવા ઉપર તેને ઘણો એતેકાદ જણાતો નથી, કેમકે અબુઅબદલા અલઆદી જેણે માગીઓની એવી ભવિષ્યવાણી ઉપર ઘણો વિશ્વાસ હતો તેની તે બહુ ઠેકડી કરે છે. વળી અલબીરૂની કહે છે કે ઇરાનના જોશીઓ માનતા હતા કે સાસાનીઆન રાજ આતશી સંગમ (Fiery Conjunctions) માં હતું, અને તેજ નોબત દએ-લમવાળા અલીબીને બુવેહી ઉરફે ઇમ દદદૌલાના વખતમાં હતી. પણ દેલમીઓએ કાંઇ સાસાનીઆન જેવું રાજ કીધું નહીં. એ ઉપરાંત વળી તે ઠેકડી કરે છે કે બીજીબી કેટલીએક વખતે જોશીઓએ એવી કલ્પનાઓ કીધી છે પણ તે ખરી પડી નથી.

**નોટઃ**— આ થોડાએક નવા વાદ ચલાવનારાઓની ટુંક હકીકત ઉપરથી સામટી રીતે લેતાં એવું અનુમાન નીકળે છે કે ઇરાન દેશની પ્રજાનો ધર્મ તો માઝદયસ્ની જરથોશ્તી હતો પણ તે માનનારાઓમાં વારેઘડીએ પારકા ધર્મોની થોડી કે ઘણી તરેહવાર અસરો થતી રહેતી હતી. વેદિક અને બુધિષ્ટ ધર્મોની અસરો હિંદુસ્તાનથી થઇ હતી. સાબી ધર્મની અસર પશ્ચિમ તરફથી થતી રહેતી હતી. એઓના સામણે માજદયસ્ની જરથોશ્તી ધર્મ ફતેહ-મંદીથી થઇ શકતો હતો. પણ યાહુદી, ખ્રીસ્તી અને મહમદી એ ત્રણ ધર્મોથી તેમાં ખસુસન પાછલા બેથી તેને ઘણું ખમવું પડયું

હતું. એહઆફ્રીદ અને તે પછીના નવા વાદ ચલાવનારાઓ તે વખતમાં પડી ભાગતા માજદયસ્તી જરથોશ્તી ધર્મને લગતી કેટલીએક બાબતોને ટકાવવાની તજવીજ કરતા દેખાય છે જેમાં મહમદી ધર્મનું દરરોજ વધતું કૌવત તોડવાની નેમ જણાય છે તેમજ ઇરાની લોકો મુસલમાનીની શરૂઆતમાં કેવા ધર્મ અને નીતિસંબંધી ઘોંટાલા અને ગુછવણીમાં પડયા હતા, તેબી દેખાય છે. પણ એઓમાંના કોઇ ફાવ્યા નહીં તેનું કારણ દેખઇતું છે કે તેઓમાં પાક દીન્ન અને નીતિ કરતાં આપ મતલબ અને છકેલ-પણું વધારે જણાય છે. અલમુકનનાનો કીસ્સો અંગ્રેજીમાં કવિ મૂરે The Veiled Prophet એવે નામે કવિતામાં રચેલો છે જે સર્વેને જાણીતો છે. ઉપલી હકીકતમાં અલબીરૂની જામાસ્પે ભવિષ્યવાણી કહેવા વિષે લખે છે તે તેના વખતમાં જામાસ્પી અથવા તેના જેવી કોઇ ચોપડી હતી કે શું ?



# ઇરાનીઓનાં જશનો.

(આ બાબની શરૂઆતના કેટલાંએક પાનાં અસલ કેતાબમાંથી નીકળી ગયાં છે.)

૨૫. ## ફરવરદીન માહ.

### "નોરોઝ" શબ્દની ઉત્પતિ.

(p. 199) અલબીરૂની કહે છે કે હશવી સ્કુલના ફીલસુફનાં મત પ્રમાણે "નોરોઝ" શબ્દની ઉત્પત્તિ નીચે મુજબ થઇ હતી:—

પાદશાહ સુલેમાનની મોહર ખોવાઇ ગઇ હતી તેથી તે પોતાની શક્તિ અને પાદશાહી ખોઇ બેઠો હતો. પણ ચાલીસ દહાડા પછી તેણે પાછી શક્તિ મેળવી અને રાજ ઉપર આવ્યો ત્યારે ઇરાનીઓએ કહ્યું કે "નવરોજ આમદ" યાને નવો દહાડો આવ્યો.

**નોટ:**—આ વાત કુદરતના એક બનાવને લાક્ષણીક ભાષામાં કહેવા માટે જોડી કાઢેલી જણાય છે. સખત શિયાળાને લીધે કુદરત અને આફતાબ ગોયા પોતાની શક્તિ ખોઇ બેસે છે. તે વસંત-વિષુવ

(વરનલ ઇકવીનોકસ) ના હીંગામથી પાછી મેળવે છે તે વખતે લાંબી રાતોના અંધકાર અને સખત હિમ અને ઠંડીનો જુલમ આખેર થઇ રોશની અને જીંદગી નવેસરથી શરૂ થાય છે તે ગોયા સૂરજરૂપી પાદશાહ સુલેમાન ગયેલી શક્તિ અને રાજ પાછું મેળવે છે. અવસ્તામાંબી જમશેદે પોતાનું તેજ ખોઇ દેવા કહેલું છે તે વાતને ઉપલી સુલેમાનની વાત સાથે ગુંછવીને કુદરતમાં થતો ફેરફાર લાક્ષણીક ભાષામાં ઇરાનીઓ જમશેદને લાગુ પાડીને કહેતા હશે અને તે ઉપરથી નોરોજને "જમશેદી નોરોજ" એવું નામ આપ્યું હશે. તે ઉપલા ફીલસુફે મુસલમાની ઢપે સુલેમાનને લાગુ પાડયું છે. નવરોજનો અર્થ જેમ નવો દહાડો તેમજ નવી રોશનીબી થઇ શકે છે.

## ૨૬. નોરોઝની ભેટ સોગાદોનો રેવાજ.

(p. 199) વળી આગલ ચાલતાં અલબીરૂની ઉપલા હશવી ફીલસુફથી જાણેલું કહે છે કે સુલેમાન પવનની પીઠ ઉપર બેસીને દુનિયામાં ફરવા નીકળ્યો ત્યારે એક ચકલી તેને મળી. તેણીએ અરજ કીધી કે મેહરબાની કરીને મારાં ઇંડાંનો માળો છે તે ભાંગી ના નાંખતા. સુલેમાને તેમ કીધું પછી જયારે તે જમીનપર ઉતર્યો ત્યારે પેલી ચકલીએ પોતાની ચાંચમાં થોડું પાણી લાવીને તેની ઉપર છાંટયું અને એક તીડનો પગ ચાંચમાં લાવીને તેની આગળ ભેટ મુકયો. એ ઉપરથી નવરોજને દહાડે એક બીજા ઉપર પાણી (અથવા ગુલાબજળ) છાંટવાનો તથા એક બીજાને ભેટ સોગાદ આપવાનો ચાલ નીકળ્યો.

**નોટ:**—આ વાતબી લાક્ષણીક ઢપે બનાવેલી સમજવી. નવરોજને દહાડે પાણી અથવા ગુલાબજળ છાંટવું તે ગરમીની મોસમ આવી તેથી ઠંડક કરવાની નીશાન તરીકે હોવું જોઇએ તેમજ મેવા વગેરેની ભેટ સોગાદો નવાં વરસને દહાડે મોહડું મીઠું કરવાથી આખું વર્ષ આબાદી અને ખુશાલીમાં ગુજરે એવા સગનની નીશાન તરીકે હોવું જોઇએ. પણ તેને આ પ્રમાણે સુલેમાનની અને ચકલીની સાથે લગાડી દીધું છે. એમ કરવું હંમેશની ઇરાનીઓની તેમજ બીજા લોકોની કુદરતી હરેક બાબતને તવારીખી રૂપ આપી દેવાની રીતને લીધે સમજવું.

## ૨૭. એ નવરોજને જમશેદી કરી કહેવાનાં કેટલાંએક કારણો.

એ દીવસને જમશેદી નોરોઝ કહેવાનાં કેટલાંએક કારણો અલ–બીરૂની આ પ્રમાણે કહે છે: (૧) એક ઇરાની વિદ્વાનનાં કહેવા પ્રમાણે તેહમુરસનાં રાજમાં "સાબી" લોકો ઘણા પ્રબળ થયા હતા. જમશેદે તેઓની પડતી કરીને સ્વદેશી ધર્મ તાજો કીધો તે એ દીવસે કીધો એટલા માટે એને નવરોજ કહે છે. (૨) કોઇ કહે છે કે જમશેદ તખ્તપર બેસીને જીનો તથા દેવો પાસે તે તખ્ત ઉંચકાવીને એક દીવસમાં દમાવંદથી તે બાબુલ લગી ગયો. આ એક ચમત્કારીક બનાવ બન્યો તેથી લોકોએ એ દહાડાને નવરોજ ઠરાવ્યો અને તેની નકલ તરીકે એ દીવસે હીંદોળા ઉપર બેસીને હીંચ ખાવાનો રેવાજ પાડયો.

**નોટ:**—શિયાળો જઇને વસંતરૂતુ આવતાં ખુલ્લી હવામાં ફરવાની સગવડ થાય છે. તેની નીશાન તરીકે નવરોજને દીને ખુલ્લી હવામાં ફરવાનો રેવાજ હોય પણ તે વાતને જમશેદે જઇન અને દેવપુજક લોકો ઉપર મેળવેલી ફતેહ અને તેઓનો પાલખીમાં બેસી ફરવાનો રેવાજ ઇરાનમાં દાખલ કરવાની દંતકથા સાથે ભેળી નાંખીને આ વાત બનાવી હોય.

(p. 200) નવરોજને દહાડે શાકર અને મીઠાઇ ભેટ આપવાનો રેવાજ છે તે વિષે બગદાદના મોબેદ આદરબાદની સતા ઉપરથી અલબીરૂની કહે છે કે સેરડી પહેલવહેલી નવરોજને દહાડે જમશેદે શોધી કાઢી તેથી એ દીને મીઠી ચીજો ખાવાનો રેવાજ નીકળ્યો. એજ પ્રમાણે મહેરંગાનને દહાડેબી સાકર ભેટ કરવામાં આવે છે.

**નોટ:**—આ વાતનેબી ઉપલાજ વિચારો લાગુ પડે છે.

## ૨૮. નોરોઝને દહાડે સૂરજ કઇ રાશિમાં હોવો જોઇએ?

(p. 201) અલબીરૂની કહે છે કે વસંત-વિષુવ (Vernal equinox) તથા શરદ–વિષુવ (Autumnal equinox) બદલે દક્ષિણાયનની શરૂઆત (Summer Solstice) તથા ઉતરાયણની શરૂઆત (Winter Solstice) એ નુકતાઓને સાધારણ રીતે ઘણાખરા લોકો નવરોજને માટે પસંદ કરે છે તેનું કારણ એ કે ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણાયન શરૂ થવાને દહાડે મધ્યાન કાલે માણસની છાયા તદન પગ નીચે ઉભી

લીટીએ (Perpandioular) હોય છે અને એથી ઉલટું ઉત્તરાયન શરૂ થવાને દહાડે આડી લીટીઓ (Horizontal) હોય છે જે કોઇબી અભણુ માણુસને વટિક સહેલાઇથી જણાઇ આવે છે. પણુ વસંત-વિષુવ અને શરદ-વિષુવને દહાડે જ્યોતિષી ઓજારો વાપડવા સિવાય એટલી બધી સહેલાઇથી છાયાં માલમ પડી શકતી નથી. એ ઉપરથી શરૂઆત દક્ષિણાયન શરૂ થવાના દીવસથી કરવાનું ખાસ રીતે પસંદ કીધું છે અને તેમ કરવાનું વિશેષ કારણુ એ કે દક્ષિણાયનનો નુકતો ઉત્તર તરફનાં દેશોમાં શિરો-બિંદુ (Zenith) ની વધારે નજદીક છે. એ ઉપરાંત વળી તે વખતે અનાજ પાકીને તૈયાર થાય છે, કે જેથી મહેસુલ ઉઘરાવનારાઓને વધારે સવલ થઇ પડે છે.

વળી અલબીરૂની કહે છે કે ઘણાએક ગ્રીક ફીલસુફોએ અને વિદ્વાનોએ સાઇરીઅસ (Sirius) નો તારો ઉગતી વખતે જન્માક્ષર જોવાનો અને વર્ષની શરૂઆત ગણુવાનો રેવાજ પાડયો હતો અને વસંત-વિષુવથી તેઓ ગણુતા નહીં હતા તેનું કારણુ એ કે સાઇરીઅસનું ઉગવું દક્ષિણાયનની શરૂઆત વખતે અથવા તેની ઘણી નજદીક હતું. અલબીરૂની કહે છે કે એ નવરોજનો દહાડો દક્ષિણાયનના અસલ વખતથી પાછો હઠયો છે તેથી હાલ (અલબીરૂનીના) વખતમાં મેષ સંક્રાંતીના યાને વસંતની શરૂઆતના વખત ઉપર તે થાય છે; જેથી ખુરાશાનના શાહજાદાઓ મેષ સંક્રાંતીને દહાડે પોતાના સીપાહીઓને ગરમીની મોસમનાં (વસંત અને ઉનાળાનાં) કપડાં પહેરાવે છે.

નોટ:—આ ઠેકાણે અલબીરૂની જે કાંઇ કહે છે તે પાદશાહી વર્ષની શરૂઆતને લાગુ પડે પણુ જરથોસ્તી ધર્મના વર્ષને તે લાગુ પડતું નથી, કારણુ કે વર્ષની શરૂઆત દક્ષિણાયનની શરૂઆત કરવાનું સાધારણુ લોકને માટે તેમજ રાજકર્તાઓને માટે ગમે તેવું સહેલું બલકે અનુકુલ છે તે છતાં અવસ્તા અને ગહંબારની આફરીનની રૂએ તો જરથોસ્તી દીનનું વર્ષ વસંત-વિષુવથીજ થવાનું સાબીત ઠરે છે. વળી બુનદેહશનેમાંબી દક્ષિણાયનના હીંગામને તો મેદીઓશેમ ગહંબારનો હીંગામ જણાવ્યો છે જે પણુ અવસ્તાને મળતુંજ છે. માટે કાંઇજ નહીં તો જરથોસ્તી દીનનું વર્ષ તો વસંત-વિષુવથીજ થવું જોઇએ, અને ખુરાસાનના શાહજાદાઓએ ખરાં

કુદરતી વર્ષની શરૂઆતને દહાડે નોરોઝ કરવા માંડયો તે બરહક હતું.

## ૨૯. ખુરદાદ સાલનાં જશનની હકીકત અને તેની સમજણ.

(p. 201) અલબીરૂની કહે છે કે રોજ ૬ ઠ્ઠો ખોરદાદ માહ પહેલો ફરવરદીન (ખુરદાદસાલ ખુદાએ) ઇરાનીઓનો મોટો નવરોજ છે. તેઓનાં મત પ્રમાણે એ દિવસ પેદાયશો કરવાનો છેલ્લો અને ૬ ઠ્ઠો દહાડો છે. વળી તેઓ કહે છે કે એ દહાડે શનિશ્વર પેદા કરવામાં આવ્યો હતો, એજ દહાડે જરથોશ્ત ખુદાની દરગાહમાં ગયો હતો, અને કેખશરૂ હવામાં ઉંચે ઉડયો હતો. વળી પારસીઓ એ દહાડાને ઉમેદનો દહાડો (The day of hope) કહે છે, કારણ કે એ દહાડે સર્વેના નસીબનું અને ભાયગનું વહેંચાણ કરવામાં આવે છે. એ પછી અલબીરૂની અવસ્તા તથા શાહનામામાં આવેલા જમશેદને લગતા કેટલાંએક બનાવો જેવા બનાવો એ દિવસે બનેલા જણાવે છે; જેવા કે એબલીસે માણસોની ખાવાની અને પીવાની રૂચી લઇ લીધી હતી, પવનને ફુંકાતો બંધ કીધો હતો, ઝાડો કરમાઇ ગયાં હતાં, અને દુનિયા નજદીક મરણ પામવાની હાલતમાં આવી હતી તેવી વખતે જમશેદ ખુદાના હુકમથી દક્ષિણ દિશાએ ગયો. એબલીસને મારી હઠાવ્યો, દુનિયાને આબાદ કીધી, ઇરાન તરફ પાછો ફર્યો, અને લોકોની નજરમાં સૂર્યની મિસાલે પ્રકાશતો થયો. લોકોએ જાણે એ સૂરજ જોયા અને તેઓએ તેથી "નવરોજ" યાને નવો દહાડો એવું નામ એ દહાડાને આપ્યું અને દરેક જણે જવ વાવ્યા જેની નીશાન તરીકે આજ લગી સાત જાતના અનાજ એક રકાબીમાં ગોળ આકારમાં વાવીને તેઓનાં ઉગવા ઉપરથી આખા વરસમાં સુકાળ કે દુકાળ જશે તેના સકુન જોવામાં આવે છે. એ દીવસથી તેની પ્રજા દુખદરદ, નાતવાની, બુઢાપો, દલગીરી અને આફતોથી ખલાસી પામી. કોઇ બીમાર થતું નહીં હતું. એ પ્રમાણે તેનું રાજ ચાલ્યું જેનો અંત તેની બહેનના દીકરા બેવરાસ્પે આણ્યો. તેણે જમશેદને ઠાર કીધો. જમશેદના રાજમાં લોક એટલું વધ્યું કે પૃથ્વીપર તેઓની જગા થઇ શકી નહીં, જેથી તેને પૃથ્વી ત્રણ મતલબે વધારવી પડી. વળી જમશેદે પોતાની પ્રજાને પાપ ધોઇ નાખવા સારૂ સ્નાન કરવાની ચાલ શીખવી તથા નહેરો ખોદી અને પાણી ચલાવ્યાં

તેથી લોકો સુખ અને આનંદમાં રહ્યાં. તેની નીશાન તરીકે આજદીન સુધી ઇરાનીઓ ખોરદાદ સાલને દહાડે સકારા ઉઠી નહાઇ ધોઇને તૈયાર થાય છે અને એક બીજા ઉપર પાણી (અને ગુલાબજળ) છાંટે છે. વળી કોઇ કહે છે કે લાંબા વખતથી ઇરાન શહેરમાં વર્ષાદ બંધ પડેલો હતો જે જમશેદ ખોરદાદસાલને દહાડે પાછો લાવ્યો તેની નીશાન તરીકે પાણી એક બીજાં ઉપર છાંટે છે. વળી કહે છે કે જમશેદે એ દિવસથી તમામ હુન્નર, વેપાર અને આપલેની રીત ચાલુ કીધી જેની નીશાન તરીકે લોકો એ દિવસથી પોતાનાં કાગજ પત્રો, ચોપડા, ચર્મપત્રો, વગેરે દસ્તાવેજો જે "એસપીદા–નવીસ્ત" કહેવાય છે અને જેઓની ઉપર પાદશાહી મોહર પાછળથી કરવામાં આવે છે તે સઘળાં તૈયાર કરે છે.

કોઇ કહે છે કે જમશેદના વખત પછી પાદશાહો આખો ફરવરદીન મહીનો છ ભાગમાં વહેંચીને તેને મોજમજાહમાં ગુજારતા હતા. પહેલાં પંચવાડીઆંમાં શાહજાદાઓ મોજ કરતા હતા, બીજાંમા અમીર ઉમરાવો, ત્રીજામાં રાજના ઓધ્ધેદારો, ચોથામાં તેઓના આશ્રીતો, પાંચમામાં શેહરી લોકો, અને છઠ્ઠામાં ખેડુતો એશ અશરત કરતા હતા.

પછી હોરમજદ બીજે શાપુરે આખા મહીનાને બદલે ફક્ત હોરમજદ રોજથી તે ખોરદાદ રોજ સુધી એશ અશરત કરવાનું ઠરાવ્યું. તે સાથે તેણે એ છ દહાડા ઉંચી જગોપર આતશ સળગાવવા ફરમાવ્યું કે, તેથી હવા ચોકખી થાય અને દરદનાં બીયાં નાશ પામે. એ ઉપરથી એવો રેવાજ પડયો કે હોરમજદ રોજે પાદશાહ નવરોજની શરૂઆત કરતો અને ખાશવઆમને ઢંઢોરો પીટાવીને હરેક તરેહની બક્ષેશો કરતો હતો. બહમન રોજે તે ઉંચે દરજ્જેનાં અને ઉંચા ખાનદાનનાં માણસો સાથે મીજલસમાં બેસતો હતો. અરદીબેહસ્ત રોજે તે ઉંચે દરજ્જેનાં સિપાહો અને મોબેદો સાથે તેજ પ્રમાણે કરતો હતો. શેહરેવર રોજે તે પોતાનાં પાદશાહી કુટુંબ અને પાદશાહી નોકરો સાથે એશ આરામ કરતો હતો. અસપંદારમદ રોજે તે પોતાનાં છોકરાં અને આશ્રીતો સાથે મોજમજાહમાં ગુજારતો હતો. એ પાંચ દિવસમાં જેને જેવા ઘટે તેવા સીરપાવ અને બક્ષેશ આપવા પછી ખોરદાદ રોજે પોતાના ચુંટી કાઢેલા દીલજાની ખાસ દોસ્તો સાથે ખાનગીમાં વખત ગુજારતો હતો, અને તમામ લોકોએ જે ભેટો કીધેલી તે તપાસી જોતો હતો.

તેમાંથી જે પોતાને ગમે તે પાદશાહો તોશાખાનામાં મોકલતો હતો અને જે ગમે તે બીજાઓને બક્ષેશ આપતો હતો.

નોટ:—આ તમામ જમશેદને લગતી વાતો જેમ અવસ્તા વગેરેમાંની તેની તવારીખને કેટલેક દરજ્જે લગતી છે તેમજ તે વળી વસંત-વિષુવથી આફતાબને લગતા જે જે ફેરફારો અને રૂતુને લગતા બનાવો થાય છે તેનેબી લાગુ પડે છે. જમશેદ અને ખુરશેદ એ બંનેને એકજ ગણો તો એબલીસને મારી હઠાવીને ભુખ પ્યાસ અને દુ:ખદરદ વિગેરે બધું રાહપર લાવી મુકવાનો અર્થ એટલોજ કે શિયાળાનાં સંકટો અને માંદગી જન્નને બહારની મોસમ થવાથી દુન્યાન્ન કારોબારનું નવેસરથી ચાલુ થવું, તનદુરસ્તી થવી, હવા સુધરવી, દીનપર દીન ગરમી વધતી થવી અને એ પ્રમાણે બુઢાપા અને બીમારી વગર ગરમ રૂતુમાં માણસ જાતે જે સુખથી રહેવું તે લાક્ષણિક ભાષામાં જમશેદના રાજમાં માણસોએ સુખી રહેવાનો અર્થ છે. એવરાસ્પને હાથે જમશેદનું મરણ તે કાંઇજ નહીં પણ "તીમારુપ" અથવા "વીમારુપ" યાને ધનુપ રાશિ જે સૂરજની બહેન રાશિચક્રનો એક બેટો ગણાય તેમાંથી સૂરજે પસાર થઇને શિયાળા રૂપી મોત ભોગવવાનું લાક્ષણિક રીતે બોલવું છે. સ્નાન કરીને પાપ ધોઇ નાંખવું એ કાંઇજ નહીં પણ જે બન્યું તે બન્યું તેને માટે એકવાર પસ્તાઇને પછીથી તે ફરીથી ન કરવાનો ઠરાવ કરવાનું લાક્ષણિક રીતે બોલવું છે. જમશેદ નહેરોમાં પાણી લાવ્યો તે જેમ જમશેદે 'વર" બનાવ્યો તેની કથાને (જે "વર" કાંઇજ નહીં પણ એક જળાશ્ય છે) તેમજ વસંતમાં બરફ પીગળીને નહેરોમાં પાછું પાણી ચાલુ થવાનું લાક્ષણિક રીતે બોલવું છે. વળી ખોરદાદસાલને દિવસથી પાદશાહી દફતર અને વેપારી દફતર નવું થવું તેબી જેમ હિંદુસ્તાનમાં વર્ષાદની રૂતુ આખેર થવા પછી દીવાલીથી નવું દફતર શરૂ થાય છે તેને મળતુંજ છે. એ પણ દેખાડે છે કે વર્ષની શરૂઆત વસંત-વિષુવથી થવી જોઇએ. વળી બંને નવરોજની વચ્ચમાં પાદશાહે ચઢતી તેમજ ઉતરતી પંકિતનાં તમામ માણસોની મુલાકાત લેવી તેબી લાક્ષણિક ભાષામાં જેમ પાદશાહે તેમજ સૂરજ શિયાળો પૂરો થઇને ગરમી શરૂ થવાથી સર્વે જને

પોતપોતાને કામે વળગવાનું મુહરત કરવાની નીશાન બતાવે છે. સારાંશ એ કે ખોરદાદ સાલની ઉપલી સઘળી બાબત એટલુંજ દેખાડે છે કે વસંત–વિષુવને દીનથી થતી કુદરતના વર્ષની શરૂઆત સાથે જેમ દીનનું તેમજ દુન્યાનું વરસ શરૂ કરવું. (સરખાવો, દીનકરદ, દફતર ૩ ને છેડે ખુરશેદી વર્ષની હકીકત; સદદર, બાબ પર ઉપરની ડા. વેસ્ટની નોટ, ઇ.).

## ૩૦. ફરવરદીન માહ સરોષ રોજ.

(p. 204) અલબીરૂની કહે છે કે ફરવરદીન મહીનો અને સરોષ રોજ એક જશન તરીકે પારસીઓમાં ગણાતો હતો. જોકે તેઓ દરેક મહીનામાં સરોષ રોજને ઘણો પવિત્ર અને માનવંત ગણતા હતા તો પણ ફરવરદીન મહીનાના સરોષ રોજને તેનાં જશત તરીકે ગણતા હતા. એ પછી અલબીરૂની સરોષ કોણ તેની હકીકત બ્યાન કરે છે. તે લગભગ આખી સરોષ યશતને, વંદીદાદની ૧૮ મી પરગરદમાં અને અવસ્તામાં અનેક ઠેકાણે આવેલા બીજા અનેક ફકરાઓને તદન મળતી છે.

**નોટ**:—સીરોજા ભણતી વખતે સરોષ અને ફરવરદીન એ બેને યાદ કરવામાં આવે છે અને એ બેની ખાસ આરાધના ખાસ છુટી રીતે કરવામાં આવે છે એ વાત મોબેદીનો ધંધો કરનારાઓને ખબર છે. સરોષને રવાન સાથે સંબંધ છે. રવાનને ફરોહર સાથે સંબંધ છે. વળી સરોષનો મહીમા ઘણો મોહટો છે પણ તેનો ખાસ મહીનો નથી તેથી તેનું એક ખાસ જશન બીજા ફરેસ્તાઓથી અલગ અને ફરોહરો સાથે ફકત ફરોહરોની સાથે ફરોહરોનાં મહીનામાં (કેમકે સરોષ મહીનો નથી તેથી) જો ઠરાવ્યું હોય તો તે કાંઇએક સમજી શકાય તેવું છે. ખરેખર સરોષ અને ફરોહરો પારસી ઇજદ મંડલમાં એવી પાયરી અને રચનામાં મુકાયેલાં છે કે જરથોશ્તી ધરમના અભ્યાસીઓએ તે ઉપર રોશની પાડવાને માટે હજુ હવે પછી ઘણું કરવાનું છે.

## ૩૧. ફરવરદીઆન જશન.

ફરવરદીઆન જશન વિષે અલબીરૂની ફકત બે લાઇનમાં એટલુંજ કહે છે કે પારસીઓ દર મહીનાના ફરવરદીન રોજને જશન ગણે છે.

પણ આ દિવસને ખાસ ફરવરદીઆન જશન તેના રોજ અને માહનાં નામ એક આવવાથી ગણે છે.

## ૩૨. અરદીબેહેશ્ત મહીનો.

## અરદીબેહેશ્તગાન જશન.

(p. 204) અલબીરૂની કહે છે કે રોજ ત્રીજે અને માહ બીજે અરદીબેહેશ્તગાનનું જશન છે. કારણ કે સાધારણ કાયદા મુજબ રોજ અને માહનું નામ એકજ છે. અરદીબેહેશ્તનો અર્થ અલબીરૂની કહે છે કે Truth is the best અથવા The utmost of good કરી થાય છે તેને કહેવામાં આવ્યું છે કે અરદીબેહેશ્ત આતશ અને રોશનીનો મવક્કલ છે, તે નબળાઇ અને રોગોને દવા દારૂથી અને પોષણથી દુર કરે છે, તે સચ્ચાઇને જુઠાઇથી અને સાચાં માણસને જુઠાં માણસથી પારખી કાઢે છે, અને એ સબબથી પ્રરાનીઓમાં અવસ્તાની રૂએ આતશથી ઇજા થાય છે કે નહીં તે જોઇને તે મુજબ ગુનેહગાર અથવા બેગુનાહ માણસની પરિક્ષા (Fiery ordeal) કરવામાં આવતી હતી.

**નોટ:**— અરદીબેહેશ્ત વિષે અલબીરૂનીનું કહેલું સઘળું બરાબર છે. તે અશેમ વોહુ, અરદીબેહેશ્ત યશ્ત, ગાથાના કેટલાએક ફકરા અને વંદીદાદની ૪ થી પરગરદના છેડેના ભાગ ઉપરથી તેમજ શાહનામામાં સ્યાવક્ષે આતશની ચેહમાંથી સલામત નીકળવાની હકીકતથી ખુલ્લું જણાય છે.

## ૩૩. અરદીબેહેશ્ત મહીનામાં પેતેશેહમ ગહંબાર!

(p. 204) અલબીરૂની કહે છે કે અરદીબેહેશ્ત મહીનાના આસ્તાદ રોજથી તે અનેરાન રોજ સુધી ત્રીજો ગહંબાર પેતેશેહમ છે. વળી તે કહે છે કે વર્ષના છ ગહંબારો કરવાનું ખુદ જરથોશ્તે ઠરાવ્યું હતું.

**નોટ:**—જો અલબીરૂનીના કહેવા પ્રમાણે ત્રીજો ગહંબાર અરદીબેહેશ્ત મહીનામાં ગણાય તો વર્ષનો પહેલો મહીનો આદર આવે અને આજલગી કેટલાંએક પારસીઓમાં આદર મહીનામાં ફરવરદીન રોજે ફરવરદીઆન જશન કરવામાં આવે છે એટલુંજ નહીં પણ આખા આદર મહીનાને ફરવરદીન મહીના જેવો ફરોહરોની આરાધનાનો હોય તેવો ગણવામાં આવે છે, એટલુંજ નહીં પણ એ

આદર મહીનામાં કોઇબી બીજા મહીનામાં ગુજરેલાં માણુસનો રોજગાર તેના રોજને દહાડે કરવાનો રેવાજ છે કે જે દહાડે ઓછામાં ઓછા ચાર મોબેદો સોડે આફ્રરગાન કરાવવામાં આવે છે, એ મહીનાને મીઅજદનો મહીનો કરી કહેવામાં આવે છે અને તે મીઅજદમાં "આફ્રીને મીઅજદ" નામની ખાસ એક આફ્રીન ભણુવામાં આવે છે. એ ક્રિયા મારી જાણુ પ્રમાણે ફકત સુરત શહેરનાં કેટલાંએક પારસી ઘરોમાં થાય છે બીજાં શહેરોમાં નથી. પણ હવે સવાલ ઉઠે છે કે ફરવરદીન ને આદર સાથે આ પ્રમાણે ભેલી નાંખવાનું કારણ શું? એ સવાલ હાલતુરત બાજુએ રાખીએ, પણ આતો ચોક્કસ છે કે આદર મહીનો પહેલો કોઇ લોકો ગણુતા હતા જેઓ આજે રહ્યા નથી.

## ૩૪. ખોરદાદ મહીનો.

### ખુરદાદગાન જશન.

(p. 205) રોજ ૬ ઠ્ઠે ખુરદાદગાનનું જશન. ખોરદાદ નામનો અર્થ પેદાએશની કાએમી (The stability of the creation). અલબીરૂની કહે છે કે ખોરદાદ પાણી તેમજ ઝાડપાન વગેરે તમામ પેદાયશોની વૃધ્ધીનો મવક્કલ છે. એ મહીનામાં રોજ આશતાદથી તે રોજ અનેરાન લગી ચોથો ગહંબાર અયાથ્રેમગાહ પડે છે.

નોટઃ—આ ગહંબારનેબી ઉપલા વિચારો લાગુ પડે છે. ખુરદાદ અને અમરદાદ ઘણું કરીને જોડીયા અમશાસ્પંદો છે તેથી પાણી અને ઓરવરનો મવક્કલ ખુરદાદ કહ્યો છે. સરખાવો આવાંના હમકારામાં તમામ પાણીઓ સાથે તમામ ઓરવરો.

## ૩૫. તીર મહીનો.

### જશને નીલુફર.

અલબીરૂની કહે છે કે તીર મહીનાના ખોરદાદ રોજે "જશને નીલુફર" પડે છે. જેને વિષે તે કહે છે કે એ જશન થોડુંએક થયું ઉત્પન્ન થયું છે.

નોટઃ—નીલુફર સંસ્કૃત नीलोत्पलम=नील+उत्पलम् યાને આસમાની રંગનું કમળ અથવા ગળીના રંગનું કમળ (Indigo Coloured Lotus)નું ફારસી રૂપ છે. એ જશન કેમ નીકળ્યું તે

સમજી શકાતું નથી. પણ એવી કલ્પના કરી શકાય છે કે તીર ઇજદ વરસાદનો મવક્કલ છે અને ખોરદાદ અમશાસ્પંદ પાણીનો મવક્કલ છે તેમજ નીલોફળનું ફુલ ખોરદાદને ખાસ અર્પણ કીધેલું છે (જુઓ બુનદહેશ બાબ ૨૭ ફ. ૨૪). વરસાદ પડીને જળાશ્યો ભરાય તે જળાશ્યોમાં કમળ ફુલ ઉગે છે અને ખીલે છે તેની નીશાન તરીકે એ જશનની સ્થાપના કરવામાં આવી હોય. હાલની આપણી જરથોશ્તી દીનને લગતી કેતાબોમાં એ જશનની હસ્તી મલતી નથી.

## ૩૬. તીરીઆન જશન.

(p. 205) તીર મહીનો અને તીર રોજે તીરગાનનું જશન પડે છે. અલબીરૂની એની ઉત્પતીનાં બે કારણ જણાવે છે. પહેલું અફ્રાશીયાબ ઇરાન શહેર ઉપર ફાવ્યો અને મીનોચેહેરને તબ્બરસ્તાનમાં એક કીલ્લામાં ભરાઇ રહેવાની ફરજ પાડી. પછી તેઓ વચ્ચે કોલકરાર થયા, તે એ કે એક તીર ફેંકાય તે જેટલે દુર જાય તેટલે લગીની લાંબી અને પહોળી જગા મીનોચેહરને મલે, એ વખતે અસ્પંદારમદ ફરેસ્તો હાજર થયો અને એક ચોકસ તીર અને કમાન અવસ્તામાં જણાવ્યા મુજબનો બનાવવા કહ્યો. પછી "અરીશ" નામના એક પવિત્ર પહેલવાનને હાથે તે તીર ફેંકાવ્યો. "અરીશ" આગળ આવ્યો, પોતાનાં કપડાં કાઢીને સર્વેને પોતાનું શરીર દેખાડયું, અને બોલ્યો, તમો પાદશાહ અને બીજા સઘળાઓ જુઓ છો કે મારાં તનપર કાંઇ જખમ કે રોગ નથી. આ તીર ફેંકતાં વાર મારા કકડે કકડા થઇ જશે. તોપણ મેં મારો ભોગ આપવાને નિશ્ચય ઠરાવ કીધો છે. એમ કહીને તેણે તે તીર ફેંકયો. કમાનને વાળવા ઉપર અને તીર ફેંકવા ઉપર તેણે એટલું બધું જોર કીધું કે તેનાં શરીરના ટુકડે ટુકડા થઇ ગયા. ખુદાના હુકમથી પવન તેના તીરને લઇ ચાલ્યો. રૂઇઆનના પહાડથી તે છેક ફરગાના અને તબ્બીરસ્તાનની વચ્ચે ખોરાશાનની સરહદ લગી જઇને તે તીરને એક મોટાં ફળના ઝાડના થડમાં ખોશી ઘાલ્યો. તે ઝાડ એવું મોટું હતું કે દુન્યામાં એકે મોટું ઝાડ તેના જેવું નહોતું. જે જગાએથી તીર ફેંકયો તે અને તે ઝાડની વચ્ચે એક હજાર ફરસંગનો તફાવત હતો. આ બનાવની યાદગારીમાં ઇરાનીઓએ તીરીયાન જશન ઠરાવ્યું. એ દિવસે ઇરાનીઓ આખા ઘઉં અને ફળ સાથે બારી

અથવા પકાવીને ખાય છે. તેને વિષે અલબીરૂની કહે છે કે જ્યારે મીનોચેહર ઘેરાઇ ગયો હતો અને ઇરાન શહેરનાં લોકો ઘણી તંગી અને દુખ ખમતાં હતાં ત્યારે ઘઉં અને દાણા પાકીને તૈયાર થયેલા નહી હતા કે જેને દળીને તેની રોટલી બનાવવામાં આવે, તેથી તેઓએ તે કાચા ઘઉં છડી છુંદીને ફળ સાથે બાફી ખાવા પડતા હતા તે બનાવની યાદગારીમાં તેઓ એ પ્રમાણે બાફેલા ઘઉં અને કઠોર ખાતા હતા.

**નોટ**:—તીર યજદને વિષે જુઓ બુનદહેશ બાબ ૭ મો ફ. ૮ મો તથા અરેશ પહેલવાનને વિષે જુઓ અવસ્તામાં તીર યસ્ત ફ. ૬ તથા સદદર બાબ ૧૩ મો વગેરે. જમીનના હીસા પાડી લેવા હતા માટે અસ્પંદારમદ ફરેસ્તાની હાજરી જણાવી છે. તીર શબ્દનો અર્થ જેમ ફેંકવાનો તીર તેમજ તેસ્તર સેતારો તથા બુદ્ધ ગ્રહબી થાય છે. વલી રામચંદ્રજીએ જનક રાજાની કચેરીમાં સીતા સ્વયંવર વખતે શિવનું ધનુષ ખેંચ્યું, અર્જુને દ્રોપદીના લગ્ન વખતે ધનુષ ખેંચીને તીર માર્યો, ત્યારે ઇરાનીઓમાં તેવુંજ પરાક્રમ અરીશ પહેલવાને કરી બતાવ્યું છે. શાહનામામાં ફીરદોસીના વ્હાલા રૂસ્તમે એવાજ પરાક્રમથી એક તીર મારીને અસફન્દયારને તેના પોતાના ઘોડા સાથે સીવી મુકયો જે વિષેની નામીચી બેતો દરેક ફારસીખાંને મોંહડે છે.

بمالید چاچی کمان را بدست   بچرم گوزن اندر آورد شست

...   ...   ...   ...   ...   ...

کشانی هم اندر زمان جان بداد   تو گوئی که هرگز ز مادر نزاد

અને જેની પથરપર કોતરેલી તસવીર દાદીશેદના આતશબહેરામમાં અંદર દાખલ થવાનાં બારણાં ઉપર મથાલેથી જડી લીધેલી છે. આ સઘળું અવસ્તા "તીશ્ત્ર" શબ્દને તીર શબ્દ સાથે ગુંચવી નાંખવાનું પરીણામ છે—તીરયાનનું ગહંબારીયું કરતી વખતે બાફેલા ઘઉં, ચણા, વટાણા વિગેરે બીજા બાફેલા અનાજ તથા કથોળની અંદર લીલા મેવાની ખુરચન ભેળીને ભણાવવા તથા ખાવાનો રેવાજ આજ લગી હતો અને છે. તે ઉપલાં અલબીરૂનીનાં લખાણને મળતો જાણવો.

વલી અલબીરૂની કહે છે કે કેટલાંએકોના કહેવા પ્રમાણે એ જશન

તીર અને ગોશ એ બે દહાડા લગી થતું હતું. તીર રોજને "નાહનું તીરીયાન" કહેતા હતા અને તે પછીના ગોસ રોજને "મોહટું તીરીયાન" કહેતા હતા. કારણ કે તે બીજે દહાડે પેલો તીર કયાં પડયો હતો તેની ખબર આવી પહોંચી હતી. વલી કહે છે કે તીર રોજે ઇરાનીઓ પોતાનાં રાંધવાનાં (મટોડીનાં?) વાસણો અને આતશની સગડીઓ ભાંજીને નવાં લાવતાં હતાં. કેમકે તે દિવસે ઇરાનીઓ અફરાસીયાબનાં બંધમાંથી છુટા થયા તેની તે નીશાન હતી એમ તેઓ સમજતા હતા.

નોટ: —વસંત વિષુવથી શરૂ થતાં ખરાં વર્ષથી તીરીયાનનો હીગામ મેદીઓશેમ ગહંબારમાં બરાબર વચે પડે છે. કે જે વખતે ઘાસ કાપવાનો વખત હોય છે પણ અનાજ અને કઠોલ કાચું પાકું હોય છે તોપણ જેમ આ દેશમાં બાજરી, જુવાર, ઘઉં વિગેરેનો "પોંક" ખાવાનો હીંગામ આવે છે તે કુદરતી બનાવને તવારીખી બનાવનું રૂપ આપવાની તજવીજ આ વારતા બનાવવામાં કીધેલી જોવામાં આવે છે.

તીરીયાનની ઉત્પતિનું બીજું કારણ અલબીરૂની આ પ્રમાણે આપે છે:—

(p. 206) "દહીઓપદી" (રાજકારભાર) અને "દહેકાની" (ખેતીવાડી) [અને "મોબેદી" (ધર્મગુરૂનો પેશો)?] કે જેના પેટામાં "કેતાબત" યાને નવીસનદા (લખનાર)નો ધંધો સમાય છે, તે ત્રણ એવા મુખ્ય ધંધા છે કે જેઓની ઉપર—તેમાં ખાસ પહેલા બે રાજકારભાર અને ખેતીવાડી ઉપર—દુનીઆની ઠરીઠામ વસ્તી અને વિદ્યા હુન્નરનો સુધારો રહેવાનો આધાર છે.

ઇરાનીઓ કહેતા કે "દહીઓપદી" હોશંગે સ્થાપી અને "દહેકાની" તેના ભાઇ "વયકરદે" સ્થાપી. એ બેની પુઠે નવીસનદાનો ધંધો નીકળ્યો. સાબી મત પ્રમાણે લખવાના હુન્નર ઉપર તીર યાને બુધનો ગ્રહ મવક્કલ છે. એ ઉપરથી હોશંગે તીર માહ અને તીર રોજને દહેકાની અને નવીસનદાની સ્તૂતીને માટે સ્થાપ્યો અને લોકોએ તે પ્રમાણે વયકરદનાં માનમાં તે પાલવા માંડયો. કહે છે કે હોશંગે એ દિવસે દહેકાની અને નવીસનદાનો પોશાક પહેરવા ફરમાવ્યું હતું. જે પ્રમાણે તમામ ઇરાનીઓ ગુસ્તાપના જમાના સુધી કરતા હતા. પછીથી એ ચાલ બંધ પડયો.

**નોટઃ**—મીનોખેરદ બાબ ૧૭, ફ. ૨૪ માં તેમજ શાહનામામાં કહે છે કે સાત તરેહનું લખવાનું તેહમુરસે શોધી કહાડયું અને તેહમુરસ હોશંગનો પૌત્ર કહેવાય છે. "વયકરદ" હોશંગનો બાપ હતો, તે વિષે દીનકરદ સિવાય બીજી તરફ કાંઇ જણાયું નથી. તીરનો અર્થ બુધ બી થાય છે. અને બુધની પૂજા જરથોસ્તની અગાઉ સાબી મજહબની રૂએ થતી હશે તેથી તેને લગતી આ વારતા જોડી કાઢેલી જણાય છે.

## ૩૬. તીરીઆનને દહાડે ઠંડા પાણીથી રમવાનો રેવાજ.

(p. 206) અલબીરૂની કહે છે કે તીરીઆનને દહાડે પારસીઓ ઠંડા પાણીથી નાહતા હતા અને આખો દહાડો એક બીજા ઉપર પાણી રેડવાની મોજ અને રમત ગમત કરતા હતા. એ રેવાજની ઉત્પતિ વિષે અલબીરૂની કહે છે કે કેખુશરો એકવાર અફરાસીઆબની લડાઇથી પાછો ફર્યો ત્યારે "સવા" નામનાં પ્રગણાંમાંથી પસાર થતાં તીરીઆનને દહાડે એક પાહાડ ઉપર એક ઝરા આગળ પોતાનાં લશ્કરથી જુદો પડીને પોતે એકલો બેઠો હતો. ત્યાં તેને એક ફરેસ્તો દેખાયો, જેને જોઇને તે બીધો અને બેહોશ થઇ ગયો. એ વખતે બેજન બીને (ગેવ ?) ગોદરજ ત્યાં આવી પુગો. તેણે કેખુસરો ઉપર તે ઝરામાંથી પાણી છાંટી તેને હોશીઆર કીધો અને ખડકનો તકીઓ દેવાડી બેસાડયો, અને કહ્યું કે, "મઅંદેશ" (મા બીહ). એ ઉપરથી પાદશાહે તે જગોએ "મઅંદેશ" નામનું એક શહેર વસાવ્યું, જે વખત જતાં સંક્ષેપ થઇને "અંદેશ" એવું આજ લગી બોલાય છે. એ ઉપરથી લોકોએ તીરીઆનને દહાડે અંગ ઉપર પાણી લેવાનું સગન ભરેલું ગણીને એ રેવાજ પાડયો. અલબીરૂની કહે છે કે (માઝંદરાનમાં આવેલાં) અમુલ શહેરના રહેવાસીઓ બહરૂલખઝર (ખાઝાખીદર = સમુદ્ર)ને કીનારે જઇને એ દીવસે આખો દહાડો પાણી સાથે રમત ગમત કરે છે.

**નોટઃ**—તીરીઆન ઉપર પાણીમાં રમવાના રેવાજનું કારણ જો ખરૂં જોઇએ તો એ હીંગામ ઉપર મેદીઓશેમ યાને મધ્ય ઉનાહલો હોવાનું છે કે જે વખતે ઘણી ગરમીને લીધે અંગપર પાણી લેવાથી આરામ અને સુખ માલૂમ પડે છે. એ કુદરતી

કારણને જેમ હમેશ થતું આવ્યું છે તેમ પાછળથી કાંઇ તવારીખી દંતકથા સાથે ભેલી નાંખવામાં આવ્યું છે.

### ૩૮ અમરદાદ માહ.

(p. 206) રોજ સાતમે અમરદાદગાનનું જશન પડે છે. તેનું કારણ રોજ અને માહનું નામ એક આવવાનું છે. અમરદાદનો અર્થ અલબીરૂની The **ever-lasting** duration of the **world** without death and destruction એવો કરે છે. અમરદાદને વનસ્પતી, ખોરાક અને દવાદારૂ ઉપર મવક્કલ ગણવાનું કારણ એકે તેથી તે ભુખ, કંગાલીયત અને બીમારીને દુર કરે છે.

**નોટઃ**—દુન્યાને હમેશગીવાલી કહી છે જે મત જરથોસ્તી ફીલસુફીમાં નવો વિચાર બતાવે છે.

### ૩૯. શેહેરેવર માહ.

(p. 207) રોજ ચોથે શેહેરેવરગાનનું જશન. કારણ કે રોજ અને માહનું એકજ નામ. શેહેરેવરનો અર્થ ધાતુ. તે સાત પ્રકારની ધાતુ ઉપર મક્કુલ છે.

[અહીંઆંથી આ શેહેરેવર મહીનાનાં બયાનમાં આદર મહીનાને લગતા બે અને દે મહીનાને લગતો એક ફકરો આવ્યો છે તે ચોપડી ફાટી જવાથી કોઇ નકલ કરનારે આદર મહીનાનાં બયાનમાંનું એકાદ પાનું આ ઠેકાણે જોડી દીધું હોય તેથી થએલું લાગે છે. કેમકે આવાં મહીનાનાં બયાનનો પાછલો ભાગ અને આદર મહીનાનાં બયાનનો શરૂનો ભાગ તેની બરાબર જગાએથી નીકળી ગએલો છે, માટે એ પહેલા બે ફકરાઓનું બયાન આદર મહીનામાં [જુવો પાનું ૫૭] અને છેલ્લા એક ફકરાનું બયાન દે મહીનામાં લઇશું.]

### ૪૦. મેહેર માહ.

(p. 207) અલબીરૂની કહે છે કે રોજ પહેલો હોરમજદ અને માહ સાતમો મેહેર એ દીને ઇરાની આમ લોકોમાં એક જશન કરવામાં આવતું હતું, જેને "બીજી પાનખર" (The second autumon)નું જશન કરી કહેતા હતા.

**નોટઃ**—પાનખરની શરૂઆત એજ દીને થાય છે, ત્યારે તેને બીજી પાનખર કહેવાનું કારણ શું તે સમજી શકાતું નથી.

## ૪૧. મેહેરગાન જશન.

(p. 207) રોજ ૧૬ મે મેહરગાનનું જશન પડતું હતું, જેનો મહીમા ઇરાનીઓમાં બહુ મોટો હતો. મેહરગાનનો અર્થ અલબીરૂનીએ "the love of the spirits" આત્મીક પ્યાર, એશકે રૂહાની, એવો આપ્યો છે. વળી મેહેરનો અર્થ સૂરજ કરીને બી થાય છે. અલબીરૂની કહે છે કે તે સબબથી કેટલાંએક ઇરાનીઓ કહેતા હતા કે સૂરજ પહેલવહેલો દુન્યામાં એ દિવસે પ્રગટ થયો હતો. અને કહે છે કે તે સબબથીજ કીસરાઓ (સાસાની પાદશાહો) મેહરગાનને દહાડે એક તાજ પહેરતા હતા, જેની ઉપર સૂરજની અને જે ચક્ર ઉપર તે ફરે છે તેની આકૃતીઓ પાડવામાં આવતી હતી. મેહરગાનને દહાડે એક મેળો બી ભરાતો હતો.

વલી અલબીરૂની કહે છે કે મેહરગાનનો એટલો બધો ખાસ મહીમા પાળતા હતા તેનું કારણ એ કે એ દિવસે ફરેદુને કાવે લુહારની મદદથી જુલમગાર જોહાકને હાંકી કાઢયો હતો, અને એ દિવસે કાવીઆની ઝુંડો ઉઠાવ્યો હતો કે જે રીંછનાં અથવા સીંહનાં ચામડાંનો બનેલો હતો, જેને "દરફસે કાવીઆન" કહેતા હતા અને પાછલા જમાનામાં તેની ઉપર સોનું અને ઝવેરાતનો જડાવ કીધો હતો.

કહે છે કે એજ દિવસે ફરેસ્તાઓ ફરેદુનની મદદે આવ્યા હતા તેથી તેની યાદગારીમાં એવો રેવાજ પડયો હતો કે એ દિવસે પાદશાહી મેહેલના દરવાજા આગળ એક પહેલવાન બુલંદ અવાજે બડીઆમદાદે પોકારતો હતો કે, "ઓ ફરેસ્તાઓ, તમે આ દુન્યામાં નીચે આવો અને દેવોને તથા બુરાઓને મારીને આ દુન્યામાંથી હાંકી કાઢો."

કેટલાંએકો કહે છે કે મેહરગાનને દહાડે ખુદાએ જમીન પેદા કીધી અને મીનોઇ રવાનને માટે ખાકી તન પેદા કીધાં. વળી કહે છે કે એ દીવસે શરીરોનાં પોષણ માટે "ઇફ્રનજવી" નો ગોલો ફુકે છે. (The sphere of Ifranjawî).

વલી કોઇક કહે છે કે મેહરગાનને દહાડે ખુદાએ ચંદ્ર જે એક કાળો ગોળો રોશની વગરનો હતો તેને ચળકતો રોશનીવાળો કીધો.

સલમાન અલ-ફારસીએ કહ્યું છે કે ઇરાનીઓ નવરોજને લાલનો બનેલો અને મેહરગાનને જમરૂદનો બનેલો કહેતા હતા, અને જેમ તે બે રત્નો બીજાં બધાં રત્નોમાં સરસ ગણાય છે તેમ આ બે દહાડાને બીજા દહાડાઓ કરતાં સરસ ગણતા હતા.

અલ-ઇરાન શાહી કહે છે કે નવરોજ અને મેહરંગાનનાં દિવસ ઉપર ખુદાએ રોશની અને અંધકાર વચ્ચે તેઓને લગતા કોલકરાર ઠરાવી આપ્યા હતા. ઇરાની ધર્માચારીઓ મેહરંગાનની લાક્ષણીક સમજણ એવી આપે છે કે મેહરંગાન એ રીસ્તાખેજ અને દુન્યાની આખેરીની નીશાન છે, કારણ કે મેહરંગાનના હીંગામ ઉપર તમામ ઉગતી ચીજો પુખ્ત થઇ રહે છે અને વધારે ઉગવાની વસ્તુ રહેતી નથી, અને પ્રાણીઓ સંભોગ કરવાનું બંધ પાડે છે. એજ ધોરણ પ્રમાણે વળી તેઓ નવરોજને દુન્યાની શરૂઆત થવાની લાક્ષણીક નીશાણી ગણે છે, કેમકે તે વખતે મેહરંગાનથી ઉલટા બનાવો બને છે. વલી કેટલાંએકો મેહરંગાનને નવરોજ કરતાં વધારે મોટું ગણવાનું કારણ એવું બતાવતા હતા કે વસંત કરતાં પાનખર રૂતુ વધારે પસંદ કરવાજોગ છે, કેમકે વસંતમાં ઝીણાં પ્રાણીઓ કીડા વગેરે સજીવન થઇને ઉભરી આવે છે પણ પાનખર રૂતુમાં તેઓ મરી જાય છે.

વલી અલબારૂની કહે છે કે આગલા જમાનામાં મેહરંગાનનો હીંગામ શિયાળાની શરૂઆતના હીંગામપર આવતો હતો પણ લોકોએ કબીસો કરવાનું છોડી દીધું તેથી તે આગળ વધી આવ્યો છે. પણ હાલસુધી (અલ-બીરૂનીના જમાનામાં) ખોરાસાનના રાજકર્ત્તાઓ મેહરંગાનને દહાડે પોતાના સિપાઇઓને પાનખર—અને શિયાળાની રૂતુના કપડાં પહેરાવે છે તે ઉપરથી તેને ગવાહી મળે છે.

રોજ એકવીસમો રામ અને માહ સાતમો મેહર એ દીને "મોટું મેહરગાન" એ નામે જશન કરવામાં આવે છે. કહે છે કે એ દિવસે ફરેદુને જુહાકને બાંધ્યો હતો. તે વખતે જોહાકે કાલાવાલા કીધા, 'તારા વડીલ જમશેદના કીનામાં તું મને ના માર.' ફરેદુને કહ્યું કે, 'શું તું પોતાને જમશેદની બરોબરનો ગણે છે? ના, હું તેમ ગણીશ નહીં. પણ તેં મારા વડીલનાં ઘરમાંની ગાયને મારી છે. તેના કીનામાં હું તુને સજા કરીશ.' એમ કહીને તેણે જુહાકને બેડીઓ ઘાલીને દમાવંદ પહાડ ઉપર કેદ કીધો છે. આ બનાવની યાદગારીમાં રામ રોજે એ જશન પાલવામાં આવે છે. અલબીરૂની કહે છે કે ફરેદુને તેઓને 'કુશતી બાંધવા, અવસ્તા પઢવા, જમતી વખતે ખુદાનાં શુકરાનાં કરીને બાજ ધરીને મોંઢેથી નહી બોલવા ફરમાવ્યું હતું', તે આ વાતની યાદ આપવા માટે હતું

કે તેઓ એક હજાર વરસ લગી સ્વતંત્ર નહીં હતા પણ જુહાકના બંદા થઇ રહ્યા હતા, અને ખાવા પીવાની તેઓને છુટ નહીં હતી, જેથી ગુપચુપ ખાતા પીતા હતા. આ રીતે કરવાનું મેહરગાનને દીવસે જરૂર બજાવવામાં આવતું હતું. ઇરાનીઓ કહે છે કે જુહાક બેવરાસ્પ એક હજાર વરસ જીવ્યો હતો. કેટલાંએકો કહે છે કે એક હજાર વરસ તો તેનું રાજ ચાલ્યું હતું પણ તેતો તેથી વધારે મુદ્દત જીવ્યો હતો. અલબીરૂની કહે છે ઇરાનીઓમાં સલામ કરતી વખતે "હજાર સાલ બેઝી" યાને હજાર વરસ જીવતા રહેજો એમ કહેવાનો રેવાજ છે તે લાંબામાં લાંબી જીંદગી જે જુહાકની થયલી તેઓ માનતા હતા તે ઉપરથી બોલવામાં આવે છે. વલી તે કહે છે કે જરથોશ્તે મેહરગાન અને રામ રોજ એ બંનેને એક સરખાં માનથી પાલવા ફરમાવ્યું હતું. ઇરાનીઓ તે પ્રમાણે એ બે દીવસને જુદા જુદા પાલતા હતા. પછી હોરમજદ બીને શાહપુરે વચલા દીવસોબી સાથે જોડી દઇને મેહરગાનથી તે રામરોજ સુધી પાલવા ફરમાવ્યું. તે પછી વલી ઇરાન શહેરનાં લોકોએ અને પાદશાહોએ મેહરગાનથી તે છેક તે પછીના મહીનાના મેહર રોજ લગી ત્રીશ દહાડાનો એક મહીનો આખો જશન કરવા લાગ્યા, અને જેમ ઉપર ફરવરદીન મહીનાને જુદા જુદા લોકોએ છ પંચવાડીઆમાં ભોગવવા જણાવ્યું છે તેમ કરવા લાગ્યા. દરેક વર્ગ પોતપોતાનું એકેક પંચવાડીયું મોજમજાહમાં ગુજારતા હતા.

નોટઃ—મેહરગાનનો મહીમા જરથોશ્તીઓમાં ઘણો મોટો હતો અને છે તેમાં કાંઇ નવાઇ નથી. કેમકે તમામ મીનોઓમાં તેમાં ખાસ કરી યજદોમાં મેહર ઘણી અગત્યતાવાલો છે. જરથોશ્તી મહીનાના રોજો મધે પાછલા અરધા ભાગમાં મથાળે મેહર છે. જરથોશ્તી વરસના મહીનાઓ મધે પાછલા અરધા ભાગમાં મથાળે મેહર છે. અવસ્તામાં "અહુર મિથ્ર બૅરઝંત." (અહુરમઝદ અને મેહેર બંધે બુલંદ) એવો મેહેરનો મહિમા છે. મેહર યસ્તની લંબાઇ બાજી બધી યસ્તો કરતાં વધારે છે. સાબી મજહબની રૂએ સાત આસમાનોમાં ત્રણ નીચે અને ત્રણ ઉપર અને તેમની વચ્ચેનું ચોથું આસમાન સુરજનું યાને મેહરનું છે. ગરમીની આખેરી મેહર માહથી થાય છે તેથી નવરોજના હીંગામ ઉપર ગરમીની પધરા-

મણીનો મહીમા તેમ મેહરગાન ઉપર ગરમીને સીધારવાનો મહીમા એકસરખો હોય તો તેમાં નવાઇ જેવું કાંઇ નથી. ગરમી ઇરાન જેવા ઠંડા મુલકમાં સુખદાયક છે અને શરદી સખ્તી ગુજારનાર જાલમ હોય છે માટે લાક્ષણીક ભાષામાં ઠંડીના જુલમથી છોડવનાર મેહરની સાથે જુહાકના જુલમથી છોડવનાર ફરેદુનની વારતાને ભેલી નાંખી છે તેમાં નવાઇ નથી, કેમકે કુદરતના બનાવને તવારીખનું રૂપ આપવું અથવા તે સાથે ભેલી નાંખવું એ તો ઇરાનીઓમાં બીજા લોકોની મીસાલે સાધારણ હતું. સલમાને ફારસીએ નવરોજના સૂરજને લાલ સાથે અને મેહરગાનના સૂરજને જમરૂદ સાથે સરખાવ્યા છે તેનું કારણ દેખઇતું છે કે નવરોજથી ગરમીની દીનપર દીન જુવાની વધતી જાય તેથી તેને લાલ રંગનો ગણ્યો છે. અને મેહરગાનથી શરદીની મોસમ નજદીક આવવાને સૂરજનું જોર નરમ પડતું જવાથી તેને લીલા રંગનો કલ્પયો છે. વલી અલ-ઈરાન-શહેરીએ નવરોજ અને મેહરગાન ઉપર રોશની અને અંધકાર વચ્ચેના કોલકરાર થવા કહ્યું છે, તેબી ગરમી અને શરદી તથા રોશની અને અંધકારના એ હીંગામો ઉપર વધવા અને ઘટવાથી પોતપોતાનું રાજ પુગવવાની શાયેરી રીતે કીધેલી કલ્પના છે. વલી મેહરગાનનાં હીંગામ ઉપરજ પાનખર-વીપુવ એક પખવાડીયું આગળ કે પાછળ હોય છે. કે જે વખતથી ગરમીનું રાજ પુરૂં થઇને શરદીનું રાજ નજદીક આવે છે. વળી મેહરગાનને ધર્મઆચારીઓ દુન્યાની કયામત સાથે સરખાવે તેમાં નવાઇ નથી, કેમકે મેહર મહીનાને છેડે અયાથ્રેમ ગહંબાર આવે છે જેની બે સીફતો એજ મતલબ દેખાડે છે. યાને ઝાડપાન વિગેરેનું ઉગવાનું સંપુર્ણ થઇ રહે છે અને માણીઓનો સંભોગબી શરદીની મોસમ આવવાને લીધે બંધ પડે છે. (વીનડીસમેન ધારે છે કે મીત્રો અને મીત્રોયાની એટલે કે મશી અને મશીઆની મેહરગાનને દહાડે જન્મયા હોય. એ વિષે જુઓ બુનદહેશ બાબ ૧૫, વેસ્ટનું પાનું ૫૩ મું અવીજે દીન). નવરોજ અને મેહરગાનને એકસરખી રીતે મોટાઇ આપવાનો રેવાજ આજલગી મોબેદોમાં છે કે જેઓ નવરોજ ઉપર ગરમીના આવકારને માટે રપીથવન ઇજે છે અને મેહર મહીનાના અનેરાન રોજે ગરમીને વદા કરવા માટે રપીથવન

ઇજે છે જેને "રપીથવન વાલવી" કરી કહે છે. વલી અલબીરૂની કહે છે કે આગલા જમાનામાં મેહરગાનને દીવસથી શરદીની મોસમ શરૂ થતી હતી પણ હાલમાં કબીસો નહીં કરવાથી તેમ થતી નથી તે તેનું કહેવુંબી વાજબી છે, અને એ ઉપરથી વરસની શરૂઆત વસંત-વીષુવથી ગણવાને એક વધારે ટેકો મળે છે.

મેહર મહીનો અને રામ રોજે "મોટું મેહરગાન" થવા અલબીરૂની લખે છે તે પાયા વગરનું નથી. કેમકે મીનો નાવર, હાવન ગેહ, વંદીદાદની ત્રીજી પરગરદની શરૂઆત વગેરે અનેક અવસ્તાઇ ભણતરોથી દેખાડી શકાય કે મેહર અને રામને સંબંધ છે. જુહાકે પુરમાએ નામની ગાયને મારી નાખી હતી એમ શાહનામામાં કહે છે તે કાંઇજ નહીં પણ શિયાળામાં ગાય ગોસપંદો સરદી અને ભુખમરાથી મરણ પામે છે તે શિયાળારૂપી જુહાકના જુલમથી મરે છે તેઓનો કીનો ફરેદુનરૂપી સૂરજ શિયાળારૂપી જુહાકને મારીને લે છે એમ શાયેરી ઢપે બોલાયલું છે. સુખનો વખત જલદી પસાર થઇ જાય છે તે જણાતો નથી. પણ દુખનો વખત થોડો હોય તોપણ તે ઘણો લાંબો હોય એમ લાગે છે. તેજ કાયદા પ્રમાણે ગરમીની મોસમ કરતાં શરદીની મોસમ ટુંકી હોવા છતાં તેની સખતાઇને લીધે તે પસાર કરવી બહુ લાંબી હોય એમ લાગે છે તે વાતને લાક્ષણીક ઢપે જુહાકના જુલમગાર રાજ સાથે ભેળી નાંખીને તેનું રાજ એક હજાર વર્ષ જેવું લાંબુ હોય એમ જણાવ્યું છે. સેવટે આટલું યાદ રાખવું જોઇએ કે ઇરાનીઓ કુદરતનો વૈભોગ સારી રીતે કરતા હોવાને લીધે અને વસંત તથા પાનખર બંને રૂતુઓ ભોગવવા લાયક હોવાને લીધે નવરોજના હીંગામને નજદીક મળતી આવે એવી રીતે મેહરગાનનો હીંગામ ભોગવવાનો રેવાજ તેઓએ પાડયો એ કુદરતી હતો અને એથીજ મેહરગાનને નવરોજ પ્રમાણેની અને રામ રોજને ખુરદાદસાલ પ્રમાણેની બુજરગી આપવા લાગેલી સમજી શકાય છે. તેમજ તે હીંગામો ઉપર બનતા કુદરતી બનાવોને જુહાક અને ફરેદુનના તવારીખી બનાવો સાથે ભેળી નાંખવા એ પણ તેઓની હમેશની રીતીને મળતું હતું.

## ૪૨. આવાં મહીનો.

(p. 210) રોજ દસમે આવાંગાન જશન. એ દિવસે જૂ બાને તેહમાસ્પે તખ્તે આવીને નેહરો ખોદવા ફરમાવ્યું હતું અને ફરેદુને જુહાકના વખતની દેવો અને લુટારાઓની બેદાદીમાંથી લોકોને છોડવીને એ દિવસે કદખુદાઇ (લગ્ન) કરીને ઘરબારવાળાં થવાનું ફરમાન કર્યું હતું. અલબીરૂની કહે છે કે એ મહીનાના આસ્તાદથી તે અનેરાન સુધીના પાંચ દહાડા ફરવરદેગાનનાં ગણાતા હતા. જે વખતે લોકો પોતાનાં મકાનોમાં ગુજરેલાંઓને માટે ખાનું અને તેઓની અગાસીઓ ઉપર પીણું મુકતા હતા, અને માનતા હતા કે બેહસ્ત અને દોજખમાંથી તેઓનાં મુએલાં વાડવડીલોનાં રૂવાનો આવીને તે ખાઇ પી જતાં હતાં. તેઓ તેમને માટે સુગંધી ધુપ કરતા હતા અને એવું માનતા હતા કે દરેક કુટુંબના ગુજરેલાંઓ મીનોઇ રૂપે એ દિવસો ઉપર તેમનાં ઘરમાં આવી રહેતાં હતાં.

અલબીરૂની કહે છે કે ફરવરદેગાન કયા મહીનામાં કરવું જોઇએ તે વિષે તેના વખતના પારસીઓમાં વાદવીવાદ ચાલતો હતો. કેટલાંએકોનું મત હતું કે આવાં મહીનાના છેલ્લા પાંચ દહાડા ફરવરદેગાનનાં હતા અને બીજાઓનું મત હતું કે "અંદરગાહ" ના પાંચ દહાડા (ગાથાના) જે આવાં અને આદર મહીનાની વચ્ચે મુકાતા હતા તે ફરવરદેગાનના દહાડા હતા. ઘણી તકરાર થયા પછી તેઓએ એ દશે દહાડા ફરવરદેગાનના ઠરાવ્યા. કેમકે એ તીરથ ધરમને લગતું મોહટું હતું. તેથી રખેને કાંઇ ભુલભરેલું થાય તેથી પાંચ કરતાં દશ દહાડા ભલા એમ સમજીને પહેલાં પાંચ દહાડાને પહેલું ફરવરદેગાન અને બીજાને બીજું ફરવરદેગાન એવું નામ આપ્યું. તોપણ છેહલાંની અગત્યતા વધારે ગણુતા હતાં. એ છેહલા પાંચ દહાડા છઠ્ઠા ગહંબાર હમસપથમેદેમગાહ છે. જે વખતે માણુસ પેદા થયું હતું.

[અત્રેથી કેટલોએક ભાગ અસલ કેતાબમાંથી નીકળી ગયો છે.]

**નોટ:**—આબાંગાનને દહાડે કદખુદાઇ કરવાનો રેવાજ અસપનદારમદગાનને દહાડે કદખુદાઇ કરવાના રેવાજને મળતો આવે છે. બંધે ફરેસ્તા નારી જાતીના છે અને નારી જાતી ઉપર મવક્કલ મી છે. અને કેટલાંએકો અસપનદારમદને તો બીજાંઓ આવાંને વર્ષનો છેહલો માસ ગણુતા હતા, તે ઉપરથી આગલાઓએ અસપનદારમદનાં જશનને દહાડે

તો પાછલાઓ એ આવાંનાં જશનને દહાડે કદખુદાઇ કરવાનો રેવાજ પકડયો જેઓ [વર્ષનો શબ્દ "સરેધ"(=સાલ) તેમજ (=શરદ રૂતુ) શરદ રૂતુ એવો દ્વિઅર્થી છે તે ઉપરથી (?)] શરદ રૂતુના આદર મહીનાથી (?) વર્ષની શરૂઆત ગણુવા લાગા તેઓએ વર્ષના છેલ્લા મહીનામાં થતા બનાવો—કદખુદાઇ, ફ્રવરદેગાન—વગેરે આવાં મહીનામાં ઠરાવ્યાં? અને "અંદરગાહ" (ગાથા) ના પાંચ દહાડા તેનીજ પુઠે લગાડયા? વલી જેઓ જરેમય=વસંતીક વર્ષ તેમજ=વસંત રૂતુ ઉપરથી વર્ષની શરૂઆત ગણુતા હતા તેઓએ ઉપલા બનાવો અસપનદારમદ મહીનામાં ઠરાવ્યા? એજ પ્રમાણે એક ટોળાંએ ગહુંબારોની શરૂઆત ફ્રવરદીનથી ગણી અને બીજાં ટોળાંએ આદરથી ગણી? —સારાંશ કે જેમ આજે કદમી અને શહેનશાહી બે ટોળા છે તેમ અલબીરૂનીના વખતમાં એક ફ્રવરદીની અને બીજો આદરી એવાં બે ટોળાં હતાં, જેમાનો આદરી ટોળો આજે મોજુદ નથી? કેપેડોસીઅન લોકોનો આઠમો મહીનો "અપેનોમોમી" કરી છે. જે સાતમાં મહીના આવાંની પુઠે મુકતાં પાંચ અંદરગાહના દહાડાનાં ગ્રીકમાં આપેલાં નામ Epagomenæને કંઇએક મલતું લાગે છે. વલી એ સાથે સરખાવો ઝાદસ્પરમ, બાબ સાતમો, ફ્રા. ૪૦૦ મો.

## ૪૩. આદર મહીનો.

(p. 211) [બહાર જશન.—આદર મહીનાની શરૂઆતમાં આ ઠેકાણે અલબીરૂની બહાર જશન અથવા "રકુબુલ કૌસજ" યાને પતળી દાઢીવાલાની સ્વારીનો તેહવાર લખે છે. તે કહે છે કે કીસરાઓના જમાનામાં એ દિવસ વસંતની શરૂઆતનો હતો કે જ્યારે એક પતળી દાઢીવાલો માણુસ હાથમાં પંખો લઇને પોતાને પવન નાંખતો સ્વારી કરીને બધે ફરવા નીકળતો હતો. તે એવું દેખાડવા માટે કે શરદ રૂતુ આખેર થઇને ગરમીની રૂતુનું આગમન થયું છે. અલબીરૂનીના વખતમાંબી ઇરાની લોકો રમતને ખાતર એમ કરતા હતા.

નોટ.—ખરૂં જોતાં આ બહાર જશન ફ્રવરદીન મહીનો અને હોરમજદ રોજે થવું જોઇએ કે જે વખતે બહારની મોસમ શરૂ થાય. પણ જે ટોળાંએ ફ્રવરદીન છોડીને આદર મહીનો પહેલો ગણ્યો તેઓમાં આદર મહીનાના હોરમજદ રોજે તેમ કરવાનો રેવાજ રહી ગયેલો હોવો જોઇએ. જોકે એ દેખઇતું બેહુંદુ છે તોપણુ સમજી શકાય છે.]

## ૪૪. આદર જશન.

(p. 211) રોજ નવમે માહ નવમે આદર જશનનો દહાડો છે. એ દિવસે લોકો આતશનું તાપણું કરે છે. કારણ કે શરદીની રૂતુની આખેરી આવવેથી ઠંડી ઘણી સખત લાગે છે. અલબીરૂની કહે છે કે એ જશન આતશનું છે. અને જરથોશ્તે એ દહાડે આતશખાને મુલાકાત લેવાનું ફરમાવ્યું છે.

**નોટઃ**—આ જગે અલબીરૂની ભુલતો હોય એમ લાગે છે. કારણ કે એ દિવસ ઉપર તાપણું કરવાની જરૂર પડે છે એ ખરૂં છે પણ તે શરદ રૂતુની **આખેરી** આવવાને લીધે **નહી** પણ વર્ષની એ રૂતુ ગણવાને ધોરણે શરદ રૂતુનો **મધ્યકાલ** નજદીક આવવાને લીધે છે કે જે વખતે ઠંડી ઘણી સખત હોય છે. અવસ્તામાં "જીમહે મએધે" અને "જીમહે જરેધે"ને ઘણા સખત શિયાળાના હીંગામ કરી કહ્યો છે. ફારસી ગ્રંથકારોબી દે મહીનાનો ઘણો સખત શરદીનો મહીનો ગણે છે અને આફરીને ગહંબારના અવસ્તામાંબી પાંચમો ગહંબાર "મેદીઆરી શરેધ" દે મહીનામાં પડે છે એમ લખ્યું છે. એ બધાં ઉપરથી જણાય છે કે આદર મહીનામાં શરદ રૂતુની આખેરી નહીં પણ તેના મધ્યકાળની શરૂઆત હોય છે.

ઉપર શેહરેવર મહીનાનાં બયાનમાં [પાને ૪૯] આદર મહીનાનાં બયાનને લગતું જે આવેલું છે તે નીચે પ્રમાણે :

( (p. 207) અલબીરૂની કહે છે કે જાદવેહીના કહેવા મુજબ આદર જશન ઘરમાંના આતશોનો તહેવાર છે. તે શરદ રૂતુની શરૂઆતમાં પડે છે. તેથી લોકો એ હીંગામ ઉપર ઘરમાં આતશ રોશન કરીને પુંજા કરવામાં ઘણા રોકતા હતા. તેમજ તેઓ ખાણું પીણું અને મોજ મજાહ બી કરતા હતા. તેઓ માનતા હતા કે એમ કરવાથી શિયાળાની શરદી અને ખુશકી દુર થઇને ગરમી અને તરી આવે. અલબીરૂની રમુજ કરે છે કે તેઓનું એ કામ એક આખાં લશ્કરની સામે એક માણસ લડવા નીકળે તેવું હતું. મોબેદ ખુરશેદે અલબીરૂનીને કહેવા પ્રમાણે આદર જશન આદર મહીનાને આદર રોજે પડતું હતું અને તે ફકત અમીર ઉમરાવોનોજ તેહવાર હતો. સઘળા ઇરાનીઓનો નહીં હતો. એ તેહવાર ઇરાનીઓ અને તુખારીસ્તાનનાં રહેવાશીઓનો હતો કે જેઓ એમ માનતા હતા કે એ હીંગામ ઉપર શરદ રૂતુની શરૂઆત થતી હતી.

વળી તે કહે છે કે હાલમાં (અલબીરૂનીના વખતમાં) ખોરાસાનના લોકો, એ તહેવાર પાનખર રૂતુની શરૂમાં પાળે છે).

**નોટ:**—આ હકીકતમાં ઘણાખરાઓ જે એક બાબતને મળતા આવે છે તે એ છે કે આદર મહીનામાં શરદ રૂતુ હોય છે.

## ૪૫. શેહરેવર મહીનાનું આદર જશન.

(p. 207) (શેહરેવર મહીનાની વાત ઉપર પાછો આવતાં અલબીરૂની કહે છે કે શેહરેવર મહીનાના આદર રોજે આદર જશન પાળતા હતા.

**નોટ:**—એ સબબથી મોબેદ ખોરશેદે શેહરેવર મહીના અને આદર રોજનાં જશનને તમામ ઇરાનીઓનો નહીં પણ ખાસ અમીર ઉમરાવોનો કહ્યો હશે કારણ કે શેહરેવર રાજદરબારીઓનો મતલ્લક ગણાય છે. આ જગે પેહલવી વંદીદાદની પેહલી પરગરદના ફ્રત્રણની નોંધ લેવી જોઇએ કે જેમાં શેહરેવર મહીનાને શરદ રૂતુનો મધ્યકાલ કહ્યો છે અને તે એ રૂતુની ધોરણે વર્ષની શરૂઆત આદર મહીને ગણતાં બરાબર આવી શકે છે).

## ૪૬. શેહરેવર મહીનામાં મેદીઆરેમ ગહંબાર.

(p. 207) વલી અલબીરૂની શેહરેવર મહીનાનો મેહર રોજથી બેહરામરોજ લગી પાંચમો ગહંબાર મેદીઆરેમ ગાહનો જણાવે છે કે જે વખતે ગોસપંદો પેદા થયાં હતાં.

**નોટ:**—આદર મહીનો પહેલો ગણવાની રીતે પાંચમો ગહંબાર શેહરેવર મહીનામાં પડયો એ દેખીતું છે.

## ૪૭. દે મહીનો—જશને નવદ રોઝ.

(p. 211) અલબીરૂની કહે છે કે એ મહીનાને જેમ "દે માહ" તેમજ "ખુર માહ" (સૂર્ય માસ) કરીબી કહેતા હતા. એના પેહલા દહાડાને "ખુરરમ રોજ" (ખુશી ભરેલો દહાડો) કરીબી કહેતા હતા. એ દિવસને ખુદાનાં નામ હોરમજદ, દાના પાદશાહ, પેદા કરનારી ભલી મનશ્નીવાલો, એવી સીફતોથી ઓળખતા હતા. તે દિવસે પાદશાહ તખ્ત ઉપરથી ઉતરીને સફેદ કપડાં પહેરી સફેદ બીછાનાં ઉપર બેસતો હતો અને તમામ પાદશાહી દબદબો છોડીને નોકરોને થોડાવાર આશાએસ આપતો હતો. અને પોતે રાજનું અને રૈયતનું ભલું કેમ કરવું તેના ખ્યાલમાં ચક-

ચુર થઇ જતો હતો. ગમે તે માણુસને ગમે તે અરજ કરવી હોય તે એ દિવસે તેની આગળ જઇને કરતું હતું, તે વખતે કોઇ તેને અટકાવતું નહીં હતું. એ દિવસે તે ગામડીઆઓ અને ખેડુતો સાથે ખાણું પીણું લેતો હતો અને તેઓને કહેતો હતો કે "આજે હું તમારામાંનો એક છું, હું તમારો બીરાદર છું. દુન્યાનો આધાર ખેતીવાડી અને રાજકારોબાર ઉપર છે. તેથી કરીને એ બેને નિકટ સંબંધ છે. એક વિના બીજાંને ચાલે નહીં. એ રીતે આપણે જોડીઆ ભાઇઓ છઇએ, ખાસ કરીને એટલા માટે કે હુશંગે પાદશાહી પેશો સ્થાપ્યો હતો અને તેના ભાઇ "વયકરદ" ખેડુતી પેશો સ્થાપ્યો હતો." વલી એ દિવસને "નવદ રોઝ" યાને નેવું દહાડાનો તેહવાર કરીબી કહે છે. કારણ કે (ગાથાના દહાડા નહીં ગણતાં) એ દિવસથી નવરોજને નેવું દહાડા રહે છે.

**નોટ:**—'દે'ને ખુર યાને સૂરજ કહેવાનું કારણ કદાચ અવસ્તામાં સૂરજને હોરમજદનું તન કરી કહ્યું છે તે ઉપરથી હોય. વલી એના સંબંધમાં જુઓ ઝાદ્સપરમ, બાબ સાતમો, ફ. ૩૯૮. સૂરજથી ખેતી ઉગે છે અને સૂરજ આસમાનનો પાદશાહ છે તેથી એ દિવસે પાદશાહ અને ખેડુતે એક પંગતે બેસવાની સમજણ પડી શકે છે. વલી હોરમજદ સફેદ યાને પવિત્ર પોશાક પેહરે છે (જુઓ ફરવરદીન યશ્ત, ફ.     ) માટે પાદશાહનો સફેદ પોશાક તે ઉપરથી સમજી શકાય છે. તેમજ વલી યાદ રાખવું કે દે મહીનાથી શિયાળાની રૂતુ શરૂ થાય છે અને સખત શિયાળામાં બધી તરફ બરફ બંધાઇ જાય છે તેની નીશાન તરીકેબી સફેદ પોશાક અને સફેદ બીછાનું જણાય છે. વલી યાદ રાખવું કે સખત શિયાળાને લીધે ખેડુતોનાં ઘણાંએક ગોસપંદો મરી જાય અને તે વગર તે બાપડાઓને ઘણી સખતી ખેંચવી પડે તે હીંગામ પોંહચવાની શરૂમાં પાદશાહ તેઓની તરફ હમદરદી બતાવે તેથી તેઓને ઘણો દીલાસો રહે એ દેખાઇતું છે અને એની અંદર એ રેવાજની કાંઇએક સમજણ મલી શકે છે. એ કુદરતી બનાવને હોશંગ અને વયકરદની દંતકથા સાથે ભેલી નાખવું એ તો ઇરાનીઓની અને સર્વે લોકોની કુદરતના બનાવોને તવારીખના બનાવો સાથે ભેલી નાંખવાની રીતને અનુસરતુંજ છે. એ દિવસને "નવદ

રોજ"નું નામ આપવું તે આદર મહીનો પેહેલો ગણનારાઓની રીતે જોતાં ફરવરદીન મહીનો પેહલો ગણનારાઓના નવરોજનેબી અંગીકાર કરવા જેવું જણાય છે (સરખાવો "જશને સદેહ"=૧૦૦ મો આગલો દહાડો, ઇત્યાદિ જે પ્રમાણે આજ દીન લગી કદમીઓનાં નવાં વર્ષનાં નવરોજને શેહેનશાહીઓએ "અમરદાદ સાલ-ગાહ"ને નામે અને ભરૂચના પારસીઓએ "નાધલા નવરોજ"ને નામે અંગીકાર કીધો છે.)

બીજી રીતે વિચાર કરતાં "નવદ રોજ" કદાચ પેહલવી "નોકરોજ" (જુઓ ૭૧)નો આકાર ખોટી રીતે વાંચવાથી નીકલેલો ગણીએ તો એ નામ શેઠ ખ. રૂ. કામાજીની શોધને ટેકો આપે છે. કોઇ એક ટોલો દે મહીનો પેહલો ગણતો હોય કે જે ટોલો આજે તદન ગુમ થઇ ગયો હોય.

## ૪૮. દે મહીનાનાં જશનો.

(p. 212) રોજ આઠમો, રોજ પંદરમો, અને રોજ તેવીસમો. દે મહીનામાં જશન તરીકે ગણાતા હતા, એમ અલબીરૂની કહે છે.

**નોટ:**—એમાં કાંઇ નવું નથી કેમકે આજેબી તેમજ ગણાય છે.

## ૪૯. દે મહીનાના દેપમેહેર રોજે મેદીઓઝરેમ ગહંબાર.

(p. 212) અલબીરૂનીને કહેવામાં આવ્યું હતું કે દે મહીનામાં ખુર-શેદ રોજથી દેપમેહેર રોજ લગી પહેલો ગહંબાર "મેદીઓજરેમગાહ" કરી છે અને એ હીંગામમાં ખુદાએ આસમાન પેદા કીધું હતું.

**નોટ:**—આ ગહંબાર આદર મહીનાને વર્ષનો પહેલો મહીનો ગણનારાઓનો પહેલો ગહંબાર જાણવો. તેઓના મત પ્રમાણે એ વખતે વસંત ૠતુ હોવાથી sawing time યાને બી વાવવાનો વખત હોવાથી પાદશાહે ખેડુતો સાથે એકઠા મળવાની ઉપર કહેલી વાતની બીજી રીતે સમજણ આપી શકાય.

અજાયેબ જેવું છે કે દે મહીનો અને ખુરશેદ રોજ જર-થોસ્તનો દીસો જે બીજી કેતાબોમાં લખેલો છે અને આજદીન લગી પાળવામાં આવે છે. તે વિષે અલબીરૂનીએ કાંઇ કહ્યું નથી.

## ૫૦. "સીર-સવા" નામનો તેહવાર.

(p. 212) દે મહીનો અને ગોશ રોજે "સીર-સવા" એ નામનો તેહવાર પલાતો હતો. એ દિવસે પારસી લોકો લસણ ખાઇને તે ઉપર જરા દારૂ પીતા હતા અને તરકારીને ગોસતનાં બોટાં સાથે પકાવીને ખાતા હતા. તેઓ એવું માનતા હતા કે તે ખાધાથી દેવો અને બદરૂહો બીમારી કરે તેથી રક્ષણ થતું હતું. કહે છે કે જમશેદ માર્યો ગયો અને જુહાકનો જુલમ તેઓ ઉપર થવા લાગ્યો ત્યારે તેના દુખથી છુટવા માટે તેઓએ એ ખાણું લીધું. અને તેના શોકમાં સોગન લીધા કે તેઓ ચરબીને કદી અડકશે નહી. તે દિવસથી એ તેહવાર ચાલ્યો.

**નોટ:**—આ તેહવારનું મૂળ અલબીરૂનીને બરાબર કહેવામાં આવ્યું હોય એમ જણાતું નથી. એ તો પેલી ફારસી રવાયતોમાં આવેલી જમશેદે લાલ ગાય કાપવાની વારતાનો તેહવાર છે. ગાથા (હા ૩૨ ફ. ૮)માં કહે છે કે જમશેદે માણસોને ગાયના ટુકડા ખાતા કીધા. (ગાઉશ્ બગા ખારેંમ્નો). ફારસી રેવાએતોમાં કહે છે કે જમશેદે ગહંબાર કીધો (જે અલબતે આ વાત પ્રમાણે જોતાં મેદીઓજરેમ ગહંબાર હોય), તેમાં એક દેવ જમવા આવ્યો, તે બધું ખાઇ ગયો તોબી કહેવા લાગ્યો કે હું હજુ ધરાયો નથી. જમશેદે જોયું કે જો તે ધરાશે નહીં તો મને મોટી શરમની વાત છે. તેથી તેણે ખુદાની બંદગી કીધી. ત્યારે સરોશે આવીને તેને ચેતાવ્યો કે તું એક લાલ ગાય કાપીને તેને લસણ અથવા સરકો અને સદાબમાં વઘારીને એને ખાવા આપ. જમશેદે તેમ કીધું. તેથી તેણે કબુલ કીધું કે તે ધરાયો અને તે જતો રહ્યો. એ ઉપરથી ગહંબારને દહાડે તેમજ ચેહરામને દહાડે સરકો અને સદાબ અને લસણનો વઘાર ખાણાંમાં કરવાનો રેવાજ પડયો છે. "સીર"નો અર્થ લસણ થાય છે. તેમજ "સિરકકે" યાને સરકો એ બંને બોલો એક મળતા છે. વલી "સીર"નો અર્થ ધરાયેલો બી થાય છે. "સવા" એ સદાબને મળતો આવે છે અને "ગોશ"નો અર્થ જેમ ગાયનું તેમજ ગોશ રોજનું નામબી થાય છે. એ સઘળાં ઉપરથી ઇરાનીઓએ પોતાની આગલી રીત પ્રમાણે સઘળું ભેળી નાંખીને એ તેહવાર ચાલુ કીધેલો હોવો જોઇએ. અને એ તેહવાર આદર મહીનાથી વર્ષની શરૂઆત ગણનારાઓમાં હોવો જોઇએ, કેમકે એ ગહંબારનો હીંગામ તેઓનો છે.

## ૫૧. દે માહ દેપમેહેર રોજ.

(p. 212) અલબીરૂની કહે છે કે દે મહીનો અને દેપમેહેર રોજે એક તેહવાર ﺳﻜﺎﻥ (સકાન ?) નામનો પડતો હતો. જે દિવસે મટોડીનો અથવા લોહીનો માણસ જેવો એક આકાર બનાવીને ઘરનાં બારણાં આગળ મુકતા હતા પણ પાદશાહોના મહેલમાં તેમ કરવામાં આવતું નહોતું. અલબીરૂની કહે છે કે તેના વખતમાં એ રસમ નીકળી ગઇ હતી કારણકે તે પારસીઓને મૂરતીપૂજા જેવી જણાઇ હતી.

નોટ:—આ રેવાજની કાંઇબી સમજણ આપી શકાતી નથી.

## ૫૨. દે માહ મેહર રોજની રાત—"દરામઝીનાન" અથવા "કાકસલ."

(p. 212) અલબીરૂની કહે છે કે દે મહીનો અને મેહર રોજની રાતને "દરામઝીનાન" (درامزینان) અથવા "કાકસલ" (کاکثل) કરી કહે છે. એની ઉત્પતિ એમ થઇ કે એ હીંગામ ઉપર ઇરાન તુર્કસ્તાનથી છુટું પડયું અને ઇરાનીઓએ છુટાપણું મેલવ્યું, અને તુરાનીઓ તેઓની ગાયો હાંકી લઇ ગયા હતા તે તેઓ પાછી પોતાનાં ઘરોમાં લાવ્યા. વળી એજ રાત્રે બેવરઅસ્પને બંધ કીધા પછી ફરેદુને આથવીઆનની ગાયો જે તેણે કેઠે છુપાવી મુકી હતી તેઓને છુટી કીધી અને પોતાને ઘેર લાવ્યો એ બનાવની યાદગારીમાં લોકોએ આ તેહવાર સ્થાપ્યો. વળી એજ દિવસે ફરેદુનને દુધથી છોડવ્યો હતો. વળી કહે છે કે એજ રાતથી ફરેદુને બળદ ઉપર બેસીને ફરવાનું શરૂ કીધું હતું. તેથી એ રાત્રે ચંદ્રની ગાડીને જે બળદ ખેંચે છે તે એક કલાક લગી એ સોનેરી શીંગડાં અને ચાર રૂપેરી પગ સાથે દેખાઇને પછી પાછો છુપો થઇ જાય છે. જે કોઇને તે બળદ નજરે પડે તેજ ઘડી તેની મુરાદ બર આવે છે.

વળી કોઇ કહે છે કે તેજ રાત્રે ઉંચા પહાડ ઉપર એક સફેદ બળદનો આકાર દેખાય છે. તે જો બે વખતે ભુંકે તો વર્ષ આબાદ જાય છે.

નોટ:—અવસ્તામાં આથવીઆનને "પૌરૂગાઓ" યાને પુર ગાયોવાલો કરી કહે છે. ફરેદુનને ગાયોનું પોષણ મળેલું શાહનામામાં જણાવ્યું છે. જુહાકને સાપનું રૂપ આપેલું અવસ્તા તથા શાહ-

નામામાં જણાવ્યું છે. વળી વેદમાં ઇંદ્રે અહીં ઓડેથી છુપાવેલી ગાયો છોડવી લાવવાનું વર્ણન મળે છે. મેહર તે કાઇજ નહીં પણ સૂરજ છે. જેની ગરમીનાં કીરણથી શિયાળામાં વાદળમાંથી વરસાદ પડે છે. એ કુદરતી બનાવ તથા અવસ્તાઇ, વેદીક, સાબી, વગેરે વાતોને ભેળીને આ તેહવારની ઉત્પતિ કીધેલી જણાય છે.

[અહીંઆંથી કેટલાંએક પાનાં અસલ કેતાબમાંથી નીકળી ગયેલાં છે.]

## ૫૩. બહમન માહ.

## "બહમનીઆન" અથવા બહમનજેહ જશન.

રોજ બીજે "બહમનજેહ"નું જશન. એ વિષે અલબીરૂનીની આ ચોપડીનાં પાનાં નીકળી ગયાં છે, પણ તેનીજ બનાવેલી કાનુન અલ મસઉદીમાં નીચે મુજબ કહે છેઃ—

બહમનજેહને દહાડે ઇરાનીઓ કઢાઇઓમાં બધી જાતની તરકારી, રોપા, મગજે, ફુલો, અને બધી જાતનું ખાવા લાયક ગોરત પકાવે છે અને સફેદ બહમન–બીખ (white jasmin) (જુઓ બુનદહેશ, બાબ ૨૭ મો, ફ઼ઃ. ૨૪ મો.) સોનાં સફેદ દુધમાં મિશ્ર કરીને એ દિવસે પીએ છે. તેઓ માને છે કે તેથી તનદરૂસ્તી સચવાય છે અને હરેક ખરાબીની સામે રક્ષણ થાય છે.

**નોટઃ**— બહમનીઆન પરબને દહાડે હમકારો હોવાથી પારસીઓ ગોરત ખાતા નથી પણ ઉપલાં લખાણમાંતો બધી જાતનું ગોરત ખાવા લખેલું છે એ નવાઇ જેવું છે.

## ૫૪. "જશને બર–સદક" અથવા "જશને નવ–સદક."

બહમન મહીનાના રોજ પાંચમે જશને "બર–સદક" અથવા "નવ–સદક" એ નામનો તેહવાર કાનુન અલ–મસઉદીમાં જણાવ્યો છે. "બર–સદક" એટલે સો ઉપર. એમ કહેવાનું કારણ એ કે એ તેહવાર "જશને સદેહ"ના તેહવારથી પાંચ દહાડા અગાઉ પડે છે. એ સબબથી એને "નવ–સદક" બી કહે છે.

**નોટઃ**—આ છેલ્લું નામ સદકનાં છ વાડીઆંનો પહેલો ગણીને કે શું ?

## ૫૫. "શબે સદક."

બહમન મહીનાના રોજ દસમે "શબે સદક" યાને જશને સદેહ અથવા જશને સદેહની રાત, એ જશને સદેહના તેહવાર વિષે કાનુન અલ-મસઉદીમાં કહે છે કે એ દહાડે મષ્યા અને મષ્યાનીનાં કુટુંબનાં એકસો જણુનાં પેદાયશ પુરી થઇ હતી તેથી એ નામ નીકળ્યું. બીજાઓ એની ઉત્પતિ બીજી આપે છે. તે એ કે એ તેહવાર અને વર્ષના છેડા (રોજ ૩૦ માહ ૧૨) ની વચ્ચે પચાસ દહાડા અને પચાસ રાત મળીને એકસોનો ગાલો છે તેથી એને "સદેહ" કરી કહે છે જેમ "નવદ-રોજ"ને વિષે ઉપર કહ્યું તેમ.

(p. 213) વળી એ તેહવાર વિષે આસારૂલ-બાકીએમાં અલબીરૂની કહે છે કે એ દિવસે ઇરાનીઓ પોતાનાં ઘરોમાં ધુપ કરે છે, અને પાદશાહોની એવી રીત છે કે એ રાત્રે આતશો સળગાવીને તેઓની અંદર જંગલી જનાવરોને દોડાવે છે, પક્ષીઓને તેના બલતાંમાં ઉરાડે છે, અને અગ્નિના ભડકાની આસપાસ બેસીને શરાબ નોશ કરે છે અને ગમત કરે છે.

અલબીરૂની કહે છે કે ઇરાનીઓએ તેઓના મહીનાઓમાં કબીસો કરવાનું છોડી દેવા પછી આશા રાખી કે એ વખતે સરદી બંધ પડે, કેમકે તેઓ આબાં મહીનાના અસપંદાદ રોજથી શરદીની મોસમની શરૂ-આત અને બહમન મહીનાના દશમાં રોજે તેની આખેરી કરી સમજતા હતા. કરજના રહેવાશીઓ એ તેહવારને "શબે ગજનેહ" (شب گزنه) કરી કહેતા હતા, જેનો અર્થ "કરડતી રાત" કરી થાય છે, કારણ કે એ રાત્રે ઠંડી ઘણીજ સખત પડે છે.

અલબીરૂની કહે છે કે વળી કેટલાંએકો એ તેહવારની ઉત્પતિ એવી જણાવે છે કે જ્યારે બેવરાસ્પે (જુહાકે) પોતાની ખાંધો ઉપરના બે સાપોને ખવાડવા સારૂ બે માણસનાં ભેજાં દરરોજ તેને લાવી આપવા રૈયતને ફરમાવ્યું ત્યારે તે કામ તેણે પોતાના અજમાઇલ નામના એક નોકરને સોંપ્યું હતું. હવે તે માણુસ દરરોજ એક જણુને કતલ કરતો અને બીજાને ખાવાનું આપીને છુપી રીતે નસાડી મુકતો અને તેને કહેતો કે તું દમાવંદ પહાડના પશ્ચિમ

બાગમાં જઇને ત્યાં પોતાને માટે એક ઘર બનાવીને રહે અને તેને બદલે એક મેંઢાંનું ભેજું પેલાં માણસનાં ભેજા સાથે ભેળીને સાંપોને ખવાડવા માટે તે લાવતો હતો. જ્યારે ફ્રેદુને બેવરસસ્પ ઉપર ફતેહ મેળવી ત્યારે તેણે અજમાઇલને મારી નાંખવા પકડી મંગાવ્યો. અજમાઇલે તેને ઉપલી સઘલી વાત ખરેખરી કહી. ફ્રેદુને તેની ચોકસી કરતી વખતે અજમાઇલે તે માણસોને ફરમાવ્યું કે દરેક જણે પોતાની અગાસી ઉપર એકેક આતશ સળગાવવો કે જેથી તેઓની સંખ્યા ગણી શકાય.

એ કામ બહમન મહીનાના આવાં રોજે થયું તેથી એ રાત્રે આતશ સળગાવવાનો ચાલ પડયો. ફ્રેદુન અજમાઈલ ઉપર ઘણો ખુશી થયો અને દમાવંદની હાકમી તેને આપીને મસમગાનનો ખીતાબ તેને આપ્યો.

**નોટ:**—બહમન મહીનામાં ચાર ફસલી ધોરણની સરદ રૂતુનો ગર્ભ હોય છે અને એ રૂતુમાં સાંપ માણસોને તથા ગોસપંદોને ડંખવાનો સંભવ વધારે હોય છે. તેથી એ વખતે આતશ સળગાવવો કુદરતી છે. પણ તેને જુહાક અને ફ્રેદુનની વાર્તા કે જે વાર્તા અસલમાંની ઠંડીની રૂતુને લગતી વારતા તે તવારીખી બનાવ સાથે ગુચવવામાં આવી છે તેની સાથે ભેગી નાંખીને આ જશને સદેહને લાગુ પાડી દીધેલી જણાય છે. પણ ખરેખરૂં જોતાં તો એ તહેવાર ફકત સરદ રૂતુનાં મધ્ય કાળનો કુદરતી તહેવાર જાણવો.

## ૫૬. "જશન બાદરોજ."

(p. 214) રોજ ૨૨ મો અને માહ બહમને જશને "બાદરોઝ."

[અહીંઆંથી કેટલોએક ભાગ નીકળી ગયેલો છે.]

(p. 215) અલબીરૂની કહે છે કે એ દીને કુમ શેહરમાં અને તેની આસપાસની જગાઓમાં તેહવાર પાલીને ખાણું પીણું અને રમત ગમત કરવામાં અવતી હતી. જે ઇસ્પહાનમાં નવરોજના દહાડા ઉપર જેમ કરવામાં આવતું હતું તેને મલતું દેખાતું હતું. એ દિવસે ત્યાં એક મેળો બા ભરવામાં આવતો હતો. ઇસ્પહાનમાં તેહવાર "કઝીન" (کزین) કરી કહેવાતો હતો. બાદરોજ એકજ દહાડો પાળવામાં આવતો હતો પણ "કઝીન" તો ઇસ્પહાનમાં એક હફતા લગી ચાલતો હતો.

**નોટ:**—આ જશન શાનું હશે તે વિષે કાંઇ કહી શકાતું નથી.

## ૫૭. જશને આબરીઝગાન.

(p. 215) અલબીરૂની કહે છે કે બહમન મહીનો અને અનેરાન રોજે ઇસ્પહાનમાં "જશને આબરીઝગાન" પાલવામા આવતું હતું. "આબરીઝગાન" એટલે પાણી રેડવું. એની ઉત્પતિ આ પ્રમાણે થઇ હતી. નોશીરવાનના બપાવા પીરોજના વખતમાં વર્ષાદનાં સુકામણાં પડયાં તેથી મુલક વેરાન થઇ પડયો. પીરોજે કર માફ કીધા, પોતાનો ખજાનો ખોલીને વહેંચી આપ્યો, આતશખાનાંઓની મીલકતો ખાતેથી નાણાં ઉછીકાં લીધાં અને તે ખરચીને પોતાની રૈયતનો બને તેટલો બચાવ કીધો અને કોઇને ભુખે મરવા દીધું નહીં. પછી પીરોજ પારસમાં આવેલા નામીચા આદરખુરાનાં આતશખાનામાં ગયો અને ખુદાની બંદગી કીધી. પછી તે આદરખુરાનાં ગામથી નીકળીને દારા નામનાં ગામ તરફ ગયો. પણ તે પારસમાં જયાં હમણા (અલબીરૂનીના વખતમાં) "કામ ફીરોજ" નામનું ગામડું છે ત્યાં આવ્યો એટલે પુષ્કળ વરસાદ પડયો. તે જગા માત્ર મેદાન હતું પણ પાદશાહે તે જગાએ ગામ વસાવીને તેનું નામ "કામ ફીરોજ" પાડયું કારણકે તે જગાએ પાદશાહની મુરાદ હાંસેલ થઇ હતી (કામ=મુરાદ). અલબીરૂની કહે છે કે એ પ્રસંગે પડેલા વર્ષાદની યાદગારીમાં ઇરાનીઓએ એ દિવસે એક બીજા ઉપર પાણી રેડવાની ચાલ પકડી જે આજ સુધી ઇસ્પહાનમાં મોજુદ છે.

**નોટ:**—બહમન મહીનાનો છેડો શિયાળાની ઘણી સખતાઇનો હોવો જોઇએ અને એ વખતે વર્ષાદ પડવો જોઇએ. તેની નીશાનીનાં કુદરતના તેહવારને પીરોજના વખતમાં બનેલા તવારીખી બનાવને લાગુ પાડયો હોય તો તેમાં કશી નવાઇ નથી. (આબરીઝગાન વિષે જુઓ રીચર્ડસનની પરશીયન ડીક્ષનરીમાં, તેમજ કેતાબ ઉલ–તફહીમમાં તથા ડા૦ હાઇડની વેટેરમ પેરસારમમાં, તથા રોઝેતુસ સફામાં, તથા ઇબનલ અથીરની કેતાબમાં તથા તબરીની કેતાબમાં).

## ૫૮. અસપંદારમદ માહ. અસપંદારમદગાન જશન.

(p. 216) રોજ ૫ મે જશને અસ્પંદારમદગાન. અસ્પંદારમદગાનનો અર્થ પુખ્ત વિચાર અને અક્કલ. તે પૃથ્વી અને પતિવ્રતા નારી ઉપર મવક્કલ છે. અલબીરૂની કહે છે કે તેની અગાઉના જમાનામાં એ જશન ખાસ ઓરતોનું હતું જેઓને મરદો એ દિને છુટે હાથે ભેટો આપતા હતા. એ

રીત અબુરેહાનના વખતમાંબી ઇસ્પહાન, રએ, પહલવ પ્રાંતના બીજા ભાગોના જરથોશ્તીઓમાં ચાલુ હતી. ઇરાનીઓ એને "જશને મુઝદગીરાન" (ઇનામ અથવા ભેટ લેવાનું જશન) કહેતા હતા. કોઇ તેને "જશને મરદગીરાન" યાને મરદ મેળવવાનું જશન (સરખાવો St. Valentine's day) કરી કહેતા હતા (એ વિષે જુઓ કેતાબ ઉલ્લતફ્હીમ, અને રીચર્ડસનની ડીક્ષનરી). એ દિને કુમારીકાઓ કુંવારા જુવાનોને પરણવાનું માગું કરતી હતી. એ દીને ઇરાનીઓ સુકી દરાક્ષ (sun-raisins) અને દાડમની અંદરનો ગર ખાંડીને ફાકતા હતા. તેઓ એમ માનતા હતા કે તેથી વીંછીના ડંખનો તલવલાટ લાગતો નથી. વળી એ દીને તેઓ "રોકેએ-કઝદુમ" યાને વીંછીનો કાગળ લખીને બારણે ચોંટાડતા હતા. તે રૂકો તેઓ બામદાદ અને સૂરજની કોર નીકળે તેની વચ્ચે ચોરસ કાગળ ઉપર લખતા હતા. એવાં ત્રણ કાગલો લખીને ઘરની ત્રણ તરફની દીવાલો ઉપર તેઓ ચોંટાડતા હતા. બારણાંની સામેની દીવાલ ઉપર તે નહીં ચોંટાડતા હતા, કેમકે જો તેમ કરે તો ઘરમાંનાં જીવજંતુઓ ગભરાઇ જાય અને રસ્તો નહીં જાણવાથી બારીને રસ્તે નાસવા માંડે એવો વેહેમ હતો. અલબીરૂની કહે છે કે કેટલીએક જગાઓ ઉપર વીંછી ડંખતા નથી તે જગાઓમાં મંત્રથી તેઓના ડંખ બાંધી લીધેલા હોય છે તેથી તેઓ તેમ કરતા નથી. દાખલા તરીકે જુરજાનમાં "દીનાર-રાઝી" નામની જગા કે જે ખુરાસાનની સરહદ તરફ દશ માઇલ દુર આવેલી છે. તેમજ "તુસ" પરગણાંમાં એક ગામડું છે ત્યાંબી વીંછી ડંખતા નથી. અલબીરૂની કહે છે કે પારસીઓનાં એ લખેલાં કાગળ વીંછી વગેરે જીવજંતુઓની બાબતમાં પોતાનું મંત્ર સાચું પાડી શકતાં નથી તેનું કારણ એ કે પારસીઓએ કબીસો કરવાનું છોડી દેવાને લીધે તે મંત્ર તેમના બર વખતે લખાતાં અને ભણાતાં નથી તેથી તેઓની અસર થતી નથી.

**નોટઃ**—અલબીરૂનીની ઉપલી હકીકત કેટલેક દરજ્જે જરથોશ્તી લખાણને મળતી છે. વળી ધ્યાનમાં રાખવા જોગ બાબત એ છે કે એ દિવસની પુઠે આવતા ખોરદાદ રોજને શેહનશાહી જરથોશ્તીઓની કેતાબોમાં "જશને અમરદાદસાલગાહ" અથવા "નાધલો નવરોજ" કરી કહે છે, અને જેને મરહુમ દસ્તુર સાહેબ

એદલજી દારાબજી સંજાણાંએ કબીસાનું જશન કરી કહ્યું છે તે વિષે અલબીરૂની કાંઇ બોલતો નથી.

### ૫૯. સપંદારમદ માહ, દેપમેહેર રોજે મેદીઓશેમ ગંહબાર.

(p. 217) અલબીરૂની કહે છે કે અસ્પંદારમદ મહીનામાં ખુરશેદ રોજથી તે દેપમેહર રોજ સુધી બીજો ગહંબાર મેદીઓશેમ પલાતો હતો કે જે વખતે પાણીની પેદાયશ થયલી મનાતી હતી.

**નોટઃ**—વર્ષની શરૂઆતનો પેહલો માહ આદર ગણનારાઓનાં મત મુજબ આ કહેવું બરાબર જણાય છે.

### ૬૦. "મશકે તાઝેહ" નામનો તહેવાર.

(p. 217) અસ્પંદાર મહીનો અને મેહર રોજને "મશકે તાઝેહ" યાને તાજી કસ્તુરી એવું નામ અપાએલું હતું.

**નોટઃ**—એ વીષે આપણને કાંઇ ખબર નથી.

### ૬૧. "વેહતાં પાણીઓનો નવરોઝ."

(p. 217) અસ્પંદાર મહીનો અને ફ્રવરદીન રોજ "નદીઓ અને તમામ વેહતાં પાણીઓનો નવરોઝ" ("Nauroz of the rivers and of all running waters") કરી કહેવાતો હતો. એ દિને ગુલાબ અને ખુશબોદાર ચીજો વહેતાં પાણીઓમાં નાંખવાનો ચાલ હતો.

**નોટઃ**—આ તેહવાર વિષેબી આપણને કાંઇ ખબર નથી નવસારીમાં અસ્પંદારમદ મહીનો અને ફ્રવરદીન રોજે "સાતમે દીનું પરબ" ("સાત નદીનું ? પરબ") એવો એક તેહવાર પારસીઓ પાળે છે અને તે દહાડે કાંઇ નદીમાં ખાન ફુલ ચઢાવતા નથી પણ બાજ આફ્રરગાન કરે છે.

### ૬૨. ઉપવાસની મનાઇ.

(p. 217) અલબીરૂની કહે છે કે જરથોશ્તીઓ ઉપવાસ મુતલક પાળતા નથી. જો કોઇ ઉપવાસી રહે તો તેને પાપ સમજીને તેનાં પ્રરાયશ્ચિત માટે તેને ગરીબોને ખાણું આપવું પડે છે.

**નોટઃ**—આ વાત તદ્દન ખરી છે.

## ૬૩. તેહવારો ઉપર મેલા.

(p. 217) અલબીરૂની કહે છે કે પારસીઓ પોતાના તેહવારો ઉપર પુષ્કળ મેલા ભરે છે, પણ જુદી જુદી જગાએ જુદા જુદા મેલા ભરાય છે, કોઇ શેહરમાં એક તેહવારનો મેલો તો બીજા શેહરમાં બીજા તેહવારનો મેલો.

**નોટ**:—આ પ્રમાણે જુદું જુદું થવાનું કારણ શું તે સમજી શકાતું નથી.

## ૬૪. જશને કરદે ફનાખુસરવ.

(p. 217) અલબીરૂની કહે છે કે અઝુદુદ દૌલાએ બે જશન સ્થાપ્યાં છે. એક ફરવરદીન મહીનાનાં સરોશ રોજે "જશને કરદે ફનાખુસરવ" નામનું અને બીજું આવાં મહીનાના હોરમજદ રોજે એજ નામનું. એ બે જશનો તેણે શીરાજના કીલ્લાથી એક ફરસંગ દુર તેણે જે "કરદે ફના-ખુસરવ" નામનું ગામ વસાવ્યું હતું તેમાં ચાર ફરસંગ દુરથી પાણી લાવવાની યાદગારીનું હતું અને બીજું તેણે યઝદેજરદી ૩૩૩ ના સાલમાં તે ગામ વસાવવાની શરૂઆત કીધી તેની યાદદાસ્તમાં હતું. એ બંને ટાંકણે મેલા ભરાય છે તે સાત સાત દહાડા ચાલુ રહે છે અને લોકો ખાઇપીને મોજ મજાહ કરે છે.

**નોટ**:—આ પ્રમાણેના બીજા દાખલાઓ ઉપરથી જણાય છે કે ઇરાનીઓ ધર્મનાં કારણો ઉપરાંત બીજાં કારણોથી બી કેટલાંએક તેહવારો ચલાવતા હતા.

## ૬૫. કેટલાંએક જોતીષી વેહમો.

(p. 217-19) અલબીરૂની કહે છે કે પારસીઓ વર્ષના તમામ દહાડા-ઓને શુભ અને અશુભ એવા બે ભાગમાં વહેંચે છે. વળી તેઓમાં દરેક મહીનાના કેટલાંએક દહાડા ચોકસ વર્ગનાં લોકોને માટે તેહવાર તરીકે હોય છે જે બીજાઓને તેહવાર તરીકે હોતા નથી. વળી તેઓમાં અમુક રોજે સાંપનું દર્શન થાય તો અમુક ફળ મળે તેબી વિગતવાર ઠરાવેલું છે.

દાખલા તરીકે માહ (ચાંદરાત) શુભ છે, કેમકે તે ચંદ્રનો દિવસ છે કે જે દુન્યાની ઉપર રોજી રજક વહેંચી આપે છે અને ચંદ્રના વધવા સાથે પાણી, વનસ્પતી અને પ્રાણીઓ વધે છે અને તેના ઘટવા સાથે ઘટે છે. અમાસ અને પુનેમ (The two days of conjunction

and opposition) તેઓમાં અશુભ ગણાય છે. અમાસને દહાડે દેવો અને સેતાનો દુન્યાની ચીજોને ખરાબ કરવા મળે છે અને ઘેલાપણું (epilepsy) ગાલેબ થાય છે. એ દિવસે ગર્ભમાં રહેલું છોકરૂં અસંપુર્ણ હોય છે તથા માણસનાં શરીરપરથી એ દિવસે ખરેલા બાલ પાછા ઉગતા નથી. એ દિવસે વાવેલાંનાં ફળ ઓછાં મલે છે. એ દિવસે મરઘી જો ઇંડાં સેવવાનું શરૂ કરે તો બચ્ચાં બરાબર નીકળતાં નથી. નરગસનું ફુળ એ દિવસે કરમાઇ જાય છે. વળી આ સઘલા બનાવો ગ્રહણ વખતે તો ખચીતજ બને છે.

**નોટઃ**—આ અલબીરૂનીનાં કહેવાને કેટલાંએક જરથોસ્તી લખાણોથી ટેકો મલે છે. જુઓ દીનકરદમાં શુભ અને અશુભ પંચવાડીઆં. વળી જુઓ ફારસી રવાયતોમાં મારનામું અને તીસે રોજનું વર્ણન (ડોસાભાઇ ફરામજીની પારસીઓની તવારીખમાં). એ ઉપરાંત જુઓ માહબખતાર ન્યાયશની પેહલવી શરેહમાં ચંદ્રના વધવા અને ઘટવા વિષેની હકીકત તથા મીનોખેરદ બાબ ૧૨ મો અને દાદસ્તાને દીની બાબ ૭૧ મો ઇત્યાદિ.



(p. 220) અલબીરૂની કહે છે કે શોગદીઆન લોકોના બાર મહીના હતા અને તે વર્ષની ચાર રૂતુઓમાં વહેંચાયલા હતા. તેઓનો પહેલા મહીનાનો પહેલો રોજ "નવસરદ" હતો કે જે ઉનાલાની મોસમનોબી પહેલોજ દિવસ હતો. તેઓ અને પારસીઓ વચ્ચે વર્ષની શરૂઆત તેમજ કેટલાંએક મહીનાઓની શરૂઆત વિષે કશો તફાવત હતો નહીં. પણ પેલા પાંચ ગાથાના દિવસ વિષે તફાવત હતો જે ઉપર કહ્યું છે તેમ પારસીઓ આવાં મહીનાની પુઠે અને શોગદીઅનો અસ્પંદારમદ મહીનાની પુઠે તે પાંચ દહાડા ઉમેરતા હતા. શોગદીઅનોએ એમ કરવાનું કારણ એટલુંજ હતું કે તેઓને પોતાના પાદશાહ વિષે એટલું બધું માન હતું કે પાદશાહ જેમ કરે તેજ પ્રમાણે બીજા કોઇથી થઇ શકે નહીં અને તેટલા માટે તેઓએ એવો રસ્તો પકડયો કે જો પાદશાહો એ નવાં વર્ષની શરૂઆતની પલ જમશેદ ફત્તેહ કરવા નીકળ્યો તે વખતથી ગણીતો શોગદીઅનોએ જ્યારે જમશેદ ફત્તેહ કરીને પાછો ફરવા માંડયો તે પલને નવાં વર્ષની શરૂઆત તરીકે અખત્યાર કીધી.

**નોટ:**—જમશેદ અને ખુરશેદને એકજ ગણત્રીએ તો ઉપલાં બોલવાનો અર્થ એ કે પાદશાહોએ વસંત-વિષુવથી વર્ષની શરૂઆત કીધી માટે શોગદીઅનોએ તેમ ન કરતાં દક્ષિણાયનની શરૂઆતના વખતથી વર્ષની શરૂઆત કીધી. પણ આ બધું ખ્યાલી જણાય છે. એક બારગી જો એ ખરૂં હોય તો જેમ "તાઓ અહ્નિ નમાને" અને "યાઓ વીસાત" વગેરે બાબતોમાં જુદા જુદા ધર્મગુરૂઓએ જુદા જુદા રસ્તા પાડયા તેમ આ કીધેલું જણાય છે. શોગદીઅનોએ અસ્પંદારમદ મહીનાની પુઠે ગાથા વાજબીપણે રાખ્યા (કેમકે તેથી બાર મહીનાની રાશીઓની કસર ચહડી રહેવા પછી તે બર વખતે ઉમેરાય છે અને ગહંબારો બરાબર વખતસર આવી શકે છે.) તો તેઓએ વર્ષની શરૂઆત દક્ષિણાયનથી કરીને પાછા ગહંબારો કવખતમાં લાવી મુકયા. બીજા હાથ ઉપર પારસીઓએ ગાથાને અસ્પંદારમદની પુઠે નહી રાખ્યા તેથી બેવડું કઢંગું થયું. એક-તો કસરનો વખત ચહડી રહેવા અગાઉ ઉમેરાયો અને બીજું

તો ગહંબારો કવખતમાં થઇ ગયા. એ રીતે જોતાં બંને ભુલ્યા એમ કહેવામાં ખોટું નથી.

## ૬૭. વર્ષની શરૂઆત વસંત-વિષુવથી કે દક્ષિણાયનની શરૂથી?

(p. 220) અલબીરૂની કહે છે કે કેટલાંએક લોકો એવું સમજાવે છે કે આ બે તરેહની નવાં વર્ષની શરૂઆતને લગતો તફાવત એમ પડયો કે પુરાતન પારસીઓ (પોરીઓદકેશીઓ) ૩૬૫ દહાડા ૬ કલાક અને એક મીનીટનું વર્ષ જાણુવા છતાં તે એક મીનીટની દરકાર ન કરીને ત્રણસો સવાપાંસેઠ દહાડાનું વર્ષ ગણુતા હતા (એથી અલબતે લાંબો વખત જતાં કેટલોએક ફેર પડવો જોઇએ). પછી જ્યારે પેગમબર જરથોસ્ત આવ્યો અને મગાઇ ધર્મ દાખલ કીધો અને પાદશાહોએ પોતાનું પાએતખ્ત બલખ છોડીને ફારસીસ્તાન અને બાબુલમાં કીધું ત્યારે તેઓએ નવેસરથી સીતારાઓનાં અવલોકન કરાવ્યાં. તેથી માલુમ પડયું કે દક્ષિણાયનનો નુકતો (ઉપલો ફેર પડવાથી) વર્ષની ખરી શરૂઆતની પાંચ દહાડા આગળ ચાલી ગયો હતો, અને તે વર્ષ કબીસા પછીનું ત્રીજું હતું તેથી કરીને તેઓએ આગલી રીત છોડીને સીતારેસનાસોએ શીખવેલી નવી રીત પકડી. (કે જે રીત દક્ષિણાયનના નુકતાથીજ વર્ષ શરૂ કરવાની હતી કે શું?) પણ પેલા તરેનઝ-ઓકઝીઆનાના લોકોએ તો આગલી રીતજ રહેવા દીધી એથી કરીને પારસી અને શોગદીઅન વર્ષની શરૂઆતમાં તફાવત પડયો.

નોટ :—આ સમજણ કાંઇ ધ્યાનમાં ઉતરે એવી લાગતી નથી.

## ૬૮. શોગદી વર્ષની શરૂઆત વિષે બીજી સમજણ.

(p. 221) વળી અલબીરૂની કહે છે કે કેટલાંએકોનું કહેવું એમ છે કે અસલમાં તો પારસી અને શોગદીઅનના વર્ષની શરૂઆત સાથેજ થતી હતી પણ જરથોસ્ત આવ્યા પછી પારસીઓએ ગાથાના પાંચ દહાડા ઉપર કહ્યા પ્રમાણે (એકસો વીસે વર્ષે થતા) અધીક માસો (Leap-months) ની પુઠે મુકવાનો ચાલ પકડયો, પણ શોગદીઅને તો અસલની રીતેજ વર્ષને છેડે તે પાંચ દહાડા ઉમેરવાનું રાખ્યું. એ પછી બંને જણાએ કબીસો કરવાનું છોડી દીધું તેથી કરીને પારસીઓએ જે છેલ્લા આવાં મહીનાની પુઠે ગાથાના દીવસો લગાડેલા હતા તે તેઓમાં તેમજ રહી ગયા અને પેલા લોકોમાં વર્ષને છેડે રહી ગયા.

નોટઃ—આ સમજણુબી તાણીતોડીને કાદેલી ખોટી છે. ખરી વાત એમજ લાગે છે કે કોઇએ ફરવરદીનથી અને કોઇએ આદરથી વર્ષ શરૂ કરવા માંડયું, અને પછીથી આ તેહવાર રીતે તેની સમજણો આપવા લાગ્યા અને એજ પ્રમાણે કોઇએ દક્ષિણાયનના શૂન્ય નુકતાથી અને કોઇએ વસંત વિષુવના છેલ્લા નુકતાથી વર્ષની શરૂઆત કીધી અને પાછળથી આ પ્રમાણે તરેહવાર રીતે સમજણો અપાવા લાગી. ખરૂં જરથોસ્તી દીનનું મત જોઇએ તો અવસ્તા, દીનકરદ, બુનદેહેશ વગેરેનું છે કે જેની રૂએ ધરમનાં વર્ષની શરૂઆત વસંત-વિષુવના શૂન્ય નુકતાથી અને ફરવરદીન મહીનો અને હોરમજદ રોજથી થવી ઘટે છે.

## ૬૯. સોગદીઅન તેહવારો.

### (૧) નવસરદ માહ—સોગદી નવરોઝ.

(p. 221) નવસરદ માહ અને રોજ પહેલે "સોગદીઅન નવરોઝ" કે જેને મોહટો નવરોજ (The Great Nauroz) કરી કહે છે.

નોટઃ—એ દક્ષિણાયનની શરૂનો દહાડો "મોહટો" કહેવાવાનું કારણ એ કે વસંત-વિષુવનો નોરોઝ અમલમાં રહ્યો નહીં.

## ૭૦. "રામુષ-આઘામ" નામનો તેહવાર.

(p. 221) સોગદી માહ પહેલે અને રોજ અઠાવીસમે બોખારાના માગીઓ એક તેહવાર પાળતા હતા જેને "રામુષ-આઘામ" (Ramush Âghâm) કરી કહેતા હતા. એ દિવસે રામુષ નામનાં ગામડાં માંહેલાં આતશખાનામાં તેઓ એકઠા મળતા હતા.

અલબીરૂની કહે છે કે સોગદીઅનોના તેહવારોમાં "આઘામ" નામના તેહવારો ઘણા મોતેબર હોય છે કે જે તેહવારો જુદાં જુદાં ગામડાંઓમાં દરેકે દરેક મુખીના ઘરમાં એકઠા મલીને ખાણાં પીણાં અને મોજ મજાહમાં ગુજારે છે જુદાં જુદાં ગામડાંઓમાં એ તેહવારો પાળવા સારૂં વારાફરતી તેઓ એકઠા મળે છે.

નોટઃ—"આઘામ" એ શબ્દ પેહલવી "ઓઘામ" પાઝંદ "ઓઘામ" અવસ્તા "અઘ્રવિગામ" ઉપરથી નીકળેલો જણાય છે. સોગદીઅનોના આ પેહલા મહીનાના અઠાવીસમે રોજે પારસીઓનો

અરદીબેહશતગાન પડે છે તેજ જશન આ બીજે રૂપે તો પળાતું ન હોય? વળી "આધામ" શબ્દ પારસીઓનાં તેહવાર દશ"ક "ગાન", "ઇગાન" અથવા "યાન" પ્રત્યનુંજ અસલ રૂપ અથવા બીજું રૂપ તો ન હોય? અથવા "આધામ" જો "ગમ" (જવું) ઉપરથી લઇએ તો એનો અર્થ "યાત્રા" ને મલતો થાય? "રામુષ-આધામ" એટલે રામુષની જાત્રા?

## ૭૧. (૨) જીરઝીન માહ.

(p. 221) સોગદીઓના એ મહીનાના કોઇ તેહવાર અલબીરૂનીને જણાયા નથી.

## ૭૨. (૩) નીસનજ માહ—માખીરજ પહેલો.

(p. 221) એ મહીનામાં રોજ બારમે "પહેલો માખીરજ" એ નામનો એક તેહવાર પળાતો હતો.

## ૭૩. (૪) બસાકનજ માહ—"ترك آધામ" નામનો તેહવાર.

(p. 221) એ મહીનાનો સાતમાં રોજે "ترك આધામ" એ નામે એક આધામનો તેહવાર પાળવામાં આવતો હતો, તે વખતે બએકનદ નામના ગામડામાં ત્યાંનાં મુખીનાં ઘરમાં મેલાવડો થતો હતો.

**નોટ:**—આ તો પારસીઓનો તીરયાનનો હીંગામ જણાય છે.

## ૭૪. માખીરજ બીજો.

(p. 221) એજ મહીનાનાના બારમાં રોજે "બીજો માખીરજ" એ નામનો તેહવાર પડતો હતો.

**નોટ:**—સોગદી ભાષારૂઢીમાં બારમાં રોજનું નામ "માખ" (=ફારસી "માહ") છે. તેને "ઇરજ" એવું પ્રત્યય લાગીને "માખીરજ" એવો શબ્દ બન્યો છે. એ તેહવાર કોઇ ચંદ્રના સંબંધનો હોય એમ લાગે છે.

## ૭૫. "અમસ-ખવાર"? નામનો તેહવાર.

(p. 221) એજ મહીનાના પંદરમાં રોજે (عمس Khwara) "અમસખવાર" એ નામનો એક તેહવાર પડતો હતો કે જે વખતે સોગદીઓ અગાઉથી ઉપવાસ રાખીને રાંધેલું અન્ન કાંઇ નહીં ખાતા હતા પણ માત્ર ફલાહાર કરતા હતા અને પછી ઉપવાસ છોડીને ખમીરની રોટલી ખાતા હતા.

## ૭૬. (૫) 'અસના'-ખનદા માહ.-"આબ-ખવારેહ" અથવા 'દામી-ખવારેહ" તેહવાર.

(p. 221) એ મહીનામાં રોજ અઢારમે "આબ-ખવારહ" અથવા "દામી-ખવારેહ" એ નામનો એક તેહવાર પડતો હતો કે જે દિવસે સારો ખાલેસ ભઠ્ઠીમાં ગાળ્યા વગરનો અંગુરી શરાબ (Must) પીતા હતા.

## ૭૭. "કરમ-ખવારેહ" નામનો તેહવાર.

(p 221) એજ મહીનાના રોજ છવ્વીસમે "કરમ-ખવારેહ" એ નામનો તેહવાર પળાતો હતો.

> નોટઃ—"ખવારેહ" એ પ્રત્યય દેખયતો ફારસી છે. "કરમ" ધારવા મેલે "ગમ" એવો શબ્દ છે જે અરબી લખાણુને લીધે એમ વંચાય છે.

## ૭૮. (૬) મજીખનદા માહ—"કિરમીન"નામનો તેહવાર.

(p. 221) એ મહીનામાં રોજ ત્રીજે "કિરમીન" અથવા "કરમીન" એ નામનો તેહવાર પડતો હતો તે વખતે કમજકતના નામનાં ગામડાંમાં એક મેળો ભરાતો હતો.

## ૭૯. અલતવાવીસ ગામનો મેલો.

(p. 221) એજ મહીનાના રોજ પંદરમે અલ તવાવીસ નામનાં ગામમાં એક મેળો ભરાતો હતો. તે બહુ મોટો હતો, જે સાત દહાડા લગી ચાલતો હતો, અને તમામ દેશે દેશના વેપારીઓ તેમાં માલ વેચવા આવતા હતા.

## ૮૦. (૭) ફગકાન માહ—"નીમસરદ" નામનો તેહવાર.

(p. 221) એ મહીનાના પહેલાં દિવસને "નીમસરદ" યાને અરધું "વર્ષ" એ નામના એક તેહવારથી પાળતા હતા.

## ૮૧. "મનઇદ-ખવારેહ" નામનો તેહવાર.

(p. 221) એજ મહીનાના રોજ બીજે "મનઇદ-ખવારેહ" من عید خوارہ એ નામે એક તેહવાર પડતો હતો. તે દિવસે સોગદીઓ પોતાના આતશખાનાંમાં એકઠા મળતા હતા અને બાજરીના આટામાં માખણ અને ખાંડ ભેળીને તેની એક વાણી પકાવીને ખાતા હતા. કેટલાંએક લોકો "નીમસરદ" નો તેહવાર પાંચ દહાડા અગાઉથી પારસીઓનો મેહર

મહીનો અને હોરમજદ રોજની સાથે મલવા સારૂં તે દિવસે પાલતા હતા. અલબીરૂની ટીકા કરે છે કે "નીમસરદ" યાને અરધું વર્ષ તો બરાબર જોતાં ૭ મહીના અને અઢી દહાડા થાય ત્યારે ગણાવું જોઇએ.

નોટ:—ઇરાનીઓ તેમાં ઘણું કરીને આમલોકો ગણીતશાસ્ત્રની બધી બારીક ચોકાસી રાખતાં નહીં હતાં, અને અપૂર્ણાંકતો દીનકરદ સમજાવે છે તેમ વખતની ગણત્રીમાં ઇરાનીઓએ પોતાનાં ચોક્કસ કારણોથી લીધોજ નહીં હતો તેથી જો તેઓ "નીમસરદ" ફક્ત ૭ મહીના પુરા થતાં ગણે તો તેમાં નવાઇ જેવું કાંઇ નહીં ગણવું.

## ૮૨. "તસીસ આઘામ" નો તેહવાર.

(p. 221) એજ માસમાં રોજ નવમે "તસીસ આઘામ" تسیس એ નામે એક તેહવાર પળાતો હતો.

નોટ:—આ હીંગામ પારસીઓનાં મેહરંગાનનો દીવસ છે.

## ૮૩. "કરમ ખવારેહનો પેહલો દહાડો" એ નામનો તેહવાર.

(p. 221) એજ મહીનામાં રોજ પચીસમે "કરમ-ખવારેહનો પહલો દહાડો" એ નામે એક તેહવાર પળાતો હતો.

નોટ:—આ તેહવાર પારસીઓના મેહર મહીનાના રામ રોજના હીંગામને મળતો આવે છે કે જે દહાડોબી તેઓમાં એક તેહવાર તરીકે ગણાતો હતો.

## ૮૪. (૮) આબાનજ માહ.

### "કરમ-ખવારેહનો છેલ્લો દહાડો" એ નામનો તેહવાર.

(p. 222) એ મહીનામાં રોજ નવમે "કરમ-ખવારેહનો છેલ્લો દહાડો" એ નામે તેહવાર પળાતો હતો.

## ૮૫. (૯) ફુઘ માહ.

(p. 222) એ મહીનાના કોઇ તેહવાર અલબીરૂનીને જણાયેલા નથી.

## ૮૬. (૧૦) મરસા ફુઘ માહ.

### મરસા ફુઘ માહના રોજ ૫) થી રોજ ૧૫).

(p. 222) એ મહીનાના રોજ પાંચમાંથી તે રોજ પંદરમાં લગી એક તેહવાર પાળવામાં આવતો હતો જે પછી મુસલમાનો સાત દહાડા લગી અલસરઘ નામનાં ગામડાંમાં એક મેળો ભરતા હતા.

**નોટ:**—એ જરથોશ્તી મધ્યદીઆરેમ ગહંબારનો હીંગામ છે.

## ૮૭. (૧૧) ઝીમદાનજ માહ—"બાદ અમધામ"નો તેહવાર.

(p. 222) એ માસમાં રોજ ચોવીસમે "બાદ અમધામ" એ નામે એક તેહવાર પડે છે.

**નોટ :**—એ તેહવાર રોજ બાવીસમે હોય એમ એનાં નાંમ-પરથી જણાય છે.

## ૮૮. (૧૨) ખસુમ માહ—સોગદી મુકતાત.

(p. 222) એ મહીનાને છેહ્લે રોજે સોગદીઅનો પોતાનાં ગુજરી ગયેલાંઓની ઉપર રડવું કુટવું કરતાં હતાં અને પોતાના ચેહરા ઉપર કાપ મુકતાં હતાં અને જેમ પારસીઓ ફરવરદેગાનના દિવસોમાં કરે છે તેમ ગુજરેલાંને માટે ખાણાં પીણાંની રકાબીઓ ખુલ્લી મુકતાં હતાં, અને તે પછીના દિવસથી ગાથાના પાંચ દહાડા ગણતાં હતાં.

એ ઉપરાંત સોગદીઅનો બોખારા અને સોગદના પ્રાંતોમાં જે જે રોજનાં નામ દરેક મહીનામાં એકજ છે–જેમકે રોજ આઠમો, પંદરમો અને તેવીસમો જેઓનું એકજ નામ "દસ્ત" કરી છે–તે દિવસો ઉપર ગામડાંઓમાં મેળા ભરતા હતા.

**નોટ:**—પારસી તેહવારોમાં તેમજ સોગદીઅન તેહવારોમાં રોજ ૨૯ મો મારેસ્પંદ અને માહ ૧૨ મો સ્પંદારમદ એ દીને મીનો મારેસ્પંદનું જશન અલબીરૂનીની કેતાબમાં જોવામાં આવતું નથી. વર્ષને છેડે ગુજરેલાંની યાદનો હીંગામ બીજી બધી પ્રજાઓની મીસાલે છે તે બરાબર છે. નઝદીક દર અઠવાડીએ મેળો ભરવો તે ગામડાંઓનો રેવાજજ છે કે જે મુજબ આજેબી અઠવાડીક બજારો આપણાં દેશમાંબી ભરાય છે.



## ૮૯. ખારજમી મહીના અને તેઓના તેહવારો.

(p. 223) ખારઝમીઓ વિષે અલબીરૂની કહે છે કે વર્ષની અને મહીનાઓની શરૂઆત કરવામાં તેઓ સોગદીઅનોને મલતા હતા અને પારસીઓથી જુદા પડતા હતા. એનું કારણ ઉપર સોગદીઅનોની બાબતમાં આવી ગયું છે તેજ હતું. ઉનાળાની શરૂઆત તેઓના "નવસારજી" માહનો પેહલો રોજ હતો. તેઓના ખાસ તેહવારોબી હતા. ગુજરેલાંનાં કામોની યાદગારીના દહાડા તેઓમાં હતા. જે સઘળું તેઓ મુસલમાની આવ્યાની અગાઉ પાળતા હતા, પણ હાલમાં (અલબીરૂનીના વખતમાં) ખારઝમી લોકોમાં બહુ થોડા માગી રહ્યા છે. તેઓને ધરમની દરકાર થોડી છે. બહારના થોડાએક દેખાવો સિવાય તેઓની અંદરની મતલબ કોઇ સમજતું નથી અને પરપુછબી કરતું નથી. તેઓ અટકળે દહાડા ગણીને તેહવારો પાળે છે. ખરેખરી રીતે મહીનાના ચોકસ વખતો ઉપર પાળતા નથી. તેઓના કેટલાંએક તેહવારો જે ધરમ સાથે તાલુકો રાખતા નથી તે નીચે પ્રમાણે છે.

### (૧) નાઉ સારજી માહ—નવરોજ.

(p. 223) એ મહીનામાં રોજ પહેલે નવાં વર્ષનો દહાડો તેનો તેહવાર.

### ૯૦. (૨) અરદીવીસ્ત માહ.

(p. 223) એ મહીનાના કોઇ તેહવાર અલબીરૂનીને ખબર નથી.

### ૯૧. (૩) હુરૂદાદ માહ–"અરીજા સવાન" નામનો તેહવાર.

(p. 223) એ મહીનાનો રોજ પહેલો "અરીજા સવાન" કહેવાતો હતો (اریجا - سوان) મુસલમાની થવાની અગાઉ એ દિવસે વધતામાં વધતી ગરમી પડતી હતી તેથી તેને પ્રથમ "અરીજહાસ ચુજાન" કહેતા હતા કે જેનો અર્થ "કપડાં કાઢી નાખશો" કરી થતો હતો. (اریجاس جوزان) પણ હાલમાં (અલબીરૂનીના વખતમાં) એ દહાડે તલ અને બાજી તેવી ચીજોની વાવણી કરવાના વખત ઉપર આવે છે.

નોટ:—તલને "અરજીઝ" કહે છે. જે ઉપલા શબ્દને મળતો આવે છે.

## ૯૨. (૪) ચીરી માહ.

(p. 224) એ મહીનાના રોજ પંદરમે "અજધાર" નામે તેહવાર પડે છે. "અજધાર"નો અર્થ પ્રંધન અને બળતું એવો થાય છે. કહે છે કે આગલા વખતમાં એ હીંગામ ઉપર માણસોને તાપણું કરવાની ફરજ પડતી હતી કેમકે પાનખર રૂતુ બેસતી હતી. હાલ (અલબીરૂનીના વખતમાં) તે મધ્ય ઉનાળામાં પડે છે. એ દિવસથી ૭૦) દહાડા ગણીને તે પછી તુરત પાનખરના ઘહું વાવવાની શરૂઆત થાય છે.

**નોટ**:—આ હીંગામ બરાબર મેદીઓસેમ ગહંબારનો છે અને તે જો અલબીરૂનીના વખતમાં મધ્ય ઉનાળામાં આવ્યો હતો તો તે માત્ર એક સંજોગજ સમજવો.

## ૯૩. (૫) હમદાદ માહ.

(p. 224) એ મહીનાને લગતું કાંઇ જણાયું નથી.

## ૯૪. (૬) ઇખશરેવરી માહ—"ફ્ધઅરીએહ"નો તહેવાર.

(p. 224) એ મહીનાનો રોજ પહેલો "ફ્ધઅરીએહ" કહેવાતો હતો (فغربه) પણ કહે છે કે અસલમાં તે "ફ્ધરૂએહ" યાને પાદશાહનું બાહેર જવું કરી કહેવાતો હતો. કેમકે એ હીંગામ ઉપર ગરમી ઘટીને ઠંડી નજદીક આવવાથી પાદશાહો બાહેર જતા હતા.

## ૯૫. (૭) ઉમરી માહ—"આઝાદ કનદ ખવાર."

(p. 224) એ મહીનાનો પહેલો રોજ "આઝાદ કનદ ખવાર" યાને ચરબી સાથે મેળવીને બનાવેલી રોટલી ખાવાનો દહાડો કહેવાતો હતો. વલી તેઓ તે રોટલી બળતા આતશની સગડીની આસપાસ બેસીને ખાતા હતા અને ઠંડીથી પોતાનું રક્ષણ કરતા હતા.

**નોટ**:—"આઝાદ" (ચરબી) અવસ્તા "આઝૂઇતિ" ઉપરથી નિકળેલો લાગે છે.

## ૯૬. "ચીરી રોઝ" નામનો તેહવાર.

(p. 224) એ મહીનાના રોજ તેરમે "ચીરી રોજ"નો તેહવાર પડતો હતો જેને ખારઝમીઓ પારસીઓનાં મેહરંગાનની બરાબર માન આપીને પાળતા હતા.

## ૯૭. "રામ રોઝ" નામનો તેહવાર.

(p. 224) એજ માસમાં રોજ એકવીસમો "રામ રોજ" એ નામે એક તેહવાર ખારઝમીઓ પાલતા હતા.

નોટ:—"ચીરી રોજ" અને "રામ રોજ" બરાબર જોતાં પારસીઓના મેહરંગાન તથા રામ રોજનાં જશનનાં હીંગામો છે. પણ ફરક એટલો પડયો કે પહેલો મેહેર રોજને બદલે તીર રોજે પડયો.

## ૯૮. (૮) યાનાખુન માહ.

(p. 224) એ મહીનાનો કોઇ તેહવાર જણાયો નથી.

## ૯૯. (૯) અદુ માહ.

(p. 224) એ મહીનાનો કોઇ તેહવાર જણાયો નથી.

## ૧૦૦. (૧૦) રીમજદ માહ—"નીમ ખબ."

(p. 224) એ મહીનામાં અગીઆરમો રોજ "નીમ ખબ" કહેવાતો હતો. કોઇ કહેતા હતા કે એનું અસલ નામ "મીનચ–અખીબ" યાને મીનાની રાત કરી હતું. "મીના" તેઓની એક રાણી અથવા સરદારનું નામ હતું. કહે છે કે તેણી વસંત રૂતુમાં એક દહાડે રેશમી પોષાક પેહેરીને શરાબની કેફમાં ચકચુર થઇને કીલ્લામાંથી બહાર ગઇ પણ ત્યાં મેદાનમાં સુઇ ગઇ, જ્યાં સખત ઠંડીને લીધે મરણ પામી. બીજે દહાડે લોકોને અજબ લાગ્યું કે વસંત રૂતુમાં માણસનો જીવ લે એવી સખત ઠંડી કેમ પડી હશે. એ ઉપરથી તેઓએ એ બનાવને અકુદરતી જોઇને તે દિવસની યાદગારી રાખવા એ તેહવાર પાળવા લાગ્યા. અલબીરૂની કહે છે કે હાલ જમાને (હીજરી સને ૩૯૧) એ તેહવાર મધ્ય શિયાળામાં પડે છે, એ દિવસે ખારજમનાં લોકો ખુશબોઇઓ અને સુગંધીદાર ધુપો કરે છે, એમ જાણીને કે ભુત પીસાચથી હાણી નહીં પહોંચે.

નોટ:—"નીમ ખબ" એટલે મધ્ય શિયાળો કે? બરાબર જોતાં દે મહીનો મધ્ય શિયાળાનો અને મેદીઆરેમ ગહંબારની સરદીનો છે તેથી સખત ઠંડી પડે તેમાં નવાઇ નથી. પેલી રાણીની વારતા તદન ખ્યાલી બનાવી કાઢેલી જણાતી નથી.

અજબ જેવું એ છે કે શું પારસી કે શું સોગદી કે શું ખારજમી તેહવારોમાં દે મહીનો અને ખુરશેદ રોજ આવવા છતાં તેને જરથોસ્તના દીસા તરીકે કોઇ કહેતું નથી.

## ૧૦૧. (૧૧) અખમમન માહ.

(p. 225) એ મહીનાના કોઇ તેહવાર જણાયા નથી.

**નોટ:**—અખમમન (Akhmamman) વોહુમન દેખાઇતો છે.

## ૧૦૨. (૧૨) ઇસપનદારમજી માહ— "ખેઝ" નામનો તેહવાર.

(p. 225) એ મહીનામાં રોજ ચોથે "ખેઝ" એ નામનો તેહવાર પળાતો હતો.

**નોટ:**—"ખેઝ"=ઉઠવું, rising?

## ૧૦૩. "વક્ષ-અંગામ" નામનો તેહવાર.

(p. 225) એજ મહીનાના રોજ દશમે "વક્ષ-અંગામ" એ નામનો એક તેહવાર પળાતો હતો. "વક્ષ" નામનો એક ફરેસ્તો પાણીના મવકલ તરીકે તેમાં ખાસ કરીને જેહુન Oxus નદીના મવકલ તરીકે ગણાતો હતો.

**નોટ:**—"વક્ષ" એ શબ્દ ધાતુ وخش=वह् વેહવું, ઉપરથી છે.

## ૧૦૪. "ઇનજેહ" નામનો તેહવાર.

(p. 225) એજ મહીનામાં રોજ વીસમે "ઇનજેહ" (انجه) એ નામનો તેહવાર પાળાતો હતો. એ શબ્દનો અર્થ "ઘણાં નજદીક બાંધેલાં ઘરો" (Houses that are built close together) કરી થતો હતો.

## ૧૦૫ ખવારઝમી ફ્રવરદગાન.

(p. 226) એજ મહીનાના છેલ્લા પાંચ દહાડા અને તે પછીના પાંચ ગાથાના દહાડા પારસીઓનાં ફ્રવરદેગાનની મીસાલે પાળવામાં આવતા હતા, કે જે વખતે ગુજરેલાંઓનાં રવાનોને માટે ખોરાક ઘરમનાં મકાનોમાં ખુલ્લો મુકવામાં આવતો હતો.

## ૧૦૬ ધર્મને લગતા બીજા છ ખવારઝમી તેહવારો.

(p. 225) ખારજમી લોકોમાં ઉપર કહેલા તેહવારો ઉપરાંત નીચલા છ તેહવારો ધર્મને લગતા કરી કહેવાતા હતા.

૧. નવસરજી મહીનાના અગીઆરમાં રોજે "બનખજાચી રીદ" (بنخجاجي ريد) એ નામનો એક તહેવાર પળાતો હતો. તેને સાધારણ લોકો એ મહીનાનાં નામ ઉપરથી "નાવસારજીકાનીક" (Nâusârjakânik) કરીબી કહેતા હતા.

૨. ચીરી મહીનાના પહેલા રોજ "મીથ સખન રીદ" (ميث سخن ريد) એ નામનો એક તેહવાર પળાતો હતો. તેને વળી "જાવરદમીનીક" (Jâwardamînîk) કરીબી કહેતા હતા કે જેનો અર્થ (القرعي) એવો અલબીરૂની કરે છે. વલી એ તેહવારને "અજગારમીનીક" (Ajghârmînîk) બી કહેતા હતા કારણ કે તે અજગાર મહીનાની પંદર દિવસ અગાઉ પડતો હતો.

૩. હમદાદ મહીનાના પંદરમાં રોજે "મઝીઆન રીદ" (مذيان ريد) એ નામનો એક તેહવાર પળાતો હતો. વલી તેને "અનજમરઝકાનીક" (انجمرذكانيك) બી કહેતા હતા.

૪. ઉમરી મહીનાના દપમેહેર રોજે "મીથઝરમી રીદ" (ميث زرى ريد) એ નામનો એક તેહવાર પળાતો હતો. તેને વલી "ખીરરવચકાનીક" (خيرروچكانيك) બી કહેતા હતા.

૫. રીમજદ મહીનાના પહેલા રોજે એક તેહવાર પળાતો હતો કે જેનુ નામ અસલ કેતાબમાંથી નીકળી ગયેલું છે તેથી તેની જગા ખાલી છે. તે તેહવારને વળી "અકજઝરઇકાનીક" (بكجذر يكانيك) બી કહેતા હતા.

૬. અખમમન મહીનાના પહેલા રોજે "અરથમીન રીદ" (ارثمين ريد) એ નામનો એક તેહવાર પળતો હતો. તેને વળી "અરથમીન દકાનીક" (ارثمين دكانيك) કરીબી કહેતા હતા.

**નોટ :**—આ છ તેહવારોનાં નામો બે રૂઢીનાં દેખાઇતાં છે. એક રૂઢીનાં નામોમાં અંતે "રીદ" એવું પ્રત્યયે છે અને બીજી રૂઢીનાં નામોમાં "દકાનીક, છરાનીક, ચકાનીક, જકાનીક, અને દમીનીક" એવું દેખાઇતું જરા જરા જુદાં રૂપનું પણ અસલમાં એકજ પ્રત્યય છે. શું એ પ્રત્યયો ગહંબાર એવો અર્થ રાખે છે? અને શું એ ગહંબારો બહમન મહીનાથી શરૂ થતાં વર્ષને લગતા છે? "મીથ સખન" "મેદીઓઇષેમ"ને મળતો લાગે છે. વલી તે "ચીરી" યાને તીર મહીનામાંજ પડે છે. "મીથઝરમા" દેખાઇતો મેદીઓઝરેમ છે, "અરથમીન" એ અયાથરેમનું બગડેલું રૂપ લાગે છે.

## ૧૦૭. ખવારઝમી જોતીષ.

(p. 226) અલબીરૂની કહે છે કે ખુરાસમીયન ભાષામાં નક્ષત્રોનાં નામ હતાં પણ તેની સમજણ રાખનારા જોશીઓ સઘળા મરી ગયા હતા. ખારજમી ભાષામાં જોશીને **અખતર-વેનીક** (=ફા. اخترbین) એટલે નક્ષત્ર જોનાર કરી કહેતા હતા. "અખતર" એટલે નક્ષત્ર.

એ નક્ષત્રો તેઓ બાર રાશીમાં વહેંચતા હતા. બારે રાશીનાં નામો તેઓની ભાષામાં હતાં એમ તેઓનાં નામો આરબોનાં કરતાં ઘણાં ચોકસાઇ ભરેલાં હતાં એમ અલબીરૂની કહે છે. દાખલા તરીકે આરબો મીથુન રાશીને "અલજઓઝા" કહે છે. પણ "જઓઝા" તો Orion નું નામ છે. પણ ખારજમીઓ મીથુન રાશીને "અધુપચકરીક" (Adhû-packarik) એટલે કે બે તસવીરવાલો having two figures કરી કહેતા હતા.

**નોટ :**—સરખાવો પહેલવી પાઝંદ "દોપતકર=દોપએકર" યાને મિથુન રાશી.

**નોટ:**—Rule 1. ખવારઝમી રૂઢીમાં "અ" (الف ممدود) ઘણો જણાય છે. જેમકે "અધુ"="દો." ઇ.

Rule 2. ફારસી પહેલવી "ત" ખવારઝમીમાં "ચ" થાય છે. જેમકે "તીર" = "ચીરી," ઇ૦

૧૦૮ **નક્ષત્રોના નામો.**

| Their Names in Arabic. | In Sogdian. | In Chorasmian. |
|---|---|---|
| 1. Althurayyâ | پروی | پروی |
| Aldabarân | بابرو | بابرو |
| Alhaḳ'a | مرازنه | اخماه |
| Alhan'a | رشنوند | خویا |
| 5. Aldhirâ' | غثف | غوثف |
| Alnathra | غنب | جیري |
| Alṭarf | خمشریش | خمشیش |
| Aljabha | مغ | اچیر |
| Alzubra | وذه | امغ |
| 10. Alṣarfa | ویذو | ویذیو |
| Al'awwâ | فستشت | افسست |
| Alsimâk | شغار | اخشفرن |
| Alghafr | سرو | شوشك |
| Alzubaniyân | فسرو | سرافسریو |
| 15. Al'iklîl | غنوند | اغنونه |
| Alkalb | بغنوند | بغنوند |
| Alshaula | مغن سدویس | ذاریند |
| Alna'â'im | بستم | سرذیو |
| Albalda | وژریك | مرخشیك |
| 20. Sa'd aldhâbiḥ | ونند | خچمن |
| Sa'd bula' | یوغ | یوغ |
| Sa'd alsu'ûd | شد مشیر | سدمسیج |
| Sa'd al'akhbiya | شوشت | مشتوند |
| Alfargh almuḳaddam | فرشت باث | فرخشبیث |
| 25. Alfargh almu'akhkhar | برفرشت | ویر |
| Baṭn alḥût | ریوند | ژداذ |
| Alsharaṭân | بشیش | ریوند |
| Albuṭain | برو | فرنخند |



The Sun
SPRING
SUMMER
AUTUMN
WINTER
MARCH-APRIL
FEB-MARCH
JAN-FEB
DEC-JAN
NOV-DEC
OCT-NOV
SEPT-OCT
AUG-SEP
JULY-AUG
JUNE-JULY
MAY-JUNE
APRIL-MAY
ARIES
PISCES
AQUARIUS
CAPRICORNUS
SAGITTARIUS
SCORPIO
LIBRA
VIRGO
LEO
CANCER
GEMINI
TAURUS
FARVARDIN
ASPANDAD
BEHMAN
DAE
ADAR
ABAN
MEHER
SHEHRIVAR
AMARDAD
TIR
KHORDAD
ARDIBEHESHT

## ૧૦૯ ખવારઝમી પંચાંગનો સુધારો.

(p. 229) ખારઝમી પંચાંગ વિષે અલબીરૂની કહે છે કે તેમાં કબીસો નહીં કરવાને લીધે મોસમો બર વખતે આવતી નહીં હતી. જેમકે "અજધાર" યાને મધ્ય ઉનાળો અને "મીનખપ" યાને મધ્ય શિયાળો કે જે અવસરના દહાડાઓથી અમુક દિવસ જવા પછી વાવણી, ખેતી, વગેરેનાં ચોકસ કામો કીધાં હોય તો પાક બરાબર ઉતરે. પણ કબીસા વગર લોકો ચાલતી આવેલી રીતે કર્યા કરતા તેથી વખતસર પાક થવાને બદલે કાંઇએક તેમાં ઘણો ગુંચવાડો પડતો હતો. એ ઉપરથી અબુસઇદ એહમદ બીને મહમદ બીને એરાક નામના ખારજમશાહે સીકંદર સને ૧૨૭૦ માં પંચાંગ સુધાર્યું અને ઠરાવ્યું કે નવસારજી મહીનાનો પહેલો રોજ સીરીઅન નીસન મહીનાની ત્રીજી તારીખે હંમેશાં ગણવો, કે જેથી તમમુઝ મહીનાની મધ્યમમાં અજધાર હંમેશાં પડે. અને એ ગોઠવણને અનુસરીને ચાલવાથી દરાખ ઉતરવાનો વખત અજધાર પછી ચાળીશ કે પચાશ દહાડામાં આવ્યો. તેમજ જમરૂખ ઉતારવાનો વખત અજધાર પછી પંચાવનથી તે પાંસેઠ દહાડામાં આવ્યો, અને એ પ્રમાણે બીજું બધું બરાબર થવા લાગ્યું. ગ્રીક અને સીરીઅન લોકોનાં જે વર્ષમાં leap-year યાને અધીક રોજ કરતો હતો તેજ વર્ષમાં ખારજમીઓ એસપનદારમજી માહની પુઠે (Epagomenœ) ના પાંચ દહાડાને બદલે છ દહાડા ઉમેરતા હતા. એમ છતાં જેમ જલાલી સને તે ઇરાની પંચાંગ સુધારનાર પાદશાહનાં નામથી ચાલુ થયો છે તેમ આ ખારજમ શાહનો સને ચાલુ થયો નથી.





# ફ્રવરાને



આપણા અવસ્તાઓને તપાસી જોતાં તેઓમાં એક ચોક્કસ ગોઠવણ જોવામાં આવે છે. એ ગોઠવણ ફકત ખુર્દેહ અવસ્તામાંજ નહિં પણ મોટી અવસ્તા જેવા કે યજશ્ની, વીસ્પરદ, વંદીદાદ વગેરેમાં, એટલુંજ નહિ પણ પાજંદ બંદગીઓ જેવી કે પતેત વીગેરેમાં બી જોવામાં આવે છે. તે એ છે કે દરએક અવસ્તા અથવા તેમાંના ચોક્કસ ભાગોને શરૂ કીધા આગમજ એક ચોક્કસ દીબાચો (જે બધે તેનો તેજ આવે છે તે) મુકેલો છે અને તે દરએક બંદગી અથવા બંદગીનો ભાગ પૂરો થવા પછી એક સમાપ્તીનો કરદો (જે બધે ઘણોખરો તેનો તેજ આવે છે તે) મુકાએલો છે. એ શરૂ કરવાનો દીબાચો "ફ્રવરાને" શબ્દથી તે "વીદ્દ્વાઓ અ્રઓતૂ" સુધીનો છે, અને સમાપ્તી "યસ્નેમચ"નો કરદો છે. કેટલીએક વખતે શરૂઆતના દીબાચા મધેથી થોડો ભાગ દીબાચા તરીકે લીધેલો હોય છે, અને કેટલીક વખતે સમાપ્તીવાલો "યસ્નેમચ"નો કરદો પાછળ જોડેલો નથી હોતો. એ ધોરણે આપણું સઘળું ભણતર તપાસી જોતાં નીચે મુજબ આપણી બંદગીઓ તથા બંદગીઓના ભાગોની ટીપો બનાવી શકાય છે.

૧. "ફ્રવરાને" તથા "યસ્નેમચ" સુધાંના અવસ્તાની ટીપ:

૧. તમામ નીઆયશો,

૨. તમામ યશ્તો,

૩. તમામ આફ્રરંગાનો,
૪. તમામ ગેહો, તમામ પતેતો (માં જંદ છે),
૬. સરોશ બાજ,
૭. નીરંગ કુસ્તી વેતરવાની,
૮. નીરંગ શેતાનબાજી પરહેજવાની,
૯. નીરંગ વેકરી પરહેજવાની,
૧૦. નીરંગ પેહલવીની,
૧૧. નીરંગ કેશ પરહેજવાની,
૧૨. નીરંગ નખ પરહેજવાની,
૧૩. બાજ જમવાની વડી,
૧૪. બાજ અશેમ વોહુ ૧૨૦૦ પઢવાની,
૧૫. બાજ યથા અહુ વઇર્યો ૧૨૦૦ પઢવાની,
૧૬. બાજ વનોત કાપવાની,
૧૭. સતોમ,
૧૮. ગેહસારણું,
૧૯. ફ્રવંદીંઆનનાં દીવસોપર પઢવાના હા તમામ,
૨૦. બરશનુમને લગતી બધી ક્રિયાઓ,
૨૧. પરગણુંની ક્રિયાઓ,
૨૨. નવા વરસીયાની ક્રિયા,
૨૩. નવાં દુખમાંનો તાનો પુરવાની ક્રિયા,
૨૪. આતશબેહેરામ આદરાંન વગેરેનાં આતશો લાવવાની ક્રિયાઓ,
૨૫. આતશબેહેરામની ભશમ લેવાની ક્રિયા,
૨૬. ઇજશ્ને,
૨૭. વિસ્પરદ,
૨૮. વંદીદાદ.

૨. "ફ્રવશાને" છતાં "યસ્નેમ્ચ" વગરનાં અવસ્તાની ટીપ :

૧. ઇજશ્નેનાં ૪ થા હાની શરૂઆત,
,, ૧૨ મા હાની શરૂઆત,
,, ૧૬ મા હાની શરૂઆત,
૨૪ મા હાની શરૂઆત.

હોજશ્નેનાં ૨૮ મા હાની શરૂઆત,
" ૬૧ મા હાની શરૂઆત,
" ૬૭ મા હાની શરૂઆત.

૨. વીસ્પરદના કરદા ૬ ઠાની શરૂઆત,
" " ૧૧ ની શરૂઆત.
વંદીદાદની ૧ લી પરગરદની શરૂઆત.

૩. "ફ્રવરાને"ના છેલ્લા બે ભાગથી શરૂ થતા અવસ્તાની ટીપ:

હોજશ્ને હા. ૯, ૫૫, ૫૮;
વીસ્પરદના કરદા ૪ થાની શરૂઆતમાં,
" " ૮ માની શરૂઆતમાં,
" " ૯ મો,
" " ૧૨ માની શરૂઆત,
" " ૧૫ માની શરૂઆત.

૪. "ફ્રવરાને"નાં છેલ્લા એક ભાગથી શરૂ થતી અવસ્તાની ટીપ:

હોજશ્નેનાં હા ૭ ની શરૂઆત,
" " ૮ માની શરૂઆત,
" " ૧૬ માની શરૂઆત,
" " ૨૭ માની શરૂઆત,
" " ૬૫ માની શરૂઆત.
વીસ્પરદ કર્દી ૩ જાની શરૂઆત.
વીસ્પરદ મધે હોજશ્ને હા. ૫૬ માની શરૂઆત.

વંદીદાદની દરએક પરગરદની પછવાડે જે તેની પછી આવતા અવસ્તાની શરૂઆત ગણાએ.

વીસ્પરદનું બાજ ધરણું, હા ૪ થાની શરૂઆત, હા ૭ માની શરૂઆત, ૬/૮ માની શરૂઆત તથા સેવટ.

૫. "યસ્નેમૂચ" છતાં "ફ્રવરાને" વગરનાં અવસ્તાની ટીપ:

૧. તમામ બાજો.

૬. ફક્ટ "ફ્રવરાને"ના પેહલા ત્રણ ભાગવાલી બંદગીઓની ટીપ:

૧. ઇજશ્નેનો પેહલો હા પુરો થઇને બીજાની શરૂઆત.

૭. "ફ્રવરાને"ના છેહલા ભાગથી શરૂ થતી અને "યસ્નેમચ"થી આખર થતી બંદગીઓની ટીપ:

૧. ઇજશ્ને હા ૫૫.

૮. ફક્ટ "ફ્રવરાને"ના ત્રીજા ભાગની બંદગીની ટીપ:

વીસ્પરદના બાજધરણાને છેડે.

એ પ્રમાણે તમામ અવસ્તા તથા પાજંદ ભણતરોની ગોઠવણ છે. એ શરૂઆત તથા સમાપ્તનાં સાધારણ કરદાઓ (ફ્રવરાને તથા યસ્નેમૃચ) નજદીક આપણાં તમામ ભણતરને લાગુ પાડેલા છે, તે ઉપરથી એ કરદાઓ કેટલાં અગત્યનાં છે, તે જણાઇ આવે છે. એઓમાંથી આપણે આ જગે એ "ફ્રવરાને" દીબાચાની તપાસ લેવી છે.

"ફ્રવરાને"થી તે "વીદ્વાઓ પ્રઓતૂ" લગી એ દીબાચાના ચાર ભાગ છે.

૧. "ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુરટકએષો."

૨. [જે ગેહ હોય તે પઢે.]

૩. [જે મીનો અથવા મીનોઓને વિશે પઢવું હોય–તેનું નામ–પારિભાષિક રીતે (technically). એ ભાગને 'હમકારો' અથવા 'દાનુમન' કરી કહે છે.]

૪. "યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે" [કેટલીએક જગાએ "યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રૂતે"; કેટલીક જગાએ "યથા અહૂ વઇર્યો યો આતરે વક્ષો" "યો સ્રઓષ્ા વેરેનો," "યો ફ્રબેરેતારો," ઇત્યાદી] થી તે "વીદ્વાઓ પ્રઓતૂ" લગી.

**ભાગ ૧લો**—પેહલા ભાગમાં પઢનાર પોતે અહુરમજદને પૂજનાર, જરતોશ્તનો ચેલો, અને દેવોને નહિં માનનાર છે એવો એકરાર કરે છે.

આ જગોએ જરા આડા ફાટીને વંદીદાદની ૧૯ મી પરગરદના રજા

ફકરાની તપાસ લેઇએ કેમકે તે અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે એવી છે. એ ફકરામાં નીચે મુજબ અવસ્તા આવેલા છે:—

**"દએનાંમ્ માઝ્દયસ્નીમ્ ફ્રઑરૅનએત્"**

**અર્થ—તેણે (જરતોશ્તે) અહુરમજ્દને પૂજવાના ધર્મ ઉપર એકરાર કીધો.**

એ અવસ્તાની શરેહમાં પેહલવી તરજુમો કરનાર કહે છે કે **"આગષ્ ફ્રવરાને કનત્"** (એટલેકે તેણે **ફ્રવરાને** કીધી.) આ શરેહ કેટલેક દરજ્જે ખરી છે, તોપણ તદ્દન ખરી નથી. કેમકે '**ફ્રઑરૅનએત,**' એ શબ્દ 'નામ' ધાતુ પરથી બનેલો દેખાઇતો છે, અને જો તે કોઇબી શબ્દ ઉપરથી થયો હોય તો ઉપલા '**ફ્રવરાને**' શબ્દ ઉપરથીજ હોવો જોઇએ. એ રીતે કેટલીએક જગાએ અવસ્તામાં પારિભાષિક (technical) શબ્દો આવેલા છે, કે જેનો ફક્ટ ધાતુ **અર્થ** કરવાથી તેની મતલબ બરાબર સમજાતી નથી. જેમકે વ દીદાદ ૪) ફ૦ ૨૧–૨૨ ઇત્યાદી. પણ એ જગે '**ફ્રવરાને**' કીધી એવું કહેવાથી એમ નહિ સમજવું કે **"મઝ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર ટ્કએષો"** એટલા બધા શબ્દો અશો જરતોશ્ત બોલ્યા હોશે. કોઇબી જરતોશ્તીને જો પોતાનો કલમો પઢવો હોય તો તેમાં **"મઝ્દયસ્ન"** (અહુરમઝ્દ પરસ્ત), **"જરથુશ્ત્રિશ્"** (જરતોશ્તને પગલે ચાલનાર (ડ્ડ ડા પએરવ), **"વીદએવો"** (દેવોને નહિં માનનાર), અને **"અહુર ટ્કએષો"** (અહુરમજ્દનાં તરીકાવાલો) એવા શબ્દો જરૂર આવવા જોઇએ. કોઇબી જરતોશ્તીનું લક્ષણ આપવું હોય તો ઉપલા ચાર શબ્દો મુકી શકાય. પણ જ્યારે અશો જરતોશ્તને પોતાને એકરાર કરવો હતો ત્યારે તેમને એ ચારે શબ્દો બોલવાની જરૂર નહિં હતી, કેમકે તેઓ પોતે પોતાના પએરવ થઇ શકે નહિં. તેથી ઉપલા ફકરામાં ફક્ટ **"દએનાંમ્ માઝ્દયસ્નીમ્"** એટલાજ શબ્દો મુકેલા છે અને તેની સાથે **"ફ્રઑરૅનેઍત"** મુકેલો છે તેની મતલબ એ કે જેમ કોઇબી જરતોશ્તી તે કલામો પઢવામાં **"ફ્રવરાને"** પઢવી જોઇએ તેમ અશો જરતોશ્ત કાંઇએક તેજ મતલબનું બોલ્યા હતા.

**એ પ્રમાણે જોતાં "ફ્રવરાને"નો પેહલો ભાગ પઢવાથી ભણનાર પોતે કોણને માને છે અને કોણને નથી માનતો, અને તેને એક ધર્મી**

તરીકે ચાલવાનો તરીકો કીધો છે તે વિષેનો એકરાર કરીને આગળ જે બંદગી પોતે કરનાર છે તે સંબંધી પોતાની ગોયા ઓળખ આપે છે.

**ભાગ બીજો.**—બીજા ભાગમાં ભણનાર કેઇ વખતે ભણુવા માંગે છે તે વખત જણાવે છે. એ વખતની યાદ તદન ચોક્કસ (જેમકે ફલાનાં વરસનાં ફલાનાં મહીનાનાં ફલાના દાહાડાના ફલાના કલાક એવી રીતે) નથી પણ ફકટ દહાડાનાં ચોક્કસ વખતનુંજ નામ દીધામાં આવે છે. તે ઉપરથી ધારવાને બને છે કે યાતો જે વખતે ગેહ પઢવાનુ આપણાં લોકોમાં ચાલુ થયલું તે વખતમાં આપણાં લોકોમાં વખત સંબંધી બારીકે બારીક નોંધ રાખવાનો માહવેરો નહિં હશે, અથવા તો કાંઇ બીજું કારણ હોય. પણ એ ભાગમાં બે બાબદ ધ્યાન આપવા જોગ છે. એક તો એ કે દરએક ગેહમાં પહેલે તે ગેહનું નામ અને પછી એક બીજું નામ આવે છે, બીજું એ કે એ સઘલાં નામો ચોથી વીભકતીમાં આવે છે. એ દરએક ગેહ તથા તેની સાથનાં બોલો નીચે મુજબ છે:

| ગેહ | ગેહની સાથનાં બોલો |
|---|---|
| ઉષહીન | બૅરૅજ્ય અને ન્માન્ય |
| હાવનિ | સાવંગ્હી અને વીસ્ય |
| રપિથ્વીન | ફ્રાદત્-ફ્ષુ અને જંતુમ |
| ઉજયેઇરિન | ફ્રાદત્-વીર અને દખ્યુમ |
| અઇવિસ્રુથ્રેમ<br>અઇબિગય | ફ્રાદત્-વીસ્પાંમ્ હુજ્યાઇતિ<br>અને જરથુસ્ત્રોતેમ. |

આ દરએક ગેહની સાથેનાં બોલોને શબ્દોને પેહલ્વી તરજુમો કરનારાઓએ પોતપોતાની ગેહના "હમકાર" (સાથી) કરી શરેહમાં જણાવેલા છે અને એઓ દરએક એકેક "મીનો" (અણદીઠ ફરેસ્તો) છે અને દરએક ચોક્કસ કામ (જેવાં કે ગોરપંદોની વૃદ્ધી કરવી, ૪.) ઉપર મવકલ છે એવું કહ્યું છે. જોકે એ દરએક શબ્દોની લફ્જી માંએની પેહલવીવાલાઓનાં કેહવા મુજબ થઇ શકે છે તોપણ તે ઉપરથી કાંઇ સમજાતું નથી કે વખતનાં ચોક્કસ ભાગમાં† કરી બોલવું હોય તેની સાથે ફલાનાં

† જાણવું કે એ ગેહોનાં નામ ચોથી વિભક્તિમાં છે પણ તે ખરેખર સાતમી વિભક્તિમાં છે એવું હમો નીચે જણાવનાર છીએ.

ઓનોમાં કરી કહેવાની શું જરૂર? વાસ્તે અમારી નાકેસ સમજમાં એવું આવેછે કે જેઓને સાથી કરી ગણેલા છે તેઓ કાંઇ નહિં પણ દરએક ગેહનાં વિશેષણ છે તેઓને એક જાતની એબારતમાં તેઓનાં વિશેષોથી છુટાં પાડેલાં છે. એમ જોતાં એઓનાં અર્થો આ પ્રમાણે કરી શકાય:—

ઑર્જથ—જંદગી અથવા આરજુ અથવા સનગારને લગતો (કારણ કે ઉપહીનમાં સર્વે આદમીઓ આખા દિવસની ઉમેદમાં ઉઠે છે).

ન્માન્ય—ઘરને લગતો (કારણ કે એ વખતે આગલા ઇરાનીઓમાં ઘરધણી પોતાના અધિકાર પર બેસતો હશે).

સાવકહી—કમાઇને લગતો (એ વખતે આગલા ઇરાનીઓ ધંધે લાગતા હશે).

વીસ્ય—મોહલ્લાને લગતો (એ વખતે આગલા ઇરાનીઓ મોહલ્લાપતી પોતાના અધિકાર પર બેસતો હશે).

ફ્રાદત્-ફ્શુ—પશુઓને રાહત (ફરાખી) આપનાર (એ વખતે ઢોરોને આસાયશ આપતા હશે).

જંતુમ—ગામડાંને લગતો (એ વખતે આગલો ઇરાની ગામપતી પોતાનાં અધિકાર પર બેસતો હશે).

ફ્રાદત્-વીર—માણસોને રાહત (ફરાખી) આપનાર (એ વખતે માણસો કામપરથી છુટતા હશે).

દખ્યુમ—કસબા અથવા શહેરને લગતો (એ વખતે હાકેમ અથવા પાદશાહની કચેરી થતી હશે).

ફ્રાદત્-વીસ્પાંમ હુજયાઇતિ—તમામ સુખી જીંદગીને રાહત આપનાર (એ વખતે તમામ જીવજંતો આસાયશ લેતાં હશે).

જરથુશ્ત્રોતેમ—વડા ધર્મગુરૂને લગતો (એ વખતે ધર્મગુરૂનું કામ-શીખવા શીખવવાનું—શરૂ થતું હશે. એના ટેકામાં જુવો વં૦ ૧૮ ફ૦ ૬).

જો આ અર્થો અને મતલબ ખરી ઠડે તો એ ઉપરથી આપણાં કદીમ વડવાઓનો આખા દાહડાનો વખત શી રીતે ગુજરતો હતો તેનો

ચીતાર દેખાય છે. અલબતે બધાઓનો વખત એકજ રીતે ગુજરતો હતો અથવા એજ પ્રમાણે દરરોજ થતું હતું એમ કહી નહિં શકાય, તોપણ ઘણુંખરૂં એજ રીતે હશે. એમાંનો દરએક વખત બંધએસ્તો દેખાય છે—પેહલે સુતેલા ઉઠયા કે જરૂરનું કામ કરીને ઘરની આખા દહાડાની ગોઠવણ ઘરધણીએ કરવી તેથી ઉષહીનનો વખત તેના અંધી-કારને ઘણો બંધએસ્તો છે, પછી હાવન સર્વે કોઇ ધંધે લાગીને ખરીદ ફ્રરાખ્ત કરે. એ વખતે મોહલ્લાપતીની કચેરી ખુલે કે કાંઇ રસ્તા ઉપર બનાવ બને તો તુરત તેની પાસે ફરીયાદ જાય, તેથી વધારે હોય તો બપોરે ગામપતી પાસે તે મોકલી દીએ, અને તેથીબી વધારે હોય તો ઉજીરનમાં હાકમ અથવા પાદશાહની કચેરી વખતે તેની પાસે રજુ કર-વામાં આવે. પછી રાત્રે જયારે સર્વે કોઇ આશાયશ લીએ ત્યારે નવરે વખતે ધર્મગુરૂ પોતે શીખવા-શીખવવાનું કરે.† એ રીતે વખતની ગોઠવણ હશે એવું લાગેછે.

હવે આપણે ઉપર કહ્યું કે એ ગેહોનાં નામ સાતમી વિભક્તિમાં નહિં પણ ચોથી વિભક્તિમાં છે તે તપાસવાનું રહ્યું છે.

ઘડીભર પેહલવીવાલાનું કબુલ રાખ્યે કે દરેક ગેહનાં નામો છે તે તેની ઉપર મક્કુલવ કીધેલા ફરેસ્તાનાં નામ છે અને તેઓ ચોથી વિભક્તિમાં છે. તો એમ લેતાં "હાવનેએ......યસ્નાઇચ"નો અર્થ "હાવનને સારૂં યજશ્ને કરવાને" કરી થાય. હવે જુવો કે એમ થવાથી મતલબ કેટલી બધી ફેરવાઇ જાયછે, "હું કબુલ કરૂંછું......હાવનને સારૂં ઇજશને કર-વાને ફ્લાનાં મીનોની ઇજશ્ને કરવાને" એનો અર્થ એ રીતે થાય. એક ભણનારની મતલબ અમુક મીનોની ઇજશ્ને કરવાથી એટલી જ છે કે હાવનને સારૂં ઇજશ્ને કરે અથવા તેની મતલબ હાવનને સારૂં ઇજશ્ને કરવાથી એ છે કે અમુક મીનોની ઇજશ્ને કરે. પણ ખરેખર તો તેની મતલબ તે મીનોની જ ઇજશ્ને કરવાની છે કે જે હનગાંમે બંદગીમાં તે પઢવાનો છે જેનો ફાએદો પોતાને લેવો છે, નહિં કે તે કામ હાવન મીનોને સારૂં કરવું કે તે મીનો તેનો ફાયદો

† શીખનારાઓએ એ વખતે પાઠ લઈને તેને અજબર કેઈ વખતે કરવો તે વીશે ભા. ૪ ફ. ૪૫ માં આવેલું છે.

મેલવે. વાસ્તે એ રીતે જોતાં પેહલવી અર્થ બંધએસ્તો લાગતો નથી. બીજી રીત પ્રમાણે વળી તે દરોબસ્ત ઠરતો નથી, કેમકે આખી બંદગીમાં હાવન ફરેશ્તા વીશે કાંઈ આવતું નથી, તારે એ ચતુર્થીનો અર્થ બીજી કેઇ વિભક્તિમાં લઇએ? આ જગોએ મતલબ પ્રમાણે તો સાતમી લાગુ પડે છે. બીજું અવસ્તામાં બીજે ઠેકાણે વખતનાં નામો ચોથી વિભક્તિમાં સાતમીને અર્થે આવેલાં છે, જેમકે વ. ૧૮, ફ. ૧૮, ૨૦, ૨૨ માં 'પઓઇર્યાઇ થ્રિશ્વાઇ ક્ષફ્ને', 'બીતીઆઇ થ્રિશ્વાઇ ક્ષફ્ને', 'થ્રિત્યાઇ થ્રિશ્વાઇ ક્ષફ્ને' રાતનો પેહલો ત્રીજો ભાગ, બીજો ત્રીજો ભાગ, ત્રીજો ત્રીજો ભાગ ઇત્યાદી તેમજ વં. ૪ ફ. ૪૫ ઇ. એ રીતે આ 'ફ્રવરાને'માંની ગેહો જે ચોથી વિભક્તિમાં છે તેને સાતમીને અર્થે લઇએ તો મતલબ બરાબર આવે છે.

વંદીદાદ પઢતી વખતે એ જગે ગેહ પઢવામાં આવતી નથી પણ તેને બદલે નીચલા અવસ્તા પઢવામાં આવે છે.

"દાતાઇ હુધદાતાઇ વીદએવાઇ જરથુશ્ત્રેએ."

હવે આપણે જોયું કે 'ફ્રવરાને'માં આ જગા વખતની યાદ કરવાની છે ત્યારે આ અવસ્તામાં એક શબ્દ વખત બતાવનાર હોવો જોઇએ. પાંચે ગેહોમાં પેહલો શબ્દ ગેહનું નામ છે, અને બાકીનાં બે તેનાં વીશેષણ છે તેમજ આ ફકરામાં પેહલો બોલ 'દાત' વખતનું નામ અને બાકીનાં બોલો તેનાં વીશેષણ લેવાય. 'દાત' વખતનાં કોઇ ભાગનું નામ છે તે આપણને બે રીતે જણાય છે. પેહેલું પેહલવીમાં [illegible] નો અર્થ 'ઉમરે વડો' કરી છે (જુવો ), બીજું 'બામદાદ' શબ્દમાં 'બામ' એટલો ભાગ સહવારનું ઝઝકલું કરી છે અને બાકીનો ભાગ 'દાદ' હમો ઉપલા 'દાત' શબ્દ સાથે સરખાવીએ છીએ. આપણી પાસે વખતનાં ભાગોનાં જાણીતાં નામો ઉપરાંત વધારે બોલ ચાલુ થવા પછી કેટલાંએક નામો મલ્યાં છે જેવાં કે 'ઉજીર,' 'ફ્રુકાયમો દાદ' ઇત્યાદી; તેઓમાં આ એક 'દાત' (દાદ) બી ઉમેરાએ છે. એ 'દાત' (દાદ) કયાંથી કયાં સુધીનો વખતનો ભાગ છે તે નક્કી કરવાનું આવતા વખત ઉપર રાખીને હાલ એટલુંજ કહીએછ કે એ શબ્દ ગેહની જગાએ વપડાયલો છે, વાસ્તે એ વખતના એક ચોક્કસ ભાગનું નામ છે. એનાં વિશેષણો તપાસતાં ત્રણ શબ્દો છતાં એકજ વિશેષણ 'હુધદાત'

છે, પાછલા બે શબ્દો 'હધદાત' માહેલા 'દાત' શબ્દના વિશેષણો છે. એ રીતે એક સમાસ શબ્દમાંના એક ભાગનાં વિશેષણો છુટાં આવી શકે છે કે જેના દાખલા સંસ્કૃતમાં આવેલા છે.

એ રીતે જોતાં એ ઉપલા અવસ્તાનાં ફકરાનો અર્થ નીચે મુજબ કરાય છે.

"દાત (એ નામનાં વખતનાં ભાગ) માં, કે જે દૈવથી જુદા જરતોસ્તી કાયદા (જરતોસ્તી વંદીદાદ) વાલો છે તેમાં."

એમ જો ઠરે તો 'દાત' એ નામનો વખતનો ભાગ વંદીદાદ પઢવાને વાસ્તે ખાસ ઠરાવેલો હતો એવું અનુમાન કરી શકાય છે. આજેબી ચોક્કસ દીવસો જેવાં કે આવાં રોજ, અનેરાંન રોજ, વિગેરે દીવસો પર વંદીદાદ નથી ભણુતા. બીજું આજેબી વંદીદાદ જે ગેહમાં શરૂ કીધેલો તે ગેહ આખર થવા છતાં તેનું કામ અપરમાણુ ગણાતું નથી અને તે પઢવાનું છેક હાવન ગેહમાંબી ચાલુ રહે છે. ત્રીજું વંદીદાદનું મોટું કદ જોતાં તે એકથી વધારે ગેહો સુધી ચાલુ રહે એવો છે, તેથી સાધારણ ગેહો કરતાં એક મોટો વખતનો ભાગ 'દાત' નામનો તે ભણવા સારૂં જ ખાસ ઠરાવ્યો હોય.

આ 'ફ્રવરાને'નાં બીજા ભાગની તપાસ પુરી કરવા આગમજ જણાવવું જોઇએ કે તમામ અવસ્તા તપાસી જોતાં એ પાંચે ગેહો તથા 'દાતાઇ હધ દાતાઇ' ચોથી વીભકિતમાં અથવા બીજી વીભકિતમાં વાપડેલા મલે છે (જુઓ હજરને ૧,૨,૩,૪, ૫,૬,૭, ઇત્યાદી). એઓને જ્યારે ચોથી વીભકિતમાં હોય ત્યારે ઉપર વંદીદાદની ૧૮ મી પરગરદનાં અવસ્તા પ્રમાણે દેખાડેઆ મુજબ સાતમીને અર્થે લેવા, અને જ્યારે બીજી વીભકિતમાં હોય ત્યારે વંદીદાદ ૧૮ ફ. ૨૩ મામાં આવેલા "ધ્રિજરેમએમ રતૂમ' પ્રમાણે તેબી સાતમીને અર્થે લેવા.

*પણ હવે સવાલ ઉઠેચ કે એવી અધુરી રીતે ધર્મનો રોજ, માહ અને ગેહ (સને વગર) પઢવાનું આપણામાં ચાલુ રહ્યું તેનો સબબ શું હશે? એ સવાલનો જવાબ હમારી નાકેશ સમજ મુજબ આપવાની તજવીજ કર્યે છીએ.

* જુવો પાનું ૯૨, લીટી નવમી.

આપણામાં વખતની ગણત્રી કુદરતી કાયદા પ્રમાણે કીધી છે અને તેમ કરવામાં જ્યાં લગી કુદરતે મદદ કીધી ત્યાં લગી તેનો ઉપયોગ કીધો છે. પણ જ્યાં કુદરતથી મદદ મલી નથી, ત્યાં તે વાતને (જો કે એ બીજી કાંઈ ગોઠવણથી બંધ બેસાડી શકાતે તોપણ) જેમની તેમ રેહવાં દીધી છે. જેમકે ધર્મનું વરસ આખું કુદરતની ચાલને આધારે છે. ગેહો, ગહંમ્બારો, ગાથાના પાંચ દાહડા, મહીનાના ત્રીસ દાહડા (જોકે આફતાબની દરએક બુરૂજની ચાલને ઓછા વધતા મલતા છે) વગેરે સઘળું કુદરતની ચાલ અને આફતાબનાં (ખરેખર તો પૃથ્વીના) ફરવા ઉપરથી ઉપજાવીને મુકરર કીધું છે. હવે જે સને મુકરર કરવાનું રહ્યું તે કરવામાં કુદરત કાંઇ મદદ આપતી નથી. તે તો કોઇ બનાવની યાદગારીમાં માણસે કરવું જોઇએ. આપણાં લોકોએ તેવા કોઇ દુન્યાઇ બનાવને ઉપલી કુદરતની ગણત્રી સાથે ભેલ્યો નથી, તેનું કારણ એ કે કોઇ ચોક્કસ મેષ સંક્રાંતીને દહાડે કોઇ ચોક્કસ બનાવ બન્યો નહિ હોય, જો કોઇ ચોક્કસ મેષ સંક્રાંતને દાહાડેથી કોઇ ચોક્કસ સને ચાલુ કીધો હતે, તો તે આજ સુધી ચાલ્યો આવ્યો હતે, પણ તેમ કાંઇ છે નહિ, અથવા તો તેઓએ આસમાની ચાલનાં વરસનો સનેબી આસમાન સાથેજ તાલુકો રાખતો જાણ્યો હોય અને તેટલા માટે એવું ધાર્યું હોય કે જો આફતાબી ચાલ પ્રમાણે ધર્મનું વરસ ગણ્યે તો પછી આફતાબ કયા વખતથી મેષનાં બુરૂજમાંથી ચાલુ થયો તે દહાડેથી ધર્મના તારીખનો સને ચાલુ થવો જોઇએ. પણ તે દુન્યાની શરૂઆતનો દાહડો આપણાં ધર્મના મત પ્રમાણે (જમાનો બેકેનારે હોવાથી) ખુદા સીવાય કોઇને ખબર નથી વાસ્તે સને પઢવાનું મોકુફ રાખ્યું હોય. જો એજ ખરૂં કારણ હોય તો પછી ધર્મનું વરસ મેષ સંક્રાંતીથી શરૂ થવું જોઇએ.

## ધર્મનો રોજ, માહ, ગેહ છે અને સને નહીં કાંય ?

આપણાં બધાં ભણતરો શું અવસ્તા કે શું પાજંદ તે આપણે ભણીએચ તેઓમાં આપણે જ્યારે વખતની નોંધ લઇએ છીએ ત્યારે રોજ, માહ અને ગેહે પઢીએચ પણ વરસ પઢતા નથી. જોકે આપણે આજનાં વખતમાં જે રોજ, માંહ પઢીએચ તે યજદેજરદી સાલનાં છે, અને જોકે એ યજદેજરદી સાલ આપણી પાસે વગર શકે ચોક્કસ છે, તે છતાં આપણે રોજ, માહ અને ગેહની સાથે એ યજદેજરદી વરસ

પઢતા નથી તેનું કારણ શું ? લગનનો ગાંઠ વાલતી વખતે પઢાતા આશીરવાદ કે જે પાજંદ છે તેમાં જ ફકત રોજ, માહની સાથે યજદેજરદી સને પઢીએ છીએ. જો એક લેખ ઉપર અથવા હરેક કાંઇ બીજી બાબદમાં રોજ, માહ અને ગેહ વગીક જણાવી હોય પણ વરસ જણાવેલું નહિં હોય તો શું તુરત આપણે પુછતા નથી કે એ રોજ, માહ, ખરો, પણ તે કયા વરસનો ? દર વરસે એ રોજ, માહ અને ગેહ આવે છે તે મધેથી કયા વરસનાં એ રોજ, માહ ગણીએ ? એમ છે, તોપણ આ વાત ખરી છે કે આપણે આજે વરસ વગર રોજ, માહ અને ગેહની નોંધ આપણાં ભણતરમાં લઇએ છીએ, અને તે જોકે પાદશાહી સને આપણી પાસે હોવા છતાં અને તેજ પાદશાહી વરસનો રોજ, માહ અને ગેહ પઢવા છતાં આપણે એ સને પઢતા નથી એનું કારણ શું ? એનો મનમાનતો ખુલાસો કરવો કઠણ છે, તો પણ આપણે એનો ખુલાસો મેલવવાની તજવીજ કરીશું.

જ્યારે આપણ જરતોશ્તીઓ ધર્મના ભણતરોમાં રોજ, માહ અને ગેહ પઢવા છતાં સને પઢતા નથી ત્યારે એ ઉપર વિચાર કરતાં એવી જ તર્ક બાંધવાને બને છે કે યાતો આપણાં લોકો પાસે એકમતી સર્વેએ કબુલ રાખેલો કોઇ ચોક્કસ સને નથી તેથી તે ભણતા નથી, યા તો તેવો સને છતાં, તેને પઢવાનો હુકમ નથી કે યાતો આપણી હાલની રોજ, માહ ભણવાની રીતી ખામીભરેલી છે. એ ત્રણ સિવાય બીજી કોઇ તર્ક આપણને સુઝતી નથી. એ ત્રણે અટકલોની આપણે તપાસ કર્યે.

પેહલી તર્ક એવી છે કે આપણી પાસે કોઇ ચોક્કસ સને નથી. પણ એ તર્ક ખોટી છે, કેમકે જે રોજ, માહ અને ગેહ આપણ ભણયે છીએ તેનોજ સને યજદેજરદી આપણી પાસે ચોક્કસ છે. તેમાં કાંઇ ફેરફાર નથી કે જુદા જુદા ધણીઓ તેને વિષે વધારે ઓછાં વરસ બોલતા નથી. તે ઉપરથી કાંઇ એમ સાબેત થતું નથી કે આપણી પાસે આજે રોજ, માહ છતાં સને નથી.

બીજી તર્ક એવી છે કે સને છતાં તેને પઢવાનો હુકમ નથી. એ બી બેહુદુ લાગે છે. કારણકે એક ભણનારને એટલો બધો ચોક્કસ હુકમ આપ્યો કે ફલાના મહીના ને ફલાના દાહડે કરી ચોકસાઇ સાથે બોલવું,

એટલુંજ નહિં પણ તે દાહડાની ફ્લાની ગેહમાં તે વટીક ચોકસાઇથી બોલવું, પણ એ સઘળું કીયા વરસમાં તે મુતલક નહિ બોલવું કે જેની ઉપર ઉપલી બધી ચોકસાઇનો આધાર છે, તે છતાં, તો પછી એ કાંઇ થોડો બેહુંદો હુકમ નહિં હોય. બીજું આશીરવાદ કે જે અવસ્તા કરતાં ફકટ એક ઉતરતી જાતની દોઆ છે તેમાં રોજ, માહની સાથે સને પઢવા અને ધર્મની ક્રિયાઓ કે જેમાં ખુબ ચોકસાઇની જરૂર છે તેમાં તે નહિં પઢવા દેવો, એ દેખાઇતું ઉલટું છે. વાસ્તે એવો મનાઇભરેલો હુકમ હોય તેમ બી લાગતું નથી.

ત્યારે હવે ત્રીજી કલ્પના પર આવ્યે. એ કલ્પના એ છે કે આપણી હાલની રોજ, માહ ભણવાની રીતી ખામીભરેલી છે. એ કલ્પના ખરી ત્યારે ઠરે કે આપણાં ભણતરનાં રોજ, માહ આફ્તાબી વરસના નહિં હોય તો. હમો કહીએછ કે તે ખામીભરેલી નથી. પણ આપણે સને પઢતા નથી તેનો સબબ હમારી નાકેશ અકલમાં જુદો આવેચ કે જે હમો નીચે જણાવવાની તજવીજ કર્યેછ.

પેહલે આપણે જોયું કે ધર્મના દાહડા અને મહીના કેઇ ચાલ ઉપર છે. જેઓએ જરતોશ્તી અભ્યાસનાં ચોપાણીઆમાં "જરતોશ્તીઓની વખતની વેંહચણી" એવાં મથાલાં હેઠલની બાબદ વાંચી હશે (અને જેઓએ નહિં વાંચી હોય તેઓને તે વાંચવાની હમો ભલામણ કર્યે છીએ) તેઓને માલમ પડયું હશે કે તેમાં શેઠ ખુ. રૂ. કામાજીએ ગહમ્બારના દાહડાઓની ગણત્રી ઉપરથી દેખાડી આપ્યું છે કે આપણું ધર્મનું વરસ આફ્તાબી છે. જ્યારે વરસ આફ્તાબી ચાલ સાથ તાલુકો રાખે છે ત્યારે જો ધર્મનાં વરસનો કોઇ ચોક્કસ સને હોય, (અને તે ગમે તે બનાવની યાદગારીમાં ચાલુ કીધો હોય, તોપણ) તેની શરૂઆત એવા એક દાહડાથી થવી જોઇએ કે જે દહાડે આફ્તાબ મેષના બુરૂજમાં દાખેલ થયો હોય. પણ આપણી પાસે જોકે ધર્મની લગતી વખતની ગણત્રીમાં રોજ, માહ, અને ગહમ્બારો આફ્તાબી ચાલનાં વરસનાં સાબેત થાય છે, તોપણ તે વરસોની ગુજરેલી સંખ્યાની નોંધ રાખનાર સને નથી. તે ઉપરથી જણાય છે કે કોઇ વખતે મેષના બુરૂજમાં આફ્તાબ આવ્યો હોય તે વખતથી કોઇ સને ચાલુ કીધેલો જણાય છે, અને જો ધાર્યે કે કોઇ સને હતો તે છતાં તે નહિં વાપડયો તો તે

ઉપલી બીજી કલ્પનામાં કહેલી બેહુદગી લાગુ પડે છે. ધારો કે સને વપડાતો હતો પણ પાછળથી વપડાતો બંધ પડયો તો તેનું કારણ શું ? તેબી સત્તાભરેલી રીતે જણાતું નથી. ત્યારે અંતે એજ ઠરેચ કે રોજ માહ આફ્તાબી છતાં કોઇ સને ધર્મનાં ભણતરમાં નહિંજ હતો.

**ભાગ ત્રીજો**:—ત્રીજા ભાગમાં જે મીનોની આરાધના કરવી છે તેનું નામ જણાવવામાં આવે છે. એ ઠેકાણે ભણનાર કહે છે કે ફલાના મીનોની આરાધના હું શરૂ કરૂં છું.

**ભાગ ચોથો**:—ચોથા ભાગમાં '**યથા અહૂ વઇર્યો જઓતા**'થી '**વીદ્વાઓ ફ્રઓતૂ**'ના અર્થ પેહલવીવાલો નીચે મુજબ આપે છે. એ અર્થ વલાયામાં આપેલી ઇબારત પેહલવીવાલાએ કીધેલી શરેહની જાણવી.

"ઓ જોતી ! તું મને કહે 'જેમ અહૂ-ઇચ્છા' (એટલે કે જેમ અહુરમજ્દની ઇચ્છા)."

"'એ પ્રમાણે રદીથી (એ પ્રમાણે દસ્તૂરીથી) અષોઇ (સવાબનાં કામ) થી કરીને કોઇબી' (એટલે કે તમામ સવાબના કામો એ પ્રમાણે દસ્તૂરીથી કરવાં કે જેમ અહુરમજ્દને ઘટે).—એ પ્રમાણે અશોઓને હું ખબરદારીથી કહું છું."

હવે એ અર્થને અસલ અવસ્તા સાથે સરખાવીને જોતાં તે તદન બરાબર લાગતા નથી. પણ પેહલવીને રેહવા દેઇને ફકત અવસ્તા ઉપરથીજ જો અર્થ કર્યેછ તો કાંઇબી અર્થ થઇ શકતો નથી. તે એમકે એ કકડો જેમ છે તેમજ જો પઢનારનાં મોહડામાં મુકીએ તો તેથી ઉપર જે તે બોલી ગયો અને હવે પછી જે કાંઇ બોલનાર છે તેની સાથે કશો સંબંધ રેહતો નથી. ત્યારે એવું વગર સંબંધનું બોલવું બહાલ રાખવું તે કરતાં પેહલવી-વાલાના કેહવા મુજબનો થોડોએક 'ટેક્ષ્ટ' બહાલ રાખવો વધારે દરૂસ્ત લાગે છે અને ખચીત કેટલી એક જગાએ પેહલવીવાલાઓનાં કેહવા મુજબનો 'ટેક્ષ્ટ' લાગુ પડતો જણાયલો છે; કેમકે પેહલવીવાલાની મતલબને મલતો 'ટેક્ષ્ટ' લેવામાં આટલી તો સલામતી છે કે જે 'ટેક્ષ્ટ' ઉપરથી પેહલવીમાં તર્જુમો થયલો છે તે 'ટેક્ષ્ટ' બેશક એ પેહલવીવાલાઓનાં કેહવા મુજબજ હશે. એ રીતે, પેહલવીને આધારે અસલ 'ટેક્ષ્ટ'માં '**ફ્રા મે ભ્રૂતે**' છે તેને બદલે પેહલવીને મલતો '**ફ્રા મે ભ્રૂઇધિ**' લેવાય,

અને એમ હોવાનો સંભવ લાગે છે, કેમકે અવસ્તામાં ઘણી વખતે જુદી જુદી નકુલોમાં 'ધ' અને 'થ' અથવા 'ત' એક બીજા સાથે બદલ થયલા છે, અને સ્વરો તો કાંઇબી સંભાલ વગર લખેલા મલે છે તે સર્વે અભ્યાસીઓને રોશન છે. જો એ રીતે કીધું હોય તો એ ચોથા ભાગનો અર્થ નીચે મુજબ થાય :

**"યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂઇધિ"**

**"યથા અહૂ વઇર્યો"**—તું જોતી તરીકે મને કહે.

(એટલે કે તું જો જોતી થવા માંગેછે અને ઉપલી કહેલી આરાધના કરવા માંગેછે તો હું જે તુંને એક સાંકેતીક વાકય '**યથા અહૂ વઇર્યો**' કરી અધુરૂં કહું છું તેનો બાકીનો ભાગ કહીને તે પૂરૂં કરી આપ).

**"અથા રતૂષ્ અષાત્ ચીત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ".**

ખબરદાર અષો મરદ બોલે કે **"અથા રતૂષ્ અષાત્ ચીત્ હચા."**

(એટલે કે '**અથા રતૂષ્ અષાત્ ચીત્ હચા**' કરીને તું જે પુછેછે તેનો ઉત્તર ખબરદાર અને અશો હોશે તે આપશે. વાસ્તે મેં તુને એ ઉત્તર આપ્યો, હવેથી હું ધારેલી આરાધના કરવાને લાયક છું એમ કહીને તે શરૂ કરે છે).

જાણવું કે જ્યારે કોઇ આરાધનાંમાં એકથી વધારે શખ્સો સામેલ હોય છે ત્યારે આ '**ફ્રવરાને**'નાં ચોથા ભાગમાં તેઓ નીચે મુજબ એક બીજાને પુછે છે અને જવાબ દીયે છે.

જોતી (મૂખ્ય પઢનાર)— **"યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે".**

**'યથા અહૂ વઇર્યો'** તું જોતી તરીકે મને કહે.

(એટલે કે જો તું આ આરાધના કરવા માંગતો હોય તો આ સાંકેતીક વાકયને પૂરી આપ).

રાથવી (મૂખ્ય પઢનારનો સાથી)— **"યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રૂતે".**

**'યથા અહૂ વઇર્યો'** તું કે જે જોતી છે તે મને કહે.

(એટલે કે હું પઢવા માંગતો નથી. વાસ્તે તું કે જે જોતી છે તે મને આ સાંકેતીક વાકય પૂરી આપ).

જોતી-'**અથા રતૂષ્**' ઇ. કહીને વાકય પૂરે છે.

વીસ્પરદ તથા વંદીદાદમાં જયાંસુધી "**હાવનાનેમ આસ્તાય**" ઇ. આવે ત્યાંસુધી ઉપર મુજબ 'જોતા' અને 'રાસ્પી' જ પઢે છે. પણ પછીથી જયારે આતરવક્ષી નક્કી થયો ત્યારથી સેવટ સુધી રાથવીને '**યો આતરેવક્ષો, યો ફ્રબેરેતારો, યો સ્રઓષાવરેજો**' ઇ. રીતે દરએક ઘટતા મેહેલપર બોલાવામાં આવે છે.

એ રીતે જોતાં '**ફ્રવરાને**'નાં કરદાનાં આ ચોથા ભાગમાં **યથા અહૂ વઇર્યોની** પ્રસીધ કવિતાના એક મીસરા ઉપરથી ભેદભરેલી રીતે આરાધના કરનાર તે આરાધનાને લાયક છે કે નહિ અથવા કોણ તે આરાધના કરવા માંગેછે તેની ખાત્રી લેવામાં આવતી હોય એવું લાગેછે. જયારે પઢનાર એખલો હોય છે ત્યારે પોતેજ પોતાને સારૂં એ (formula) સાંકેતીક વાકય વાપડે છે. એટલો દીબાચો થયા પછી આરાધના શરૂ થાય છે. કેટલેક ઠેકાણે ઉપર જણાવ્યા પ્રમાણે ફક્ત એ ભાગજ (ત્રીજો અને ચોથો) વપડાય છે તે ઠેકાણે કોણની આરાધના કરવાની છે તે અને આરાધના કરનારો દીક્ષા લીધેલો (initiated) છે કે નહિં અથવા દીક્ષીત થયલાઓમાંથી કોણ તે આરાધના કરવા ચાહેછે તે જ જાણવામાં આવે છે. કેટલીક વખતે ફકટ છેલ્લો ભાગ વાપડીને આરાધના કરનારનીજ પરીક્ષા લેવામાં આવે છે.

બીજું, એવું જણાયછે કે ઓલખ લેવાને સારૂં સાંકેતીક વાકય તરીકે **યથા અહૂ વઇર્યોની** પેહેલી લાઇન વાપડવામાં આવે છે તે ઉપરથી એવું લાગેછે કે જેમ હીંદુઓમાં બ્રાહ્મણને જાણવાની રીત તેને ગાયત્રી મંત્ર ભણાવી જોવાથી હતી (કેમકે બ્રાહ્મણો સીવાય કોઇને તે મંત્ર શીખવતા હતા નહિં), તો એ એક ઘણુંજ ગુહ્ય મંત્ર ગણાતું હશે.

આ '**ફ્રવરાને**'નો કરદો જો કે સઘળા જરતોસ્તીઓને જાણીતો **છે તે** છતાં અભ્યાસીઓને તેની **સમજણ** મુશ્કેલ છે તેની તપાસ ઉપર મુજબ પૂરી કીધા પછી એક વાર આપણે કીધેલા અર્થને આજસુધી થતા આવેલા અર્થોનાં મુકાબલામાં મુકીને અને જે આપણે જોઇ ગયા તેની ટુંકમાં નોંધ લઇને આ બાબદ ખતમ કરીશું.

**અવસ્તા: 'ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર ત્કએષો.**

**હાવનેએ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, સાવઙ્હેએ વીસ્યાઇચ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

(એજ પ્રમાણે જે ગેહ હોય તે).

**અહુરહે મજ્દાઓ રએવતો ખ્વરેનઙ્ઉહતો, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

(એજ પ્રમાણે જેની આરાધના કરવી હોય તે)

**યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે. અથા રતુશ અષાત્ચીત્ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ.**

ચાલતા આવેલા અર્થો.

બુજોરગીથી પદું (યાને બુરાંવોને દરમેઆંન જાહેર કરૂં કે માણુસોએ શું કામ કરવાં અને કીઆં કામો નહીં કરવાં તે ખોદાઇ હોકમ એ દીનમાં જાહેર છે). માજદીઅસની જરતોસ્તી (દીન) ને, જે તેથી દેવ જુદો છે, હોરમજદનો હુકમ (એ દીનમાં છે).

હાવન (હાવન ગેહે ૧ લી ખામદાદથી બપોરનાં ૧૨ કલાક સુધી છે. એ નામનાં એક મીનો ફરેસ્તાને તાલુકે એ ગેહે છે). અશો અશોઇએ કરી બુજરગ છે, તેની ઇજશને કરૂં, નીઆએશ કરૂં, ખુશહાલ કરૂં, અને મશહુર કરૂં અને સાવંઘ તથા વીસબી (સાવંઘ તથા વીસ નામનાં બેઉ મીનો ફરેસ્તાને તાલુકે એ ગેહે છે) અશો

હમે કાઢેલા અર્થો.

હું એક અહુરમજ્દ પરસ્ત, જરતોશ્તનો પએરવ, દેવોને નહિં માનનાર, અને અહુરમજ્દી તરીકાવાલો (હોવાનો) એકરાર કરૂં છું,—

ખરા, અને ખરાપણાનાં, વખત હાવનમાં—ઇજશને કરવાને સારૂં, નીઆએશ કરવાને સારૂં, ખુશનુદી કરવાને સારૂં અને વખાણ કરવાને સારૂં-(જે હાવનનો વખત) કમાઇ ધંધો કરવાને લગતો, તથા મોહલ્લાપતીની કચેરી થવાને લગતો (છે તે વખતમાં)-ઇજશને કરવાને સારૂં, નીઆએશ કરવાને સારૂં, ખુશનુદી કરવાને સારૂં † (કોણુની ઇજશને ઇ૦?)

અશોઇએ કરી બુજરગ છે તેનાની ઇજશને કરૂં, નીઆએશ કરૂં, ખુશહાલ કરૂં અને મશહુર કરૂં.†

હોરમજદ સફાઇ ભરેલો અને નુરમંદ છે તેને ખુશહાલ કરવાને વાસ્તે ઇજશને કરૂં અને નીઆએશ કરૂં અને રાજી રાખું અને મશહુર કરૂં. ‡

જે મીસાલે અહુરમજદની ખાહેશ છે તેમ, એ જોતી! તું મને બુલંદીથી કેહે (જોતી દીનનાં હોકમનો ફરમાવનાર કે તમામ સવાબનાં કામમાં એહવી તરેહથી હોકમ આપવો જોઇએ જે દાદાર હોરમજદ પસંદ કરે. જોતી તે જે ઇજશને ગાહમાં બેસી બરસમ પકડી ઇજશને વંદીદાદ પઢે છે, આફરગાંન માંડે છે, દરૂન ઇજે છે તે. આપણે જેની સેતાએશ કરીએ છે તેજ આપરો જોતી છે) એ રવેશે જે કાંઇ સવાબનાં હુકમ તેની અશો લોકોની નજદીક એ રવેશે ખબર કહુંચ (કે તમામ સવાબનાં કામમાં એક બી તરેહથી હોકમ આપવો જોઇએ જે દાદાર હોરમજદ પસંદ કરે.)

નુરમંદ અને ખોરેહમંદ અહુરમજદની ખુશનુદીએ કરી ઇજશને કરવાને સારૂં, નીઆએશ કરવાને સારૂં, ખુશનુદી કરવાને સારૂં અને વખાણ કરવાને સારૂં ‡.

તું મુખ્ય આરાધના કરનાર (હોય તો) 'યથા અહૂ વઇર્યો' (એ સાંકેતીક વાકયનો બાકીનો ભાગ) મને કેહે. (જવાબ) 'અથા રતુષ્ અષાત્ ચીત્ હચા' (એ પ્રમાણે) વાકેફગાર અશો મરદનેજ બોલવાની છુટ છે (મતલબ કે હું વાકેફગાર છું અને તેથી કરીને ધારેલું ભણવાને લાયક છું.)

---

† એજ પ્રમાણે બીજી ગેહોનુંબી સમજવું.

‡ એજ પ્રમાણે બીજા મીનોઓનુંબી સમજવું.

## 'ફ્રવશને'ના દીબાચાની મતલબ મુખતેસરમાં.

પહેલે એક, બે અથવા વધારે શખ્સો જેને એક ચોક્કસ અવસ્તા પઢવા છે, તેઓ પોતે ખરા જરથોશ્તી છે એવું દેખાડે છે. ત્યાર પછી તે અવસ્તા કેઇ વખતે પઢયા છે તે કહે છે. ત્યાર પછી તે અવસ્તા કયા મીનોની બાબદનાં છે તે કહે છે. અહીયાં આવ્યા પછી જે એક શખ્સ તે આરાધના પઢવા માંગે છે, તે તેને લાયક છે કે નહિ અથવા બધા લાયક છતાં કયો શખ્સ મુખ્ય પઢનારનો ઓહ્દો બજાવા માંગે છે તે વિષે એક સાંકેતીક વાકય પુછવામાં આવે છે તેનો જવાબ જે શખ્સ મૂખ્ય પઢનાર થવાનો હોય તે આપે છે અને તેથી કરીને બીજાઓ ફકત મૂખ્ય પઢનારના સોબતી તરીકે રહે છે અને પેલો શખ્ય તે કામ શરૂ કરે છે. એ પ્રમાણે તો જે જે અવસ્તા પઢવામાં એકથી વધારે શખ્સો હોય છે તેઓની બાબદમાં થાય છે, પણ જે વખતે એકલો એક શખ્સ જ ભણનાર હોય છે ત્યારે તે ઉપલી જગાએ આવીને પોતેજ ગોયા પોતાને પુછે છે અને જવાબ દેઇને શરૂ કરે છે.

વંદીદાદ, વીસ્પરદ વગેરે મુખ્ય આરાધક પોતાનાં સાથીને આતરવક્ષ; સરોશાવરેજી ૪૦ અધીકારમાં એજ સાંકેતીક વાકયથી પુછે છે તેનો જવાબ તે એજ પ્રમાણે પાછો વાલે છે.



## ક્રવશને પર NOTE.

હીરોદોતશ કહે છે કે કોઇપી આરાધના મગુશની હાજરી વગર થઇ શકતી હતી નહિં તે ખરૂં છે, કેમકે કોઇપી યશ્ત વગેરેનાં ભણુતરનો જે મુખ્ય ભાગ તે ભણુવાનું મગુશોએ પોતાનેજ માટેજ ખાસ હક અથવા અધિકાર તરીકે સાચવી રાખેલું હતું. જેમ હીંદુઓમાં શ્રાદ્ધ સરાવતી વખતે યજમાન જેહોતા (ઝઓતા) થાય છે તેને ચોક્કસ બોલો બોલાવીને બેસાડી રાખે છે તથા ક્રિયા તેને હાથે કરાવે છે પણ ભણુતર બ્રાહ્મણ ભણે છે તેમ બેહદીન અથવા હરએક આરાધના કરવા ઇચ્છનારને ઝઓત તરીકે બેસાડીને ક્રવશનેમાં તેની નપ્રઅત બોલવા પછી મુખ્ય ભાગ ..... રાથ્વી પઢતો હતો. પછી યસ્નેમૂથમાં પાછો ઝઓત બોલીને પુરૂં કરતો. જેમકે ઝઓત રાથ્વીને તેની હજુરમાં કહે છેઃ—

'હું ચાહું છું કે ફલાનો યજદ હયાં પોંહોંચો! હું તેની હાજરીને લાયક થવા તું ધર્મગુરૂની હજુરમાં તમામ ગુનાહો કબુલ કરીને પસ્તાવો confession કરૂં છું. પછી અશોઇ જ સઉથી ઉત્તમ ન્યામત છે એમ એક, બે અને ત્રીજી વાર ખાત્રીથી માનીને જાહેર બોલું છું.

હવે હું જે મજદયસ્ન ઇ૦ તે ચાહું છું. આ ફલાના વખતમાં ફલાના યજદની યજશન [મીજબાનીની મીજલસ] (અથવા વણુ–ઇ૦ ચારમાંનું જે હોય તે એકનું નામ લેવું) કરૂં.

એમ કહીને 'યથા અહૂ વઇર્યો' એટલે "જેમ અહુરની ઇચ્છા છે" ...ઇ૦ "ઝઓત" બોલવા જાય છે. અર્થાત્ પેલા મગુસને કહેવા જાય છે કે અહુરને પસંદ પડે તેમ (acceptable થાય તેમ) તું પઢવાનું શરૂ કર.

ત્યારે "તેમજ" રાથ્વી (રતુ) એ [એ સવાબનું કામ કરશ] "કારણુ કે 'અષ'=કારે કેરફેની એજ શરત છે" (એ રીતે) "વીદવાન" (.....) "અશવને" (મોબેદ) 'બોલવું'.

પછી જ્યારે તેણે પ્રતિજ્ઞા આપી તો તેનીથી જ તે કામ થવું જોઇએ એમ કુદરતી રીતે અનુમાન થાય છે તેથી બાકીનો યશ્ત વગેરેનો

મુખ્ય ભાગ તેજ (રતુ) ભણે છે (૨) જેમાં કવિતા વગેરેનું મોહડે રાખીને ભણવાનું તે અથોરનાન ભણે એમજ સંભવે છે બેહદીનો (યજમાનો laymen) ને તે અધિકાર કુદરતી રીતે નહિં હોય.

પછી "તાઓસ્ચા યજમઇદે" લગી આવી રહે ત્યારે યજમાન (ઝઓત) એ યથા અહૂ વઇર્યો–યસ્નેમચ, અશાઇ રએસ્ચ, ૪૦ પઢીને પુરૂં કરે.

*cf.* હીંદુ શ્રાદ્ધ, ગણુપતિ વિષે (સાસુ વહુની લડાઇ નામની ચોપડીમાં) અને વેલાતી રોજામાં ચોખી ઓરત વાત કહેચ અને ઘર ધણીયાની હુકારો પુરેચ તે, સમાહ પુરાણુની કથા, ૪૦

[કદાચ દરેક કરદામાં એકકી બાબદ રતુ (રાથ્વી) બોલી રહેવા પછી તેની અસર થવાથી યજમાન 'અહે રય બરેનંઘહુચ' પઢતો હશે 'તાઓસ્ચા યઝમઇદે' સુધી].

હીરોદોતશના કહેવા મુજબ અસલમાં એજ રીતે હશે પછી પાઝંદ જમાનામાં એ વિસરાઇ જવાથી અથવા કોઇ બીજા સબબથી એ હીરોદોતશે જણાવેલી રીતની કુરબાનીનો ચાલ નીકલી જવાથી ફકટ મોહડે યસ્તો ભણવાનું રહ્યું હશે.

Conclusion:—આજે બેહદીનો યશ્તો ભણે છે તેમાં એક તો ક્રિયાની વસ્તુઓ હાજર હોતી નથી, બીજું તો તેઓ અધિકારવાલું, અથવા નહિં અધિકારવાલું બધું ભણે છે, જે ગેરવાજબી છે.

પણ યજશ્નેમાં આજે તો જોતી, આખું ભણે છે અને રાથ્વી થોડું ભણે છે તેનું કેમ ?



# સુર્યની ચાલ અને ફસલના વખતસર આવવા ઉપર વરસની ગણત્રી રાખી હિની ક્રિયાકામો કરવાના કારણો.

——:o:——

મહુંમ એ. બરજોરજી એરચજી બજાં.

## આગલો ઇતીહાસ.

આપણા જરથોસ્તીઓ હાલમાં દર ૩૦ દિવસના ૧૨) મહીના ગણી તે પછીના પાંચ ગાથાના દીવસો ઉમેરી ૩૬૫ દિવસનું વરસ ગણીએ છીએ. ઇરાનથી હાદેસાના મારેલા હિંદુસ્તાનમાં આવ્યા પછી લગભગ એક હજાર વરસ સુધી તમામ જરથોસ્તીઓ તે પ્રમાણે ચાલ્યા હતા, તેવામાં ઇ. સ. ૧૭૨૧ માં એટલે આજથી ૨૦૫ વરસની વાત ઉપર જામાસ્પ નામે ઇરાંની મોબેદ ઇરાંનથી સુરત આવ્યો, તેણે ઇરાન અને હિંદુસ્તાનના જરથોસ્તીઓ વચ્ચે એક મહીનાનો તફાવત જોયો. પણ તે વેળા સુરતમાં ચાલતી સ્વાનના પગ વાલવાની તથા પદાંની અને વગર પદાંનીની ઝનુની તકરાર જોઇ પોતે વધુ ચુનોચરા કીધી નહી. છતાં તે વખતથી લોકોના દીલમાં એ ફરક વિશે વસવસો ઉત્પન્ન થયો. એણે (જામાસ્પે) સુરતવાલા દસ્તુર દારાબ કુમાના અને નવસારીવાળા દસ્તુર જામાસ્પઆશાને ઝંદ પેહેલવીની કેળવણી આપી હતી તથા એજ વરસની આખેરીએ પાછો ઇરાંન ગયો હતો.

જામાસ્પ ઇરાંનીના સમજાવ્યાથી યજદજર્દી ૧૦૯૧ થી સુરતમાં શેઠ માણેકજી એદલજી, અરમાનીના દલાલ, કદીમ રોજ માહ ભણવા લાગ્યા. ઇ. સ. ૧૭૩૬ માં જમશેદ નામનો એક બેહદીન ઇરાંનથી સુરત આવ્યો. તેણે આ એક માસના ફરક વિષે સુરત અને મુંબઇમાં થોડા જાણીતા અથોરનાનો અને બેહદીનોને સમજાવીને પોતાની ગણત્રી તેઓના મગજમાં ઠેસવી.

જેથી યજદજર્દી ૧૧૧૪, તા૦ ૬ થી જુન ૧૭૪૫ માં થોડાક જરથોશ્તીઓએ પોતાનો અસલ રોજ માહ ફેરવ્યો અને મજકુર સાલના રોજ ૨૯ માહ ૯ થી કદમી રોજ માહ ભણવા લાગ્યા. મજકુર જમશેદ ઇરાંનીને દસ્તુર કાઉસ ફરદુનજી મુનજ્જમનો ટેકો હતો. અને એવણ કદમીઓના પેહલવેહલા દસ્તુર પણ નેમાયા હતા. એ પ્રમાણે હિંદુસ્તાનના જરથોશ્તીઓ પેહેલવેહલા સુરતમાં કદમી અને શેહનશાહી એ પંથમાં વેંહચાઇ ગયા. શેહનશાહી પંથના વડા મનચેરજી ખરશેદજી શેઠ તથા કદમી પંથના વડા ધનજીશાહ મનજીશાહ હતા.

ઇ. સ. ૧૭૬૮ માં ભરૂચમાં કબીસાના સંબંધમાં ઉઠેલા ઝગડામાં ત્યાંના નવાબે એવું ઠેરવ્યું કે સુરત નવસારીની પંચાયત જેમ કહે તેમ કરવું. પંચાયતે ઠેરવ્યું કે જેમ અસલથી ચાલતા આવ્યા છીએ તેજ રોજ માહ ભણવા. આથી બન્ને પક્ષો વચ્ચે ઝગડો પુશ્કળ વધ્યો હતો.

ઇ. સ. ૧૭૮૨ માં ભરૂચમાં કબીસાની મારામારી એટલે સુધી વધી ગઇ કે એ ઝનુનમાં કેટલાએકો માર્યા ગયા હતા. બંદીખાના અને દંડની સજાઓ કેટલાકોએ ભોગવી હતી. એ અઇયામમાં હોમાજી જમશેદજી નામે એક બેહદીન ઉપર કોઇ હમેલદાર સ્ત્રીનું ખુન કરવાનો આરોપ મુકાયો તેની મુંબઇમાં તપાસ ચાલી અને મજકુર હોમાજીને ફાંસીની સજા થઈ. પોતાના ધર્મની તરીકત અને રીતભાત જાળવી રાખવાને ખાતર એવણ ફાંસી ગયા હતા એવું ધારીને આજસુધી એવણની શેહનશાહીઓ બાજ કરે છે.

## મુંબઇમાં કદમી ટોલાનો પાયો કોણે નાખ્યો ?

ઈ. સ. ૧૭૮૦ માં સુરતના કદમીઓના વડા ધનજીશાહ મનજીશાહે મુંબઇ આવી કદમી ટોલાનો પાયો નાખ્યો હતો. એ પછી ઇ. સ. ૧૭૮૩ રોજ ૧૭ માહ ૧ કદમી યજદેજર્દી ૧૧૫૩ ને દીને મુંબઇમાં કદમીઓ માટે એક આતશબેહરાંમ સ્થાપ્યા હતા. દસ્તુર મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલની દેખરેખ હેઠળ આ આતશબેહરાંમ પરથાયા હતા.

લગભગ ૫૦ વરસની શાંતી પછી ઈ. સ. ૧૮૨૬ માં ભરૂચવાલા દસ્તુર અસ્પંદીઆરજી કામદીનજીએ જરથોશ્તીઓમાં કબીસો જાયજ છે એવું પુરવાર કરનારી "કદીમ તારીખ પારસીઓની કસર" નામની ચોપડી

સુરતમાં પ્રગટ કરી અને તે ચોપડી મુંબઇમાં આવ્યા પછી પાછી એ બાબતની તકરાર શરૂ થઇ. આ ચોપડીની તકરારોનો રદીઓ દસ્તુર મુલ્લાં ફીરોઝે "મુંબઇ સમાચાર" માં આપ્યો તેના જવાબો શેહનશાહીઓ તરફથી દસ્તુર ફરદુનજી દારાબજી જામાસ્પઆશાના, દસ્તુર એદલજી દારાબજી સંજાણા તથા એર્વદ ડોસાભાઇ સોરાબજી મુનશી–એઓએ "અખબારે કબીસે" નામે બીજું પત્ર ઉભું કરી તેમાં જવાબો આપ્યા. બન્ને બાજુઓ તરફથી "બોમ્બે કુરીઅર" અને "બોમ્બે ગેઝટ" જેવાં ઇંગ્રેજી પત્રોમાં શેહનશાહીઓ તરફથી શેઠ કેખશરૂ સોરાબજી રેડીમની અને કદમીઓ તરફથી શેઠ સોરાબજી પેસ્તનજી પાટકે લખાણો કર્યાં. એ પછી બન્ને પક્ષોએ રીતસર તકરાર કરવા લાયક ગ્રહસ્થોની કમિટી નેમી. તેઓએ મોગલ વેપારી અને આલમાઓની મદદ લીધી. શેહનશાહીઓએ હાજી હાસમ નામના મોગલ વેપારીની અને કદમીઓએ આગા મહમદ શુસ્તરી વેપારીની મદદ લીધી.

ઇ. સ. ૧૮૨૭ ની આખેરીએ એ તકરાર વર્તમાન પત્રોમાં ચાલતી બંધ પડી. તોપણ બન્ને તરફથી ચોપડી ચોપાન્યા અસંખ્ય નીકળ્યાં. શેહનશાહીઓ તરફથી ઇ. સ. ૧૮૨૭ માં હાજી હાસમે કબીસો સાબેત કરવા "સવાહે દોલ નફીસે ફીઅસબા તોલ કબીસે" નામની ચોપડી પ્રગટ કરી અને તેનો ડોસાભાઇ મુનશીએ ગુજરાતીમાં તરજુમો કીધો અને છપાવ્યો. એનો જવાબ મુલ્લાં ફીરોઝે ફારસીમાં એજ વરસમાં "અદલે કવીએ" નામની ચોપડી મારફતે આપ્યો અને તેનો મોબેદ ફરદુનજી મરઝબાને ગુજરાતીમાં તરજુમો કીધો, હાજી હાસમે એના વલતા જવાબમાં "દફેઉલ હજલ" નામની કેતાબ રચી જેનો પણ ઇ. સ. ૧૮૩૬ માં ગુજરાતી તરજુમો કરાવ્યો. એ ઉપરાંત શેહનશાહીઓ તરફથી દસ્તુર એદલજી દારાબજી સંજાનાએ કબીસો સાબેત કરવા "ખોરેહ વહીજક" નામની કેતાબ ઇ. સ. ૧૮૨૮ માં રચી જેનો જવાબ દસ્તુર મુલ્લાં ફીરોઝે "અવી-ઝેહ દીન" નામે ચોપડીમાં આપ્યો.

વળી ઇ. સ. ૧૮૨૮ માં દસ્તુર મુલ્લાં ફીરોઝે તારીખની ગણત્રી સાથની "રેસાલે એસ્તે સહાદત" નામની ચોપડી છપાવી ત્યારે શેહનશાહી-ઓએ ઇ. સ. ૧૮૩૩ માં કબીસાની તરફેનમાં ઇસફાનથી આવેલા મેહે-જરો ગુજરાતી તરજુમાં સાથે છપાવ્યાં. અને દરેક બાજુને એજ બાબતની તકરારનાં સાહીત્ય ઉપર ૪૦ હઝારનો ખર્ચ થયો હતો. તકરાર

આ તબક્કે બંધ પડી. અને એ રીતે કદમીઓનો એક ઘણોજ નાનો ટોલો શેહનશાહીઓથી જુદો પડયો.

## મર્હુમ શેઠ ખ. રૂ. કામા અને બીજાઓની જેહમત.

હવે કેટલાએક શેહનશાહી ટોલાના વિદ્વાન ધર્મ અભ્યાસીઓ જેઓમાં શેઠ ખરશેદજી રૂ. કામા કદમી છતાં દીનમાં કબીસો કરવાનું ફરમાન છે તથા ગાહમ્બારના અર્થ ઉપરથી તેના જશનો રૂતુઓ સાથે સંબંધ રાખે છે, એવું સાબેત કરવા અભ્યાસથી ભરપુર લખાણો કરવા લાગ્યા. મરહુમ શેઠો દાદાભાઇ નવરોજી, નવરોજી ફરદુનજી અને સોરાબજી શા. બંગાલી અને બીજા કેળવાયલા શેઠોનો એવણને મજબુત ટેકો હતો. આશરે ૬ દાહેકા ઉપર એ સાહેબો આફતાબની ચાલ પ્રમાણે વરસની ગણત્રી કરી જમશેદી નવરોજથી પોતાનું નવું સાલ ગણવા લોકોને સમજાવવા લખાણો અને ભાષાણો કરતા રહ્યા હતા. "જરથોશ્તી અભ્યાસ" નામના શેઠ ખ. રૂ. કામાએ ૧૮૬૬ થી પ્રગટ કીધેલાં ચોપાન્યાઓમાં ગાહમ્બારની રચના અને રોજ માહની શુદ્ધ ગણત્રી વિષે કાબેલીઅત ભરેલાં લખાણો કીધાં હતાં.

## મરહુમ અરદેશર સો. દસ્તુર કામદીનના વિચારો.

એજ અરસામાં કામાજીની તકરારો વિરૂદ્ધ મરહુમ શેઠ અરદેશર સો. દસ્તુર કામદીને જામે જમશેદમાં લખાણો કરવા માંડયાં હતાં. મી. કામદીનની મુખ્ય તકરાર એ હતી કે જો ગાહમ્બારો ફસલના જશનો છે અને રપિથ્વનની ક્રિયા ગરમીની મોસમમાંજ થવી જોઇએ અને તેમ નહી કરીએ તો ક્રિયાકામ રદ થાય છે એવું યેકીન જરથોશ્તીઓમાં ફેલાય તો દક્ષીન ગોલાર્ધમાં વસનારા જરથોસ્તીઓને ઉતરગોલાર્ધમાં રેહનારાઓથી ઉલટીજ ગણત્રી કરવાની ફરજ પડે. તેવણ સાહેબે પોતાના ચોપાન્યામાં જણાવ્યું છે કે:—

> "આફતાબી વરસ ૩૬૫ા દીવસનું છે એવું આપણે જાણયે છીએ છતાં ૩૬૫ દહાડાનુંજ કર્યા કરીએ છીએ, એ આપણને હાલના એલમ હુન્નરના જમાનામાં જેબ આપવા જોગ નથી, બલકે આપણે ખોટે રસ્તે ચાલયે છીએ એવો એકરાર કરવાની આપણને ફરજ

પડે છે અને તેથી જુદીનો આગળ આપણને ખેઆલતલાગે છે." માટે તેનો ઉપાય થઇ શકતો હોય તે કરવો."

(જુઓ મજકુર શેઠનું ચોપાન્યું નામે "પારઓસીનું નવું તથા કસરતું વરસ"પાનું ૧૦; ઇ. સ. ૧૮૮૨ માં પ્રગટ થયેલું.)

ઉપલું આ મરહુમ શેઠનું લખાણ આપણને સાફ સુચવે છે કે જમશેદી નવરોજથી આપણું સાલ શરૂ થયલું જોવાને એવણ સાહેબ જરૂરનું ધારતા હતા. ૧૨૦ વરસે એક મહીનો વધારવાનું કામ આજના આપણાં રાજપાત વગરના જમાનામાં ઘણું મુશ્કેલ કેમ છે તે વિષે ખુલાશો કરીને એવણ સાહેબ સેવટે જણાવે છે કે

"જમશેદી નવરોજને દીવસે આખી દુન્યામાં રહેતાં સર્વ જરથોશ્તીઓએ પોતાનું વરસ તા૦ ૨૧ મી માર્ચે ગણવાનું શરૂ કરવું અને ગાહમ્બારોને રૂતુઓના જશનો નહી પણ પેદાયશોના જશનો જેમ ગાહમ્બારની આફ્રીનમાં છે તેમ એતેકાદથી માનવા દેવું. રૂતુઓ હોય ત્યારેજ ગાહમ્બાર કરવા એવો વિચાર ભુલ ભરેલો થાય છે."

શેઠ અ. સો. દ. કામદીને શેઠ કામાજીના વિચાર વિરૂધ જે લખાણો કીધાં હતાં તે ઘણાંજ સભ્યતા ભરેલાં અને કામાજીનું માન સચવાય એવી ઢપનાં હતાં. તારી મારી, તોછડાઇ અને આપ ખુદીથી સદનતર નીરાલાં હતાં. એવીજ રીતે પોતાના વિચારોથી વિરૂદ્ધ લખનારાઓની સામે જવાબ આપતાં જે લખાણ કરવામાં આવતાં રહે તો તેને સમજુ અને ભણેલાઓ આવકાર આપતા રહે. પણ હું કોણ અને તું કોણ, હું ખરો અને તું ખોટો—બસ અમે લખીએ તેજ પ્રમાણે તમોએ ચાલવું નહીતો ખાનાખરાબી અને દીન દુબાઇ જશે. આવાં લખાણોથી સમજુઓમાં કચવાત પેદા થાય છે, અને તેવા લખનારાઓની વાજબી દલીલો ઉપર પણ ધ્યાન અપાતું નથી.

## ફસલી પંચાંગ બનાવનારી કમિટી.

હવે આપણે આગલ ચાલ્યે, કામાજી અને કામદીનજી વચ્ચેની તકરારના લખાણોથી લોકોના મોટા જથાનું ધ્યાંન રોજ મહાની ગણત્રી નક્કી કરવાના વિચારો તરફ ખેંચાયું. રાસ્ત ગોફતાર અને જામે જમશેદમાં

ઘણાં લખાણો અવાર નવાર થતાં રહયાં. મરહુમ શેઠ કેખસરૂ ન૦ કાબરાજીએ એ માટે ઘણી ઉલટ પકડી. "રાસ્ત ગોફતાર"ની આગેવાની હેઠલ આ તકરારને નીયમસર હાથ ધરી પુરતી શોધખોલ કરી શુદ્ધ રોજ માહની ગણત્રીનું નવું પંચાંગ બનાવવા માટે ઇ. સ. ૧૮૯૫ માં એક મંડળી ઉભી કરવામાં આવી જેનું નામ "જરથોશ્તીઓનું વર્ષ સુરજની ચાલના કુદરતી વર્ષ સાથે મેલવીને શુદ્ધ રોજ માહની ગણત્રીથી એક નવું પારસી પંચાંગ બનાવવા માટે ઠરાવેલી કમિટી" આપવામાં આવ્યું. આ મંડલીની ૧૦૦ બેઠકો ફોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી હાઇ સ્કુલમાં મલી અને તેની દરેક બેઠકની મીનીટ "રાસ્ત ગોફતાર" પત્રમાં નિયમીત છપાઇ. એ બેઠકો દરમ્યાન પુરતી જોસ્તેજો તથા તકરારો કરી ૧૦૦ મી બેઠકમાં કરેલા ૧૧) માં ઠરાવ મુજબ સઘળી જોસ્તેજોનો એક સંક્ષેપ રીપોર્ટ ઘડી કહાડવા નીચલા ગ્રહસ્થોની એક સબ કમિટી નેમી:-

શેઠ ખ. રૂ. કામા,
એર્વદ શેહેરીઆરજી દા. ભરૂચા,
એ. તેમુરસ દીનશાહ અંકલેસરીઆ,
મી. મેહરજીભાઇ નો. કુકા,
અને મી. બેહરાંમગોર તે. અંકલેસરીઆ.

આ સબ કમિટીએ લીધેલી મેહનતમા છેલ્લા બે ગ્રહસ્થોનો મોટો હીસ્સો હતો. અને તેનો રીપોર્ટ મી૦ કુકાએ એકલે હાથે સઘળી દલીલોનો પુરતો તોલ કરી ઘડી કહાડયો હતો, જે તા. ૨૭ મી અકટોબર ૧૯૦૨ ને દીને છપાવી કમિટીના સભાસદો માટે પ્રગટ કરવામાં આવ્યો હતો. અને તેમાં સુધારા વધારા કરવા માટે તે ઉપર ફરીથી તકરારો ૧૦૧ મી બેઠકથી શરૂ થઇ હતી. મજકુર રીપોર્ટ બીજી ૧૦ બેઠકોમાં સુધારા વધારા સાથ વાંચીને ઇ. સ. ૧૯૦૪ માં બહાલ રાખવામાં આવ્યો હતો.

કમિટીની મીનીટ બુક અને બીજા દસ્તાવેજો મુલ્લાં ફીરોઝ કેતાબખાનામાં રેફરન્સ તરીકે રાખવાનો ઠરાવ થયો હતો. ઉપલી કમિટીના સરનશીન તરીકે મરહુમ શમસુલ-ઓલમાં દસ્તુર હોશંગજી જામાસ્પજી હતા. એ રીતે ઉપલા વિદ્વાન દસ્તુર, એર્વદો અને અભ્યાસીઓએ એ બાબત ઉપર નઝદીક એક દાહેકા સુધી મેહનત લઇ જમશેદી નવરોઝથી નવું વરસ શરૂ કરવાની ભલામણ કીધી હતી.

મરહુમ કામાજી દએ મહીનાને પેહેલો ગણવા દલીલ કરતા હતા પણ બીજા અભ્યાસીઓ તેની વીરૂદ્ધ થઇ ફરવરદીનનેજ પેહેલો ગણવા વાજબી રીતે તકરાર કરતા હતા. ડાકટર માણેકજી બમનજી દાવરે એ અરસામાં એક ચોપાન્યું નામે "જરથોશ્તી પંચાંગનો પેહેલો મહીનો કયો" પ્રગટ કર્યું હતું તેમાં એવણે ઘણીએક દલીલોથી ફરવરદીન મહીનો પેહેલો સાબેત કીધો હતો.

## ફસલી સાલ મંડળ.

"જરથોશ્તી ફસલી સાલ મંડળ" એવે નામનું એક મંડળ શેઠ ખ. રૂ. કામા અને બીજાં કેલવાયલા એવર્દો તથા બેહદીન સાહેબોએ તા૦ ૨૧ મી માર્ચ ૧૯૦૬ ને દીને સ્થાપ્યું હતું. ફસલ પ્રમાણે તેઓ ગાહમ્બારો અને બીજાં જશનો ભેગો મેળાવડો કરી કરતા રહ્યા હતા. ત્યારબાદ તેને વ્યેહવારૂ રૂપ આપવા માટે શેઠ મેહરવાનજી મનચેરજી કામાની આગેવાની હેઠલ ઘણાએક જરાથોશ્તીઓ સાથે જોડાઇને એક જુદો પંથ ઉભો કર્યો અને અફ્રગાન બાજ ઉપરાંત ઇજશને વંદીદાદનું પાવમેહેલનું કામ કરવા પગારદાર મોબેદો રોકયા તથા પોતાના દસ્તુર તરીકે એક ભણેલા અભ્યાસી એવર્દ ખરશેદજી એરચજી પાવરીને તેના દસ્તુર નેમ્યા. આ અખતરો ફતેહમંદ નીવડયો નહી. દસ્તુરજીએ રાજીનામું આપ્યું અને હાલ આ સંસ્થા નાણાની તંગી અને બીજાં અનેક કારણોને લીધે રીબતી હાલતમાં હજી હૈયાત છે. શેઠ મેહરવાનજી કામાજી પોતે કદમી હોવા છતાં ફસલી તરફ યેકીન રાખી આ સંસ્થાને ટેકાવવા ઘણું મથણ કરી રહ્યા છે, પણ એવણને દસ્તુરો, એવર્દો અને અભ્યાસીઓ તેમજ લોકોના મોટા જથા તરફથી મદદ અને ઉત્તેજન જેવું જોઇએ તેવું મલતું નથી. તેનું કારણ મને એ લાગે છે કે રોજ માહ ફેરવવા માટે જે દિની ક્રિયા, મોબેદોને નવાં બરશનુમો, નવા આલાતો વગેરે બનાવવા સાથે ક્રિયાઓની ઘટતી તરતીબથી કામ કરવામાં નહી આવવાથી લોકોને યેકીન બેઠું નથી.

મજકુર ફસલી મંડળનું ક્રિયા કામ શરૂ થયા પછી ૧૯૨૪ માં કદમી દસ્તુરજી દીનશાજી મા. ગરડાએ જાહેર ન્યુસપેપરોમાં તેની વીરૂદ્ધ લખાણો કીધાં અને ૧૯૨૪ ના સાલમાં ચોપાન્યું નામે "ફસલી

સાલનો ફેસલો" કહાડીને લોકોને રોજમાહ ફેરવવાના ગેરફાયદા, તેનું તકલીદીપણું, દિની ક્રિયાને પુગતો ધોકો અને "ફસલી સાલ એ ખ્રીસ્તી રોમન કેથોલીક પોપ ગ્રેગરીનો સુધારો છે." તેનેથી પરહેજ રહેવાને જરથોશ્તી દિનદારોને સખત તાકીદ કીધી છે. એરવણ સાહેબ તો કહે છે કે ૪ વરસે એક દીવસ વધારવો તો શું પણ ૧૨૦ વરસે એક મહીનો વધારવાનો પણ ઠેરાવ કરવો નામુનાસેબ છે વગેરે. મરહુમ શેઠ નવરોજી મ. મોબેદજીએ પણ ફસલી સાલની વીરૂદ્ધ એક ચોપાન્યું કહાડયું હતું, અને તેમાં ગાહમ્બારો, રપિથ્વન વગેરેના ધર્મ અભ્યાસીઓએ કીધેલા અર્થ ભરોસા વગરના જણાવ્યા હતા. આય આમન સામન જુમએસ અને ઝગડાઓ ચાલુ હોવાથી કોણને ખરો અને કોણને ખોટો માનવો તે વિષે દિનદારો શકમદ થયાં હતા.

## હાલના ઇરાનના શાહ રેઝાશાહ પહેલવી અને મુસલમાન રૈયતનો ઠરાવ.

ઉપર લખ્યા મુજબ દામાદોલ થયલા હિંદુસ્તાનના જરથોશ્તીઓને ચાલુ વરસમાં આપણાં વહાલાં ઇરાન વતનમાં થયલા નવા ફેરફારો નવો રાજ અમલ અને નવા શાહનામદાર રેજાશાહ પેહલવી રાજ આશાન ઉપર બીરાજતાંજ મોહમદી રોજ માહ પડતા મેલી પોતાના અસલી ન્યાગાન જમશેદ અને નોશેરવાનની રીત મુજબ જમશેદી નવરોઝથી પોતાનું નવું વરસ શરૂ કીધું એટલુંજ નહી પણ મહીનાઓને પારસી નામો આપ્યાં તથા ફરવરદીનને પહેલો મહીનો ઠેરવવા પોતાની તમામ રૈયતને હુકમ કીધો અને તે મુજબ ગયા જમશેદી નોરોઝથી તેનો અમલ પણ થયો છે. આ ખુશ ખબર જેવી હિંદુસ્તાનમાં મલી કે અત્રેના જરથોસ્તીઓ શું શેહનશાહી કે કદમી તેમજ ઇરાની જરથોશ્તીઓમાં ઉત્સાહ ફેલાયો, તેઓએ પોતાના અસલ વતન ઇરાનના શાહને પારસીઓ તરફ પ્યાર બતાવતા, પારસીઓને પોતાના ભાઇઓ ગણી ઇરાનમાં બોલાવતા, એટલુંજ નહી પણ પારસીઓના મહીનાઓ એખત્યાર કરી તેને અમલમાં મેલતા જોયા ત્યારે તેઓએ પણ જમશેદી નવરોજથી પોતાનું વરસ શા માટે નહી ગણવું તે માટે સવાલો ઉભા કીધા. શેઠ દીનશાહ ઇરાની, સોલીસીટરે કેલવાયલા દસ્તુરો અને અભ્યાસીઓ ઉપર પત્રો લખી જમશેદી નવરોઝથી નવું વરસ શરૂ કરવું રવા છે કે કેમ તે

માટે પુછાવ્યું. જેના જવાબો કકડે કકડે જામે જમશેદ અને બીજા પારસી વર્તમાન પત્રોમાં પ્રગટ થાય છે. આપણે તે ઉપરથી જોઇએ છીએ કે અભ્યાસી સાહેબો મોટે ભાગે એકમતીથી કહે છે કે જમશેદી નવરોજથી આપણું નવું વરસ શરૂ થાય તે ઇચ્છવા જોગ છે અને તે માટે ધર્મની કશી બાધ નથી પણ ઉલટું ધર્મનું તે ફરમાન છે.

## દસ્તુર મીનોચેહર કએખુસરો અને મી. મેહરજીભાઇ માદન.

એક ગમથી મી. દીનશાહ ઇરાની, સોલીસીટરની ઉપર મુજબ ચલવલ ચાલી રહી છે ત્યારે બીજી ગમથી દસ્તુર મીનોચેહર કેખસરૂ જામાસ્પઆશાના અને એર્વદ મેહરજીભાઇ પાલનજી માદને પણ એ બાબત ઉપાડી લઇ જામે જમશેદમાં લખાણો કરી એ સવાલ હાલમાં ચરવાતોજ રાખ્યો છે. જામે જમશેદના અધીપતિ સાહેબ કદમી હોવા છતાં ગઇ તા. ૧૦–૮–૨૬ માં કદમી નવાં વરસને દીવસે એ કોમને મુબારકબાદી આપતાં દુઆ ચાહી છે કે "રોજ માહની ગણત્રીમાં થતી આવેલી ભુલ સુધારવા માટે જે સુચના કોમ સમક્ષ હાલમાં મેલાઇ છે તે બાબે સઘળા જરથોસ્તીઓ ડહાપણ દુરઅંદેશીથી વિચાર કરીને એવો ઘટતો ફેરફાર કરે કે જેથી બન્ને ટોળા પાછા એકત્ર થાય." અભ્યાસીઓની કમિટી નેમવા તથા એ બાબતનો વિચાર કરી રીપોર્ટ કરવા પારસી પંચાયતના માનવંત અકાબરો જોગો એક પત્ર લખી તેઓ ઉપર મોકલવા હાલ એક અરજી ઘડાઇ છે અને તેની ઉપર કોમના મોટા ભાગે પોતાની સહી કીધેલી જણાય છે. એ બાબે એર્વદ મેહેરજીભાઇ માદન ઉલટથી કોશેશ કરી રહેલા છે. આપણે ઇચ્છીશું કે એવણની એ કોશેશનું ફતેહમંદ પરીણામ નીપજે.

## પારસી ફેદરલ કાઉનસીલે પુછાવેલો સવાલ.

મુંબઇમાં ઉભી થયલી "પારસી ફેદરલ કાઉન્સીલ" નામે એક મોભાવાળી સંસ્થા સ્થાપવામાં આવી છે જેમાં મુંબઇના સઘળાં મંડલોના પ્રતીનિધિઓ સામેલ છે, તે કાઉન્સીલ તરફથી ગયા માસમાં એક પત્ર લખી મુંબઇની અને બાહારગામોની અંજુમનને પુછાવ્યું છે કે દિની સાલ ૨૧ મી માર્ચ યાને જમશેદી નવરોઝથી શરૂ કરવું વાજબી છે કે? આ સવાલ "અથોરનાન મંડલ." "જશન કમિટી" વગેરે બીજાં ધાર્મિક

મંડળોને પણ પુછાવ્યો છે, તેજ પ્રમાણે આપણી દાદરની અનજુમનનો અભીપ્રાય પણ માગવામાં આવ્યો છે.

## જમશેદી નવરોઝથી આપણું વરસ શા માટે શરૂ કરવું જોઇએ.

હવે આપણે જોઈએ કે "જમશેદી નવરોઝ"થી આપણું દિની સાલ શા માટે શરૂ કરવું જોઇએ. કારણ કે હઝારો વરસની વાત ઉપર આપણા પેશદાદીઆન પાદશાહ જમશેદે ઇરાન સર જમીનમાં પોતે સુધારા વધારા અને શોધખોલ કરીને તે સ્થાપ્યું હતું. શાહનામા અને બીજાં પહેલવી ફારસી પુસ્તકોમાં તેની શાહદત મલે છે. જમશેદે સ્થાપેલાં આ જશનને તેની પછી કયાંની અને સાસાની પાદશાહો દર વરસે ઉજવતા હતા અને આજની ઘડી સુધી ઇરાનના પાદશાહો જોકે તેઓ અરબના જુલમથી મુસલમાન થઇ ગયલા છતાં ઘણી હોંસથી પાલે છે. ઇરાનમાં વસ્તી જરથોસ્તી કોમ તેમજ હિંદુસ્તાનમાં વસ્તા પારસીઓ પણ તે આજ સુધી પાલતા આવ્યા છે. જમશેદ પાદશાહે એ જશન વસંત રૂતુની શરૂઆતમાં અને જે દીવસે રાત અને દીવસ સરખો થાય તે દીવસે યાને કુલ ખુદરતની ખુશાલીના દીવસે કરવાનું જરૂરનું ધાર્યું હતું. જમશેદી નવરોઝ બહારની મોસમની શરૂઆતથીજ તે અસલના જમાનાથી આજ સુધી થતો આવેલો છે એજ તેની મુસ્તકીમ શાહદત છે.

## રૂતુ અને ફસલનો ખુલાસો.

હવે આપણને અવસ્તાના કેટલાંએક લખાણો ઉપરથી એવા સાર મલે છે કે આપણું વરસ ફસલી છે. ફસલ فصل નો અર્થ મોસમ હન્ગામ, રૂઝગાર, ઝમાન, ગાહ વગેરે થાય છે. અને તેનો અર્થ એક સરખી રીતે વખત ફારસી 'વક્ત્' થાય છે. ફસલ યાને મોસમ અથવા રૂતુ આખા વરસમાં એક સરખી રીતે આવ્યા કરે છે અને તે પૃથ્વી સુરજની આસપાસ ૧૨ માસમાં ફરતી રહે છે તેને લીધે છે એવું વિદ્વાનોએ નક્કી કીધું છે.

ફસલ અથવા મોસમ માટેનો અવસ્તા શબ્દ "રતુ" 𐬭𐬀𐬙𐬎 છે. રતુને મલતો સંસ્કૃત શબ્દ ऋतु છે. વખતસરની બંદગી માટે "રતુ ફરીતી" શબ્દ છે. ઇજશને તથા વીસ્પરદના અવસ્તામાં વખતસરની બંદગી કરવાની જરૂરીઆત દર્શાવનારા ફકરાઓ મલે છે. ગાહમ્બારના

આફ્રીન્ગાનમાં "મયજ્દો રતુફ્રીતીશ" એટલે વખતસરની બંદગી કરવાની મયઝદ યાને જશનો તાંકનાસર કરવાનો ઇસારો મલે છે. ગાથાની ક્ષનુમ-નમાં "ગાથાઓ રતુક્ષથ્રઑ" એટલે "વખત ઉપર પાદશાહી ભોગવનાર ગાથા" ને આપણે યાદ કરીએ છીએ. "રતુ" શબ્દનો બીજો અર્થ ફારસી 'રદ' ઉપરથી સાચો માણસ, સચાઇ ઉપર ચાલનાર અથવા સરદાર પણ થાય છે. વીસ્પરદ જે આપણાં ક્રિયા સાથના ભણતર બંદગીનું નામ છે તે અવસ્તાના 'વીસ્પ' અને 'રતુ' એટલે કે તમામ રતુઓ તે ઉપરથી રતુઓની આરાધના કરવાનું ભણતર તે "વીસ્પરદ" અથવા બીજી રીતે તમામ સરદારોની આરાધના કરવાનું ભણતર પણ થાય છે. ગાહમ્બાર અને બીજા હીંગામોને લગતી વાત આવે ત્યાં એનો અર્થ રતુજ કરવામાં આવેલો છે, દાખલા તરીકે "હાવનીમ આ રતુમ" એટલે હાવનનો વખત અને "અહુરેમ્ મઝ્દાંમ અષવનેમ્ અષહે રતુમ" યાને અશોઇનો સરદાર અશો અહુરમજદ.

## ગાહમ્બાર.

વીસ્પરદના પેહેલા અને બીજા કરદામાં વરસમાં આવતા છ ગાહ-મ્બારોને નામ બનામ યાદ કરવામાં આવ્યા છે. ઇજશનેના ૧ લા અને બીજા હામાં જયારે આ ગાહમ્બારોને તેઓના ફકત નામ સાથેજ આરાધ્યા છે ત્યારે વીસ્પરદમાં આ ગાહમ્બારો કયા હીંગામ ઉપર પડે છે, તે પણ તેના વિષેશણો સાથે જણાવ્યું છે. દાખલા તરીકે પેહેલા હામાં ફક્ત "મેદીઓજરેમ જે અશોઇનો હિંગામ છે તેને હું મીજલસમાં આદરમાન આપું છે." એમ આવે છે ત્યારે વીસ્પરદના પેહેલા કરદામાં આવે છે કે "પુર લીલોતરીના વખતવાળો જે મેદ્યોજરેમ ગાહમ્બાર છે તેને હું મીજલસમાં આવકાર આપું છું" એમ ખાસ લખેલું છે.

પેહલા ગાહમ્બાર મેદીઓજરેમનો અર્થ આપણે કરીએ. એનો અવસ્તા શબ્દ 'મઇધ્ય' અને 'જરેમ્ય છે.' 'મઇધ્ય' 'મઘ્ર' મધ્ય, સંપુર્ણ અને 'જરેમ્ય' એટલે લીલોતરી; 'ઝઇરી'='હરી' એટલે લીલું, ધાતુ 'ઝર્' એટલે લીલું થવું. લીલાસને વાસ્તે હરી, હરીઆલી બોલ જાણીતો છે. એ ઉપરથી 'ઝઇરીગઓના' તાજા લીલાં રંગનું, 'ઝઇરીમ્ય'=તરાવત, લીલોતરી, "ઝઇરી-મ્યાવન્તેમ" લીલોતરી આપનાર, 'ઝરેમ'=લીલોતરી, વસંત 'ઝરેમય'=લીલો-તરીને લગતું, વસંતને લગતું. ફારસીમાં 'ઝરરીન ગુન' તાજા લીલા રંગનું

એ શબ્દ આવે છે, જે અવસ્તાના 'ઝઇરીગઓન'ને મલતો છે. (જુવો મરહુમ એર્વદ કાંગાની અવસ્તા ડીક્ષનરી) 'મઇદયો ઝરેમ' શબ્દનો ખુલાસો આટલો લંબાન આપવાની જરૂર એટલા માટે પડી છે કે કેટલાએક સાહેબો દલીલ કરે છે કે 'જરેમ્ય' શબ્દનો અર્થ લીલોતરી થતો નથી, પણ ફારસી 'ઝર' એટલે પીળું ઉપરથી એનો અર્થ પીળાસ થાય છે. અલબતાં 'ઝઇ-રી'નો અર્થ પીળું પણ થાય છે, તેમજ લીલું અથવા લીલાસ લીલોતરી પણ થાય છે તે દેખાડવાજ ઉપર લંબાનથી આપ્યું છે.

એજ રીતે 'મઇધ્યોશેમ'નો અર્થ 'મઇધ્ય'+'ઉશમ' પુર ગરમી, ગરમીનું મધ્ય એવો ખુલ્લો થાય છે, જે કોઇપણ ના પાડી શકતું નથી. 'મએદયાઇરય' નો અર્થ સરદીનું મધ્ય એવો કરવામાં આવેલો છે. બીજા ગાહમ્બારોના અર્થો નકી નથી પણ જબાન સનાશીને આધારે તેનો અર્થ રૂતુને લગતોજ થાય છે. ત્યારે વળી સવાલ કરવામાં આવશે કે તમે બીજા ગાહમ્બારોના હિંગામ સર અર્થો કરી શકતા નથી તો કબુલ કરો કે ગાહમ્બાર એ રૂતુઓના જશનો નથી પણ પેદાયશોનાજ જશનો છે. આપણે એ સાહેબોને નમનતાઇ સાથે જણાવીશું કે ગાહમ્બારના અર્થો પેદાયશની ઉત્પતિના છે એમ તમે કહી શકો છો કે? બધા નહી પણ એકજ ગાહમ્બારનો અર્થ જબાન સનાશીને આધારે તેવો તમો બંધ બેસાડો છો કે? ફાઇલાલોજીસ્તોએ તો લગભગ બધા ગાહમ્બારોના અર્થ કરી આપણે બતાવ્યું છે કે તેઓ રૂતુઓ સાથેજ સંબંધ રાખે છે. ટુંકમાં ત્યારે દિનદારોની ખાત્રી થશે કે મરહુમ શેઠ ખ. રૂ. કામા પોતાના "જરથોશ્તી અભ્યાસ" નામના ચોપાન્યામાં અને બીજા એર્વદ અભ્યાસીઓ પોતાના લખાણો અને ભાષાણોમાં ગાહમ્બારો તે રૂતુઓના જશનો છે એવું ખાત્રી ભરેલા અર્થો અને ખુલાશાઓ સાથે સમજાવી ગયા છે. મરહુમ સરદાર દસ્તુર હોશંગ જામાસ્પે પોતાની વાએજોમાં, ડા૦ જીવનજી જમશેદજી મોદીએ પોતાના ભાષાણોમાં, મરહુમ એર્વદો શેહરીઆરજી ભરૂચા, તેહમુરસ અંકલેસરીઆ, એદલજી આંટીઆ, કાવસજી કાંગા વગેરેએ પોતાના વિદ્વતા ભરેલાં લખાણોમાં ગાહમ્બાર તે રૂતુઓના જશનો છે એમ સાફ જણાવેલું છે. એટલુંજ નહી પણ મેહરજીરાણાના ખાનદાનના એક જાણીતા ધર્મના અથંગ અભ્યાસી જુના વિચારને મજબુત વળગી રહેનાર, ક્રિયાકામો પોતાને હાથે કરનાર; અને મોબેદ

સાહેબોના ઉપરી તથા ક્રિયા વખતે તેઓને રસ્તો દેખાડનાર દસ્તુર એરચજી સોરાબજી મેહરજીરાણા પોતાની બનાવેલી "રેહબરે દીને જરથોસ્તી" નામની કેતાબને સફે ૧૬૬ મે ગાહમ્બારોના અર્થ આપતાં 'મેદીઓઝરેમ'ને "પુર લીલોતરી"નો વખત, 'મેદીઓશેહેમ'ને "પુર ગરમીનો વખત" 'પએતેશેહેમ'ને "અનાજ તથા મેવાનો વધારો થવાનો વખત"; 'અયથ્રેમ'ને "ગરમીની આખેરીનો વખત, એ વખતમાં માણુસ તથા હેવાનોમાં જોરનો વધારો થાય છે." 'મેદીઆરેમ'ને "સરદી તથા ફરશુદનો વખત" તથા 'હમસ્પથમએદેમ'ને "રાત દહાડો સરખો થવાનો અને સરદી ગરમીનો બરાબર વખત અને ઇજશને આરાધના કરવાનો વખત" એમ સાફ ખુલ્લું લખેલું છે.

"યાઇરયાંચ્ય હુષીતીમ યજમઇદે" ફસલના બરાબર વખતસર આવવાને, યાને ગાહમ્બારોને અમે આરાધ્યે છીએ. (જુઓ વીસ્પરદ ૨ જો કરદો).

મરહુમ મી૦ મનસુખ પણ એ વિચારને મલતા હતા અને જમશેદી નવરોઝથી નવું વરસ થયલું જોવા ચાહતા હતા. (જુઓ એવણના ભાષણો).

## બુનદેહેશની શાહદત.

ગાહમ્બાર વિષે "બુનદેહેશ" નામની આપણી પેહેલવી કેતાબ શું કહે છે તે હવે જોઇએ.

> "દીનમાં કહે છે કે મેં (દાદાર હોરમજદે) દુન્યાની પેદાયશ ૩૬૫ દહાડામાં તમામ કીધી. એક વરસમાં છ ગાહમ્બારો પુરા થાય છે. પેહેલાં દીવસ ગણવો અને પછી રાત કારણ કે પેહલાં દીવસ થાય છે અને પછી રાત. મેદીઓશેમ ગાહમ્બાર જે તીર મહીનાના ખોરશેદ રોજે પડે છે ત્યાંથી તે મેદયારેમ ગાહમ્બાર જે દેહ મહીનાના બેહરામ રોજે પડે છે ત્યાંસુધી દહાડો નાહાનો થાય છે અને રાત મોટી થાય છે અને વલી મેદયારેમ ગાહમ્બારથી મેદીઓશેમ સુધી રાત નાની થાય છે અને દીવસ મોટો થાય છે. ઉનાલાનો એક દીવસ એટલો મોટો હોય છે કે શીઆલાના બે નાહાના દીવસ જેટલો અને શીઆલાની એક રાત એટલી મોટી હોય છે કે ઉનાલાની બે

નાહાની રાત બરોબર. હમસ્પથમએદેમ ગાહમ્બારમાં.....રાત અને દીવસ પાછો એક સરખો થાય છે."

(જુઓ જરથોશ્તી અભ્યાસ પાનુ ૪૧૧-૪૧૨)

બુનદેહેશના આ ફકરા ઉપરથીસાફ જણાય છે કે ગાહમ્બારને ફસલ સાથે સંબંધ છે. આપણે જમશેદી નવરોજથી વરસની શરૂઆત કરીએ તોજ મેદીઓશેહેમ ગાહમ્બારથી મેદીઆરેમ ગાહમ્બાર સુધી દહાડો નાનો અને રાત મોટી થતી જાય અને એ પ્રમાણે હમસ્પથમએદેમ ઉપર રાત અને દીવસ સરખો થાય.

## હામીન અને ઝમેસ્તાન.

વંદીદાદની પેહેલી પરગરદ પ્રમાણે અસલ ઇરાનવેજમાં ૧૦ મહીના શીઆલો અને બે મહીના ગરમી હતી. એ ઘણાજ આગલા ઝમાનામાં જ્યારે આપણા વડવાઓ ઉત્તર તરફ રહેતા હતા ત્યારે, પણ ત્યાર પછી જેમ દક્ષીણે આવતા ગયા તેમ સાત મહીના ગરમી અને પાંચ મહીના સરદીના થયા હતા. ત્યાં લખે છે કે "હયત હેન્તી હામીનો માઓઅંગ્રહ પંચજયન અશકરે" એટલે ઇરાનમાં "સાત મહીના ઉનાળાના અને પાંચ મહીના શીઆલા (સરદી)ના જાહેર છે." એ પ્રમાણે અવસ્તા ઝમાનાના ઇરાનમાં બેજ રૂતુ હતી અને તે હામીન અને ઝમેસ્તાન. હામીન એટલે ગરમી અને ઝમેસ્તાન એટલે ઠંડી (શીઆળો). આજ સુધી આપણે તે વહાલા વતનની યાદ જાળવી રહેલા છીએ. ફરવરદીનથી મેહેર સાત મહીના રપિથવન (ગરમી)ના ગણી આપણે ક્રિયાકામ કરીએ છીએ અને આવાંથી અસ્પંદામંદ સુધી પાંચ માસ સરદીના યાને બીજી હાવનના ગણી ક્રિયાકામ કરતાં તેની યાદ જાળવ્યે છીએ. પણ તે નામનુંજ છે. હવે અવસ્તામાં જણાવેલી આ બે રૂતુ વિષે બુનદેહશમાં ખુલાસાવાર જણાવે છે કે "ફરવરદીન મહીનો અને હોરમજદ રોજથી મેહેર મહીનાના અનેરાન રોજ સુધી સાત મહીના હુનાલાના અને આવાં મહીનાના હોરમજદ રોજથી અસપંદાદ મહીનાની આખેરી સુધી પાંચ મહીના શીઆલાના ગણાય છે. હુનાલાના સાત મહીનામાં દીવસ અને રાત વચ્ચે પાંચ ગેહે થાય છે. અને જમેસ્તાનમાં ચાર, કારણ એ રૂતુમાં બામદાદથી ઓજીરન સુધી તમામ હાવન ગણાય છે......ફરવરદીન મહીનોને હોરમજદ રોજ

થયો કે શીઆળાનું જોર કોતા થઇ જાય છે અને ઉનાળો પાછો જાહેર થાય છે" (જરથોસ્તી અભ્યાસ પાનુ ૪૧૬) રપીથ્વન અને હાવન એ પ્રમાણે ચોકસ વખતે શા સારૂ ભણાય છે તે માટે બુનદેહેશ વધારે ખુલાસો કરે છે.

## રપીથ્વન.

રપીથ્વન એ શબ્દ અવસ્તાના 'રપિથ્વા' શબ્દ ઉપરથી થયલો છે. એનો અર્થ દહાડાનું મધ્ય, બપોર, ગરમી વગેરે થાય છે. "રપિથ્વીનેમ્ ઝરવાનેમ" બપોરનો અથવા ગરમીનો વખત. "રપીથ્વ-રતુ" એટલે હુનાલાની મોસમ. "અયરે-પિથ્વ" દહાડાનું મધ્ય યાને બપોર યાને ગરમીનો વખત. દક્ષીન દીશાને પણ અવસ્તામાં "રપિથ્વતરાત જએમાત" કહે છે. ઉત્તર કરતાં દક્ષીન મુલકમાં વધારે ગરમી રહે છે એ જાણીતું છે અને તેથી 'રપિથ્વન'નો અર્થ આપણા પેહેલવી લખાણોમાં ગરમીનો કરવામાં આવ્યો છે. આપણે હાલ બપોરના વખતને તેમજ પહેલા સાત મહિનાને પણ "રપિથ્વનના વખત તરીકે ઓળખ્યે છીએ. દક્ષીણ દીશાને ફારસીમાં "નીમરૂઝ" પણ કહે છે. બુનદેહેશમાં કહ્યું છે કે "આવાં મહીનાના હોરમજદ રોજથી શીઆળો પોતાનું જોર પકડે છે. મીનો રપીથ્વન જમીનની ઉપરથી જમીનની હેઠલ જાય છે. એ વખતે રપિથ્વન ગેહ નહી ભણવી. ઉનાળામાં રપિથ્વન જમીનની હેઠલથી ઉપર આવે છે. એ સાત મહીના રપીથ્વન ગેહ ઇજવી જોઇએ." રપિથ્વન તે ગરમીનીજ મોસમ છે તે આ ઉપરથી ખુલ્લું માલમ પડે છે. વળી નીરંગસ્તાન નામની ક્રિયાકામોની માહીતી આપનાર કેતાબમાં પણ જણાવ્યું છે કે "હુનાલામાં સવારથી પાછલા પોહર સુધી હાવન તથા રપીથ્વન ગેહ ભણવી તેમજ શીઆળામાં સવારથી પાછલાં પોહર સુધી ફક્ત હાવન ગેહ ભણવી." (જુઓં મી૦ સોરાબ બલસારાનો તરજુમો).

## દીનકર્દની શાહુદત.

"આદમીઓ આએ ગણત્રીને લગતું વરસ દુન્યાની શરૂઆતથી ......ગણતા આવ્યા છે. માટે દીનના ફરમાન પ્રમાણે તે (કબીસાના વરસને ગણત્રીથી ચાલુ રાખવું. અને તે વધારાના વખતને જવા દેવો નહી. આદમીઓ તે ગણત્રીનું વરસ આવે ત્યારે (કબીસો) તે વધારાને

લગતો વખત કરે અને બીજાં લોકો પાસે પણ તે વધારાનો વખત કરાવે."

(દીનકર્દ વૉલ્યુમ ૯ મરહુમ દસ્તુર પેશોતન સંજાણા સફો ૫૩૪)

દસ્તુરજી પેશોતન આ તરજુમાની છેડે નોટ મારીને પોતાના વિચારો નીચે મુજબ જણાવે છે :—

"હાલમાં કબીસાને લગતી તકરારમાં, કેટલાએક ગ્રહસ્થો કબીસો કરવાનાં કામને તે કરવાથી દીનને લગતાં જશનો અને ગાહમ્બારો તેની ફ્સલને લગતા ખરા વખત ઉપર આવવાં જોઈએ, એવું માનતાં નથી, અને પોતાનો વિચાર ખરો પાડવા સારૂં પાક અવરતાને આધારે લખાયલાં હજારો વરસના પેહેલવી પુસ્તકોને ખોટાં કેહવા માંગે છે. તેઓએ ઉપલાં લખાણ ઉપર ધ્યાન પોંહચાડીને પોતાના વીચાર ફેરવવા ઘટારત છે. અને દીનદારીનાં ભલાં કામમાં આપ મતલબ વાપરવાથી દુર રહેવું ઘણું સારૂં છે." (દીનકર્દનું ઉપલું પુસ્તક પાને ૫૩૫).

દીનકર્દમાં ચોખ્ખું જણાવેલું છે કે

"તે વધારાના કુલાકો (યાને દર વરસે કસરના ૭ કલાક એકઠા થાય તે)ને ૪ વરસે એક દહાડો, ૪૦ વરસે ૧૦ દહાડા અને ૧૨૦ વરસે એક મહીનો થાય છે. ૬૦૦ વરસે પાંચ મહીના અને ૧૪૪૦ વરસે એક વરસ થાય છે."

"આએ વધારાનો વખત (યાને કબીસાનો મહીનો) પોતે વરસોને લગતી ગણત્રીને લગતો છે. અને તે ચહડતે દરજ્જેનાં કામો જેવાં કે નોરોજ, મેહેરંગાન અને બીજાં કદીમ જશનોને માટેનો છે. વળી વરસનું શરૂ થવું પેદાયશની શરૂઆતથી વરસના પેહલા દીવસથી બુજોર્ગ પાદશાહોએ મુકરર કીધેલું છે."

દીનકર્દમાં ચાર રૂતુઓ જણાવેલી છે. વસંત, ગરમી, પાનખર અને ઝમેસ્તાન. વસંત રૂતુના ત્રણ મહીના તે જ્યારે સુર્ય મેશરાસીથી શરૂ થઇ મીથુનના બરૂજમાં આખો માસ પુરો કરે ત્યાંસુધી. બીજી ફ્સલ ગરમીની તે સુરજ કરક, સીંહ અને કન્યાની રાસી પુરી કરે ત્યાંસુધી. ત્રીજી પાનખરની તે તોલા વરસચક અને ધન રાસીમાં સુરજનું સફર

થાય તે વખત, ચોથી ઝમેસ્તાનનો વખત તે છે કે સુરજનું મકર, કુંભ અને મીન રાસીમાં ફરી રહેવું તમામ થાય ત્યાંસુધી.

"**દીનને માટેની બંદગી, દીનને લગતા,** કાયદા તથા **દીનને લગતું દરેક કામ** ફસલોના હીંગામ ઉપર કરવાની ફરજ છે. ભલી દીનની નસીહત છે કે મહીનો એક પુરો થાય ત્યાં સુધી વધારાનો વખત (યાને કબીસો) કરવો નહી વગેરે.

(દીનકર્દ વો૦ ૯ પાનું ૫૩૬)

એજ કેતાબ પ્રમાણે માહાતાબી ચાલતું વરસ દીનને લગતાં કામો જશનો વગેરેમાં વાપરવું નહી જોઇએ એવી તાકીદ કીધી છે. (પાનું ૫૩૮).

## બારે માસના નામો બાર રાસી ઉપરથી છે.

આપણા ૧૨ મહીના તે ૧૨ બરૂજો સાથે સંબંધ રાખનાર છે એવું આપણી કેતાબોમાં ખુલ્લું જણાવેલું છે. મરહુમ દસ્તુર એરચજી સો. મેહરજીરાણા પોતાની "રેહબરે દીને જરથોસ્તી"માં ફરમાવી ગયા છે કે "હીંગામ અને વખતની રૂતુ ઉપરથી એ નામો રાખવામાં આવ્યાં છે તે ઇરાન દેશની રૂતુ પ્રમાણે છે." "ફરવરદીન મહીનો બાહારની મોસમની શરૂઆતીનો છે." એજ પ્રમાણે બીજા મહીનાઓને મોસમ અને તેને લગતના માહીના હિંગામોના મહીના જણાવેલા છે. (પાનાં ૧૯૩; ૧૦૫).

દસ્તુર અરદેશર કેરમાની જે મોબેદ જામાસ્પની આગમજ હિંદુસ્તાનના પાદશાહ અકબરના ઇજનથી દીલ્લી આવ્યો હતો. તેણે "ફરહંગે જેહાગીરી"માં પારસી ધર્મને લગતી બાબતો લખેલી છે તેમાં કબીસો સાબેત થાય એવાં લખાણો થયાં છે. અને પારસીઓના રોજ માહ સુરજ ચાલ ઉપર છે એવું સાબેત કીધું છે. ફરવરદીન મહીનાને આફતાબી વરસના મેખ મહીના સાથે, અરદીબેહશતને વરખ સાથે, એમ બારે બરૂજ સાથે સઘળા મહીના સરખાવેલા છે. એ લખે છે કે મેહરંગાનના દીવસને પારસીઓ નોરોઝની બરાબર સમજે છે અને મોટું જશન કરે છે. મુસલમાનો આપણા મહીનાઓ ઉપર કેટલો એતેકાદ રાખતા હતા તે વિષે દસ્તુર અરદેશર જણાવે છે કે "જે કોઇ મુસલમાન પારસીઓની તારીખ પર અમલ કરે તેની મુરાદ બર આવે. વરસનો પેહેલો દીવસ તે મેખનો ફરવરદીન મહીનો. એ દીવસ ઉપર જો કોઇ "**મુસલમાન નાહી**

ધોઇને રોજો રાખે, ખોદાની બંદગી કરે તે મુસલમાનનો ૬૦ વરસનો ગુનાહ કપાઇ જાય છે એવું "મોહમદ બાકર સબજવારી પોતાના ત્રીજા બાબમાં લખે છે." (જુઓ કદીમ તારીખ પારસીઓની કસર પાનું ૩૩).

દસ્તુર અરદેશર લખે છે કે યજદજરદ બીન શાપુરના વખતમાં કબીસો થયો હતો તે છેક યજદજરદ શેહેરીઆરના વખતમાં પાછી કબીસાની નોબત આવી હતી પણ પાદશાહની પડતીને લીધે કબીસો થઇ શકયો નહી. (ઉપલીજ કેતાબ પાનું ૨૯, ૩૦).

## અરદેશર સો. દસ્તુર કામદીનનું મત.

"શેહનશાહીઓ તેમજ કદમીઓ એક થઇને જમશેદી નવરોજથી "ગ્રેગરીઅન સીસ્તમ" અખત્યાર કરીને પોતાનું નવું વરસ શરૂ કરે તો તે ખરેખર ખુશી થવા જોગ છે." (રાસ્ત ગોફતાર તા૦ ૧૭-૪-૮૨). વળી એવણ કહે છે કે "આપણી વાર્ષિક ગણત્રીમાં સુરજની ચાલની કસર આપણ મજરે લેતા નથી તે ભુલ કર્યે છીએ એવું મારૂં મત હોવાથી મેં મારૂં પહેલું ચોપાન્યું ગયા જાન્યુઆરી માસમાં છપાવ્યું હતું." (જુઓ એવણનું ચોપાન્યું નામે "જમશેદી નવરોઝ" પાનું ૨૩).

## "એ યુરોપનો અને ખ્રીસ્ત્રી સુધારો છે."

યુરોપના વતનીઓ યાને ખ્રીસ્તીઓ અસલ એશીઆ ખંડના મધ્ય ભાગમાંથી યાને ઇરાન વગેરે મુલકોમાંથીજ આવી વસ્યા હતા. વંદીદાદ પ્રમાણે ઇરાનવેજમાં પેહેલી વસ્તી શરૂ થઇ હતી, પછી રફતે રફતે બીજા મુલકોમાં ફેલાઇ હતી. એક જરમન વિદ્વાને ઇ. સ. ૧૮૦૬ માં "મીથ્રોદાતીસ" નામનો એક ગ્રંથ રચ્યો છે તેમાં જણાવ્યું છે કે એશીઆ, યુરોપ અને અમેરીકામાં વસ્તી રૈયત એશીઆ ખંડમાંથીજ ઉતરી આવેલી છે. (જુઓ પારસી દીન આઇન અને તવારીખી ફરહંગ પાનું ૧૪૪.) ખ્રીસ્તીઓ અથવા યુરોપ્યનો તરફથી કાંઇ સુધારો આપણે લીધો હોય અથવા લઇએ તેમાં એટલું સુગાવાનું શા માટે? તેઓ પણ આરીઅન પ્રજા છે અને તેઓએ જે સુધારા ગ્રહન કીધા છે તે ઇરાની સાહીત્યને આભારી છે.

ઇ. સ. ૧૩૯૫ માં લખાયલી એક ફારસી કેતાબ જે મરહુમ એર્વદ માણેકજી રૂ. ઉનવાળાની પાસે હતી તેમાં લખેલું છે કે પારસીઓ

પોતાના વરસની ગણત્રીઓ દર ૪ વરસે વધારી કબીસો કરતા હતા. ગ્રેગરીનું કેલેન્ડર ઇ. સ. ૧૫૮૨ માં લખાયું હતું જ્યારે આ ફારસી કેતાબ કે જેનું નામ "બેહેરે ઉલ ફજાએલ ફી મનાફેલ તફાજે" હતું તે આ રીતે જોતાં ગ્રેગરીની ૨૦૦ વરસ આગમજ લખાયલી હતી. મરહુમ કામદીનજી લખે છે કે:—

> "ગ્રેગરીઅન સીસ્તમ ૩૦૦ વરસ ઉપર દાખલ થઇ પણ તેની હઝારો વર્ષ આગમજ તેનેજ લગભગ મલતી આપણી ગણત્રીનું માપ મુકરર થયલું આપણે જોઇએ છીએ તેથી સીદ્ધ થાય છે કે ખુદરતી ધરમ તેજ જરથોસ્તી ધર્મ છે." (પાનું ૮).

આપણે આપણાં મહીનાના નામો જાન્યુઆરી ફેબ્રુઆરીથી આપવા માગતા નથી. જો નામો ખ્રીસ્તી મહીનાના આપણે આપવા માગતા હોઇએ તો સુગાઇ ઉઠવાનું બીજાઓને કારણ મલે. "ખ્રીસ્તી સુધારો અને વેલાયતી પોલીશ" વગેરે બોલી અને લખીને વખત કવખત અજ્ઞાન માણસોને બેહકાવવા જોઇએ નહી. ઇંગ્રેજોનો નકલ કરવા લાયક સુધારો અને રીતભાત જરૂર આપણે દાખલ કરવી જોઇએ. અલબત તેઓના તકલીદી અને નાલાયક તથા આપણા ધર્મ અને રીત રેવાજથી ઉલટા રીત રેવાજોની નકલ નહી કરવા પુરતાં જોશથી સામે થવું એ આપણી ફરજ છે.

ખ્રીસ્તી તે બધું ખોટું, ઇંગ્રેજી તે અધર્મી વગેરે બોલનારાઓ પોતે આજે ઇંગ્રેજોની નકલ કરે છે. ઇંગ્રેજી બુટ પાટલુન, નેકટાઇ કોલર, ઇંગ્રેજી પોષાક, ઇંગ્રેજી અજીઠ વટાડ અને ઇંગ્રેજી ઇતરાતની નકલ કરે છે, અને ઇંગ્રેજી વાજબી રીતભાત અને સુધારાઓથી સુગાય છે. આપણી રાજકર્તી કોમ માટે શા સારૂ એવો અભાવ રાખવો જોઇએ. ખરૂં જોતાં આપણુ હિંદુસ્તાનના પારસીઓ બીજી કોમો કરતાં હરોલમાં છીએ તે ઇંગ્રેજોનેજ આભારી છીએ. પારસી ધર્મ, પારસી રીતરેવાજ, પારસી બહાદુરી, પારસી નીતિરીતી, અને પારસી કીર્તીને જગજાહેર કરનાર ઇંગ્રેજી અને ખ્રીસ્તી લખનારાઓજ છે. પારસીઓને હરોલમાં લાવી માનચાંદ આપનાર ઇંગ્રેજો જ છે. આજે પારસી બેરીસ્તરો, જડજો, સોલીસીટરો, વકીલો અને ગ્રેજ્યુએટો જેવા વિદ્વાનો ઇંગ્રેજનેજ આભારી

છે. એટલુંજ નહી પણ પારસી ધર્મનો અભ્યાસ કરી તે ધર્મની ફીલોસોફી સમજાવી, પારસીઓને પોતાના ધર્મ પુસ્તકોના તરજુમા કરવાને શકતીવાન કરનાર પણ એજ ખ્રીસ્ટી કોમના નામીચા અભ્યાસીઓ છે. હીંદુસ્તાનમાં આવ્યા પછી પારસીઓનો મોટો ભાગ લગભગ એક હઝાર વરસ સુધી ગરીબાઇ અને કંગાલ સ્થિતિમાં હતો. આજે પારસીઓ લખ્ખો અને કરોડોની સખાવત કરવાને શકતીવાન થયા છે તે ઇંગ્રેજોના હિંદુસ્તાનમાં આવ્યા પછી તેમની મેહરબાનીથીજ છે. પારસીઓને ઉમરાવ પદે લાવનાર કોણ? પેહેલા સર જમશેદજી જીજીભાઇ કાંઇ એ માન લેવા પોતે ઇંગ્રેજ આગલ ગયા ન હતા. કદરસનાશ ઇંગ્રેજોએ તેવણની લાયકાત જોઇને તે માન આપ્યું હતું. એ રીતે સર જમશેદજીની સખાવતની પીછાન કીધી ત્યારે બીજા હાથ પર દાદાભાઇ નવરોજીની વિદ્વતાની પીછાન (તેઓ પૈસે ગરીબ છતાં) પણ તેઓએ પાર્લામેન્ટમાં દાખલ કરી તેવણને અનુપમ માન આપ્યું. ત્યાર પછી બીજા પારસી ઉમરાઓ અને વિદ્વાનોની કદર બુજેલાના દાખલા અનેક જાહેર છે. ટુંકમાં મારી કેહવાની મતલબ એજ છે કે સુર્યની ચાલ પ્રમાણે વરસની ગણત્રી કરી બર વખતે ક્રિયાકામો કરવાની ફરજ આપણા ધર્મ પુસ્તકોએ આપણા ઉપર નાખી છે. તેને જ્યાંથી બી ટેકો મલતો હોય ત્યાંથી લેવો. અને ખ્રીસ્તીઓની ગણત્રીનો આપણને આપણા ધર્મ પુસ્તકોને આધારે વાજબી લાગતી હોય તો તેનો સ્વીકાર કરવો.

ચાર વરસે એક દીવસ વધારવાનું ખાત્રીપુર્વક ફરમાન આપણને કેથે મલી શકતું નથી. ૧૨૦ વરસે એક માસ વધારવાનું લખાણ મલે છે. દીનકર્દમાં લખ્યું છે કે "ભલી દીનની નસીહત છે કે મહીનો એક પુરો થાય ત્યાંસુધી આએ વધારાનો વખત (યાને કબીસો) કરવો નહી." આ ફરમાન પર આપણાં લોકોએ ધ્યાંન આપી પુખ્ત વિચાર કરવાની જરૂર છે. એજ કેતાબમાં એમ પણ લખ્યું છે કે ચાર વરસે એક દીવસ વધારાનો થાય છે. પણ એમ ખુલ્લું લખ્યું નથી કે ચાર વરસે એક દીવસ ઉમેરીએ તો ચાલે. "મહીનો પુરો થાય ત્યાંસુધી આએ વધારાનો વખત કરવો નહી" તેનો અર્થ એમ પણ થઇ શકે કે મહીનાના ૩૦ દીવસ પુરા કરવા, ૨૦, કે ૨૫, કે ૨૯ દીવસે કબીસો કરવાની ઉતાવળ

કરવી નહી. ચાર વરસે ૧) દીવસ વધે છે ખરો પણ તેને ઉમેરવો નહી અને ૧ દીવસનો કબીસો કરવો નહી એવું ખુલ્લું ફરમાન કેથે જણાતું નથી. એ બીના ધ્યાંનમાં લઇ, તથા ૧૨૦ વરસનો લાંબો જમાનો હાલના પારસી પાદશાહત વગરના જમાનામાં યાદ રાખવો અને તેની નોંધ રાખવાની કડાકુટ વગેરે બીજી મુશ્કેલીઓ ધ્યાનમાં લેતાં ૧૨૦ વરસે એક મહીનો વધારેં કે ચાર વરસે ૧) દીવસ વધારેં તેમાં કાંઇ જરાકપણ ફેર જણાતો નથી, ઉલટું વધારે સેહેલું અને અજ્ઞાન માણસોને પણ સમજ પડી જાય એવું છે. ફકત આપણને જોવાતું એટલુંજ છે કે આપણો નોરોઝ બહારની ફસલની શરૂઆતનો છે કે નહી.

## ચાર વરસે એક દીવસ વધે તેનું નામ શું રાખ્યે.

ચાર વરસે એક દીવસ વધે તેનું નામ શું રાખ્યે એ સવાલ ઘણો મુશ્કેલ અને વિચારવા જોગ છે. આપણા અવસ્તા પેહેલવી કે પાઝંદ પુસ્તકોમાં એ વિષે કશું લખાણ મલતું નથી. "અવરદાદ સાલગાહ" એ બોલ પાઝંદ છે એનો અવસ્તા "અપર દાત સરેધ ગાથા" થઇ શકે અને તેનો અર્થ ઉપલગ આપેલો ફસલનો ગાથા એમ થાય છે. (જુઓ જરથોસ્તી અભ્યાસ પ૨પ). હવે આ અવરદાદ સાલગાહનું જશન આપણે અસ્પંદાર મહીનાના ખોરદાદ રોજે કરતા આવ્યા છીએ. આ જશન રોજ ૬ થે માહ ૧૨ મે શા માટે કરવામાં આવે છે તેનો ખુલાસો મલી શકતો નથી. આ જશનની ક્ષનુમનનો અર્થ નીચે મુજબ છે "દાદાર હોરમજદ તથા અમશાસ્પંદોને અમો યાદ કરીયે છીએ. ગાહમ્બાર તથા વરસના સાહેબ ખોરદાદને દહાડા, ગેહે, પખવાડીઆં, ગાહમ્બાર તથા વરસને, ગાથા અહુનવત, ઉશ્તવત, સ્પેંતોમદ, વૉહૂક્ષથ્ર અને વેહેશતોઇશતને, દરેક મીનો યજદને, ગેતીના યજદોને અશો ફ્રોહરોને અમે આરાધીએ છીએ." આ ક્ષનુમન તેના અર્થ ઉપરથી કબીસાના વધારાના દીવસે ભણવા લાયકની છે એવું અવસ્તાના મોટે ભાગેના અભ્યાસીઓનું મત છે. જો આપણે ૪ વરસે એક દીવસ વધારવાની રીતને પસંદ કરીએ તો "અવરદાદ સાલગાહ" પાંચ ગાથાઓની પછવાડે વધારવો યોગ્ય દીસે છે. અવરદાદ સાલગાહની મોટી ક્ષનુમનમાં આપણે ભણ્યે છીએ કે "અયરે અષવન અષહે રતવો રતુફ્રીતીશ યજમઇદે, અસન્ય અષવન અષહે

રતવો રતુફ્રીતીશ્ યજમઇદે, માહય અષવ...યાઇર્ય અષવન...સરેઘ અષવન અષહે રતવો રતુ ફ્રીતીશ યજમઇદે."

એટલે કે "ગાહમ્બારે જે અશોઇના હીંગામો, દીવસો, ગેહો, પખવાડીઆં, મહીના, વરસો વગેરે જે અશોઇની રતુઓવાળા છે તેઓને તથા વખતસરની બંદગીને અમો આરાધ્યે છીએ." ત્યાર પછી તમામ ગાથાઓને નામ બનામ યાદ કીધા છે. આવું લાયક ભણતર જેમાં વખતો, દહાડાઓ, મહીનાઓ અને વરસોને યાદ કીધાં છે તેને ૪ વરસે એક દીવસ વધારાની ક્ષનુમનનો ગણવા અભ્યાસીઓ મોટે ભાગે જરૂરનું ધારે છે.

હવે એ જશનને ગાથાને છેડે મુકવું અથવા છેલ્લા પાંચમાં ગાથાને ૪૮ કલાકનો કરવો એ વિષે આપણી અંજુમનના સાહેબો અને વિદ્વાન દસ્તુર મોબેદો સાથે મસલત કરી નીવેડો આવવાને કશો વીલંબ લાગશે નહી. બુનદેહેશમાં એક ઠેકાણે કહેલું છે કે "દસ્તુર મોબેદોએ નસા તથા બીજી ચીજો (દીનને લગતાં ફરમાનો વિષે) હામીન ઝમેસ્તાનમાં શુમાર પ્રમાણે કરવું" આ ઉપરથી ખુલ્લું જણાય છે કે દીનને લગતો જેબી કાંઇ ફેરફાર યા ક્રિયાકામ કરવું હોય તે હેરબદો અને ધર્મગુરૂઓની સાથે મલીને કરવું.

## ગુજરેલાંઓના રોજગારનું કેમ.

કેટલાએક સાહેબો સવાલ કરે છે કે જો એમ પાંચમો ગાથા ૪૮ કલાકનો કર્યે અથવા અવરદાદ સાલગાહનો દીવસ કબીસાના વધારાનો રાખ્યે તો કબીસાને દીવસે જો કોઇ ગુજરે તો તેની વરસી માસીસો વગેરે કયે દીવસે કરવો. આ સવાલ પણ વિચારવા જોગ છે. મારા વિચાર પ્રમાણે માસીસો ત્રીસ દીવસે કરવો અને ૩૧ મે દીવસે ખરો દહાડો જેમ આપણે હાલ કરતા અને ગણતા આવ્યા છીએ તેમ કરવો. વરસીનો દીવસ પણ ૬૫ મે દીવસે સીરોઝાની ક્રિયા અને ૬૬ મે દીવસે વરસીનો ખરો દહાડો ઉજવવો. સવાલ થશે કે અવરદાદ સાલગાહ અથવા છઠ્ઠા ગાથાનો રોજ તો ચાર વરસ પછી આવે ત્યારે ત્રણ વરસ સુધી બાજ કેમ થાય? ઉપર મુજબજ તેનો જવાબ છે કે કબીસા વગરના વરસમાં તો ૬૬ મો દીવસ ગણીને જે રોજ હોય તે પઢવો. દાખલા તરીકે કબીસાના વરસના ફરવરદીન માસના ખોરદાદ રોજે કોઇ ગુઝરી જાય તો

તેની વરસીનો ખરો દહાડો અસ્પંદારમદ રોજે ફરવરદીન માસમાં આવે. એવી રીતે રોજનો એક દીવસનો ફરક તો આવે. પણ તેની બાજે વરસો સુધી જે મોસમમાં તે ગુજરયો હોય તેજ મોસમમાં આવ્યા કરે. જો આપણે કબીસો કર્યા કર્યે તો છઠે ગાથે ગુજરેલાંની વરસીનો ખરો દીવસ ફરવરદીન મહીનો ને હોરમજદ રોજ આવે તેમાં કાંઇ ખોટું થયલું કે ધરમની વીરૂધ જણાતું નથી. એક ફરેસ્તાને બદલે બીજા ફરેસ્તાને યાદ કર્યે, તેથી એક ફરેસ્તો બીજા તેના મીનો યજદની આરાધના થવાથી નાખુશ થતો હોય તેવું કાંઇ હોયજ નહી. ઉલટું આપણે ખરો દીવસ ઉજવવાથી રવાનો, ફરેસ્તાઓ અને દાદાર હોરમજદ ખુશનુદ જ થાય. આજે પણ ગાથામાં ગુઝરેલાઓના રોજગાર તેજ રોજે થતા નથી. ત્રીજે ગાથે કોઇ ગુઝરે છે તો તેનો માસીક રોજ ૩ જો ગણીએ છીએ અથવા ફરવરદીન રોજે માસીક બાજ કરવામાં આવે છે. ગાથાઓ પણ કસરનાજ દીવસો છે. તેથી માસીક બાજ વખતે જુદો રોજ ભણવામાં આપણે કાંઇ ખોટું જોતા નથી તેજ પ્રમાણે કબીસાનો કસરનો એક દીવસ પણ ખરી રીતે ઉજવવામાં ગુનાહ નથી. આપણે તો હવે ખરો રોજમાહ ભણીશું તેથી ફરેસ્તાઓ તો ઓર ખુશી થઇ આપણને આશીર્વાદ આપશે એવું મારૂં માનવું છે, કારણ કે તે ફરેસ્તાઓ જે ફસલ, પેદાયશ કે પાકોની ઉપર તેઓ ઉપરી અથવા મવક્કલ છે તેઓના ખરા દીવસે અને વખતે તે ફરેસ્તાની આપણે સેત્તાયશ અથવા આરાધના કરીશું. કદમી સાહેબો જ્યારે પોતે ખોટો રોજ માહ ભણે છે એમ જોયું ત્યારે તેઓએ એક મહીનાનો કુદકો માર્યો અને આવાં મહીનાને બદલે આદર ભણ્યા. તે વખત માટે તે સાહેબો (કદમીઓ) જણાવે છે કે ખોદાયજી પાસે અમે માફી માગીને પછી તેમ ચલાવ્યું. હવે કદમી અને શેહનશાહી બન્નેની ખાત્રી થાય કે બન્ને ખોટા છે. કબીસો કરવો જોઇએ, જમશેદી નવરોજથી વરસ ગણવું જોઇએ તો બન્ને ટોલા એકઠા થઇને ખોદાની માફી માગવા અને પતેત કરવા એક મોટો મેળાવડો આપણે કરીએ અને કદમીઓનો દાખલો પકડીએ તો પછી ઝગડા જેવું રહે નહી. બન્ને પક્ષો એકજ રોજ માહ ભણે અને પોત્તા પોતામાં એક સંપીનો વધારો થાય.

## ઇરાનીઓ જાગ્યા છે.

અસલ વતન ઇરાનની રાજકર્તી મુસલમાન કોમજ નહી પણ ત્યાં

વસ્તી જરથોશ્તી કોમમાં પણ હાલમાં જાગૃતી થઇ છે. અને જમશેદી નવરોઝથી પોતાનું નવું વરસ શરૂ કરવા તત્પર છે. તો તે કદીમ ઇરાનીઓની નકલ કરનાર હાલના કદમીઓને પણ તેઓની પુઠે ચાલવાની ફરજ પડશે એ દેખીતું છે. શેહનશાહીઓ તો તેમના બાપદાદા અસલથી કેહતા આવ્યા હતા તેમ કબીસો કરતા આવેલા, કોહીસ્તાનમાં કીધેલો પણ ત્યાર પછી થયો નથી એવી પોતાના ન્યાગાનોની માન્યતા, લખાણો અને લડતને મોટો ટેકો મલેલો હોવાથી શેહનશાહીઓ તો કબીસો કરવામાં કાંઇ ખોટું જોશે નહી. હાલમાં ઇરાન લીગ તરફથી અને ઇરાની અનજુમન તરફથી જે ભાષાણો અને વાએજો થાય છે તેમાં ભાષાણકર્તાઓ ખાસ કરીને મી૦ ફરેદુન દાદાચાનજી, સોલીસીટર જોરસાદાર ભાષાણો કરે છે ત્યારે પારસીઓને ઇરાન જવા ઉશકેરે છે. તેઓ બોલે છે કે ઇરાનના શાહ તમો પારસીઓને ત્યાં બોલાવે છે, તમારી દોસ્તી શોધે છે, જેમ તમે હીંદુસ્તાનમાં આવીને હિંદને આબાદ કીધું તેમ ઇરાનમાં તમારા વતનમાં જઇ વેપાર ઉદ્યોગ ખીલવો અને ધર્મનો ફેલાવો કરો. "અરે ઇરાન કયાં દુર છે હીંદુસ્તાનમાંથી એક પગલું ભર્યું કે ઇરાન"! અહા ભાઇ અમારે કબુલ છે ઇરાન જવું પણ જેમ ઇરાનીઓએ જમશેદી નવરોઝથી નવું વરસ ફરવરદીન મહીનો ગણવા માડયો તેમ હમે પણ કર્યે અને પછીજ ઇરાન જઇશું. ઇરાની રાજકર્તી કોમ જયારે જાણશે કે પારસીઓનો અને અમારો નોરોઝ એકજ દીવસે પડે છે, જયારે તેવો જાણશે કે તેઓના અને અમારા મહીનાઓના નામો એકજ છે, ત્યારે તેઓ અમોને પોતાના ભાઇબંધ જાણી ત્યાં મોટો આવકાર આપશે. ત્યારે અને ત્યારેજ અમે ઇરાન જઇશું. તથાસ્તુ.

કેટલાએક સાહેબો આ બાબતની ચલવલ ચાલુ રાખવા, અને હાલ મી. દીનશાહ ઇરાનીએ સવાલો પુછાવ્યા છે. "ફેદરલ કાઉનસીલ" જે તજવીજ કરે છે તેની સામે થાય છે. તે એટલા માટે કે કોમમાં ઝઘડો જાગશે, ટોલામાં ફાટફુટ પડશે, કદમી અને શેહનશાહીઓ છે તેમાં એક ત્રીજો ટોલો ફસલી થઇ કોમમાં ભાઇબંધીનો સંબંધ ઓછો થશે વગેરે. આ તેઓની ચીંતા કાંઇક દરજજે ખરી છે. આપણે તો એવી કોશેશ કરવી જોઇએ કે બે ટોલા જુદા છે તે સંધાઇને એક થાય. જો આ ફસલી સુધારો ટોલાનો થોડો ભાગ કહો કે બે ચાર કે

પાંચ દસ હઝાર આસામીઓ કબુલ રાખી છુટા પડે તો તે ઇચ્છવા જોગ નથીજ. ટોલાનો મોટો ભાગ કહો કે પોણા લાખની વસ્તીમાંથી પચાસ સાઠ હઝાર આ સુધારો મંજુર રાખે તેમજ કદમી શેહનશાહીઓ સાથે એકઠા થઇ ખુશીથી તેમાં સામેલ થાય તોજ એ કામ અને સુધારો ઇચ્છવા જોગ છે.

દરેક પંથના મોબેદ સાહેબો દસ્તુર સાહેબોને એકમત થવાની જરૂર પેહેલી છે. બધા પંથના ધર્મગુરૂઓ એકઠા મલે, નવો આલાત બનાવે, દરેક મોબેદના બરસનુમો બદલાય, નવો વરસીઓ નવી નીરંગદીન વગેરે ઘટતી ક્રિયા કરે અને દીનદારોમાં યકીન બેસાડે તે માટે જે ખરચો જોઇએ તે પારસી કોમ ખુશીથી આપે તો પછી ફત્તેહ મેળવવા કશો વીલંબ લાગશે નહી. નવો આલાત કેમ બનાવવો તે માટેનું લખાણ મરહુમ દસ્તુર એરચજી સોરાબજી મેહરજીરાણા કે જેઓ ભણેલા પાકી યોજદાથ્રેગીરી જાણનારા અને અવસ્તા પેહેલવી અભ્યાસી હતા તેઓ પોતાને હાથે લખીને નવસારીની મેહેરજીરાણા લાયબ્રેરીમાં મુકી ગયલા છે. એદનમાં અગીઆરી ઇજાઇ ત્યારે ત્યાં એરચજી દસ્તુરની સલાહથીજ નવો આલાત બનાવવામાં આવ્યો હતો. શેહનશાહીઓમાંથી થોડા સાહેબો કદમી થયા ત્યારે તેઓએ કેમ નવો આલાત બનાવેલો તેની નોંધ પણ કોઇ કદમી અથોરનાન સાહેબો પાસે હશે. ઉતાવલે આંબા પાકતા નથી. ધીરા કામ સાહેબના. ૧૨૦ વરસે પણ જો આપણા બાપદાદાઓ એક મહીનો અધીક ગણી કબીસો નહી કરતા હોય એવું સાબેત થાય તો પછી કદમીઓની ગણત્રી ખરી ઠરે અને શેહનશાહીઓની ખોટી. કારણ કે યઝદેજર્દ શેહરીઆરતખ્તે બેઠાની ૧૬ મી જુન ૬૩૨ તારીખથી આજ સુધી વરસો મહીનાઓ અને દીવસોની ગણત્રી કરી જોઇએ તો આજે શેહેનશાહીઓના ખોરદાદ સાલ યાને ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજ થવો જોઇએ. પણ આજે તો અસ્પંદાદ માસનો ખોરશેદ રોજ છે. ત્યારે આપણા બાપદાદાની ૨૦૦ વરસની જેહેમત ભરેલી અને તવારીખી તથા ધર્મપોથીઓની શોધખોલ કે ૧૨૦ વરસે આપણા ન્યાગાનો ૧) મહીનાનો કબીસો કરતા હતા અને ઇરાનથી હાદેસાના માર્યા હિંદુસ્થાન આવ્યા ત્યારે પાહાડોમાં ૧) મહીનો કબીસો કરીને આવેલા તે બધું શું ખોટું? દસ્તુર યઝદજરદ હઝારીની આગેવાની હેઠલ બીજા દાનાવ ધર્મગુરૂ મલીને કબીસો

કીધેલો (જુઓ કદીમ તારીખ પારસીઓની કસર) તે વાત સૌ ગલત! ત્યારે શું આપણા (શેહનશાહીઓના) બાપદાદા મરદો ઓરતો સઘળાં એક મહીનાની ઉંઘમાં પડેલા? ચોક્કસ મહીનાના હોરમજદ રોજથી અને-રાન રોજ સુધી ૩૦ દિવસ કોઇએ તેઓ ઉપર જાદુ કીધેલું? ત્યારે તો આપણ સઘળાએ રોજ માહ ખોટા ભણ્યે છીએ તે માટે દાદારની મારી ચાહી કદમી થઇ જવું!

—



ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ,
લાલબાગ, પરેલ,
તા૦ ૨ જી માર્ચ ૧૯૧૨.

એર્વદ સાહેબ શેહરીયારજી દાદાભાઇ ભરૂચા (સરનશીન),
શેઠજી સાહેબો નસરવાનજી હીરજીભાઇ પટેલ } ઑનરરી
અને પાલનજી બરજોરજી દેશાઇ } સેક્રેટરીઓ.

માનવંત સાહેબો,

"જરથોશ્તી ફસલી સાલ મંડળ"ના ચાર વરસના અહેવાલ અને રિપોર્ટનું ચોપાન્યું તમો સાહેબોએ મેહેરબાનીની રાહે મોકલ્યું તે માટે તમારો ઉપકાર માનુ છું જી. એ બાબદમાં તમો સાહેબે કેટલાક સવાલો પુછયા છે તે સવાલોના જવાબો મારી શકતી મુજબ નીચે રજુ કરૂં છું જી.

૧) તમારો પેહેલો સવાલ એ છે કે "જમશેદી નવરોજનો દીવસ જે હાલમાં તા૦ ૨૧ મી માર્ચે પડે છે તે દીવસે આપણું નવું સાલ શરૂ થાય એમ તમારૂં માનવું છે?"

એનો જવાબ એ છે કે જમશેદી નવરોજનો દીવસ તેજ જરથોશ્તીઓના નવા સાલનો દીવસ હોવો જોઇએ, ઇરાનીઓ બહારની મોસમથીજ પોતાનું નવું વરસ ગણુતા હતા. વસંત મહા વિષુવકાળે (Vernal Equinox) જયારે રાત અને દિવસ સરખો થાય ત્યારથીજ આપણું નવું વરસ ગણવું જોઇએ એવું મારૂં મત છે.

૨) તમારો બીજો સવાલ "એ પ્રમાણે અમલ કરવાની તરફેનમાં આપ સામેલ છો કે?" એવો છે.

અમલ કરવાની તરફેનમાં મત આપવા અગાઉ ટોળાના મોટા ભાગને સાથે લઇને સમજુતીથી અમલમાં મેલવી જોઇએ

૩) તમારો ત્રીજો સવાલ આ છે કે "અગર જો રોજ માહની ગણુત્રી તથા રચનામાં સુધારો કરવાની તરફેનમાં આપ હો તો તે વિષે કેવી પ્રકારના પગલાં ભરાવાં જોઇએ?"

આ સવાલ ઘણો અગત્યનો છે. અને એ ઉપર ઘણું સંભાળ ભરેલું ધ્યાન આપવું જોઇએ. ટોળાના મોટા ભાગને સાથે લઇ તેઓને એ વિષે કેળવવા, સભાઓ ભરીને કે ભાષાણો કરીનેજ નહી પણ ઘરે ઘર જઇને ઘેરના આગેવાનોને સમજાવવા, એકલા બેહદીનો અથવા બીજા 'લે મેનોજ' નહી પણ અથોરનાન વર્ગ, યોજદાથ્રેગરી કરનારા મોબેદો અને દસ્તુરોની દીલસોજી અને સંમતી મેલવવાની કોશેષ કરવી જોઇએ. તેઓને એ બાબે સમજાવીને ખાત્રી કરવી જોઇએ. તેઓનાં ગુજરેલાં ન્યાગાનોની બાજ રોજગારો ઉંધા વલી જતા નથી કે ભલતા દીવસે પડતા નથી એવી આપણાં બુજોર્ગ બાઇઓ અને ભાઇઓની ખાત્રી કરવી જોઇએ. મુંબઇ અને દેશાવરોના દસ્તુર સાહેબોને તમારાં મંડલમાં સામેલ કરી તે સઘળાઓ એ બાબતમાં એકમત થાય એવી કોશેશ કરવી જોઇએ. આપણાં મુંબઇના બન્ને શેહનશાહી દસ્તુર સાહેબો હું જાણું છું ત્યાંસુધી એ બાબદમાં એકમત છે. મરહુમ શેઠ ખરશેદજી કામાની ફરમાસથી એ બાબતમાં હું દસ્તુરજી સાહેબ દારાબજી પેશોતનજીને મલ્યો હતો તે વેળા એવણ સાહેબે એ બાબે પોતાની તરફેણદારી જણાવી હતી પણ તેવણે મને કહ્યું હતું કે એ કામ બેહદીનો કરતાં દસ્તુર સાહેબોનું છે. જ્યારે દસ્તુરજી સાહેબ કેખસરૂએ કહેલું કે જો દસ્તુરજી દારાબજી કબુલ કરે તો તેવણ પણ તૈયાર છે. આ ઉપરથી મારૂં એવું મત છે કે દસ્તુરજી સાહેબોની સંમતી લઇને તમો સાહેબો કામ કરશો તો ટોળાના મોટા ભાગને તમારી મંડલી તરફ ખેંચી શકશો; નહી તો કદમી અને શેહનશાહીમાં એક ત્રીજો ફસલી ટોલો તે પણ નામનો અને નકામો થઇ પડશે. આપણે એવી નેમથી કામ લેવું જોઇએ કે આપણા ભણ-તરો બર વખતે થાય અને તે ભણતરો ભણનારા મોબેદો તેમ કરવાને પોતાની ખુશી બતાવી બરવખતની ક્રિયા ફસલી રોજ માહથી શરૂ કરે. ત્યારે અને ત્યારેજ આપણે સઘળા જરથોશ્તીઓને રફતે ગફતે એ વાજબી માર્ગ તરફ રેહનુમાઇ કરી શકશું. મંડલમાં અમથા જોડાવાથી કે તેના જશનોમાં સામેલગીરી આપવાથી કાંઇ વલવાનું નથી. મંડલીના જશનોમાં ફસલી રોજ માહ અને પોતાના ઘરમાં જશન કે ક્રિયા કરતી વખતે ઘેરનો પંથકી રેવાજી રોજ માહ ભણે, તમારાં બચ્ચાંઓના

લગ્ન અને નવજોત વગેરેની ક્રિયા તે પંથકી રેવાજી રોજ માહથી કરે તેમાં સાર્થક શું ? તમારાં મંડલના જરથોસ્તીઓને એ રીતે ફરજયાત દહીમાંબી અને દુધમાંબી રેહવું પડે છે. આ મંડલ સાથે જોડાઇ ધર્મ કે રેવાજને લગતા કોઇ બીજા સવાલોમાં આપણા ટોલામાં મતફેર હશે પણ આ સવાલમાં તો ટોલાનો મોટો ભાગ તરફેનમાં છે. આજે સ્કુલે જતાં છોકરા છોકરીઓ પણ એ બાબત જાણવા અને માનવા લાગ્યાં છે. માટે બીજી બાબતની મતફેરી બાજુએ મુકી દરેક સાચા સુધારકે પોતાથી જુદાં મતવાળાઓ સાથે એ બાબતમાં સાથે મલી વીચાર કરવો જોઇએ તથા કોમનો વિશ્વાસ પામેલાં ભલાં નર નારીઓની ફરજ છે કે આ બાબતને લગતી સમજ આપવા પોતાની લાગવગનો ઉપયોગ કરવો. મારા ઉસ્તાદના ઉસ્તાદ મરહુમ બુઝોર્ગ ખરશેદજી રૂસ્તમજી કામાએ આરંભેલાં આ ખરેખરા સુધારાનાં કામને હું દરેક ફતેહ ઇચ્છું છું.

૪) તમારા ૪ થા સવાલનો જવાબ હું મારી સમજ મુજબ એ આપું છું કે જયારે આ સવાલની બાબતમાં વિદ્વાનોમાં મતફેર છે. દસ્તુરજી સાહેબોનું પણ એજ મત છે, લાંબા વખતનો ફરવરદીન મહીનો પેહેલો ગણવાનો રીવાજ છે. બુનદેહેશ અને ગાહમ્બારની આફ્રીન જેવાં પાજંદ ભણતરો એમજ સુચવે છે. તો ફરવરદીન મહીનોજ પેહેલો લેવામાં આપણને ઝાઝુ ખોહવાનું નથી. ગાહમ્બારના જશનો જે ફસલ યાને રૂતુની વખાણ માટે દાદાર હોરમજદનો આભાર માનવા માટેના છે તેની ક્રિયા આફ્રીનગાન અને આફ્રીન હાલ ચાલુ છે તેજ રીતે આપણા મોબેદો ભણ્યા વગર રેહેશે નહી. ભણતરમાં કશો ફેરફાર કરવાનો આપણને હક નથી, તો દએ મહીનો પેહેલો ગણવા માટે આવી હરકતથી મોટો ભાગ ના પાડશે અને આ બાબદ ઉપર જીદ કરવાથી એક ભલું અને સર્વમાન્ય દિની કામ ભાંગી પડશે, માટે ફરવરદીનજ પેહલો ગણવો એવું મારૂં મત છે. મરહુમ બુઝોર્ગ શેઠ ખરશેદજી કામાજી પણ આ સવાલના બાબમાં છેહલે છેહલે (જો કે પોતાની માન્યતા દએની તરફેનમાં છતાં) ઉદાર દીલ દેખાડી ફરવરદીન પેહેલો ગણાય તેના સંબંધમાં પોતાની વીરૂધતા છોડી દીધી હતી. તેવણ સાહેબનું કેહવું એવું હતું કે તમારે ગમે તે મહીનો પેહલો ગણો, ગમે તો જાનેવારી પેહલો ગણો

પણ જશનો અને ફસલો વખતસર આવે તથા દિની ભણતરો બર વખતે થાય તે જોવા તેવણ રાજી હતા. ગાહમ્બારની આફ્રીન જેવાં આપણા ભણતરમાં કોણ ફેરફાર કરે? અને તે ફેરફાર સ્વીકારવા ઘણા દીનચુસ્ત જરથોસ્તીઓ વાજબીની રાહે ના પાડી શકે.

૫) હવે કબીસો કેટલી મુદતે કરવો તેના સંબંધમાં જો આપણો અસલી રેવાજ જોઇએ તો તે ૧૨૦ વરસે ૧ મહીનો વધારવાનોજ હોય એવું કદમી અને શેહનશાહીઓ વચ્ચે હાલમાં જણાતા એક મહીનાના ફેર ઉપરથી સાબેત માલુમ પડે છે તો પણ હવે જ્યારે આપણી પાદશાહી અને જાહોજલાલી જેવું કશું રહ્યું નથી તથા લાંબા કાળ સુધી તેની નોંધ રાખવી મુશકેલ થઇ પડે તે રીતે જોતાં ચાર વરસે એક દીવસ વસંત મહા વિષુવ (Vernal Equinox)ના વખતે વધારી કબીસો કરવામાં આવે તે પસંદ કરવા જોગ છે. આ સેહલી અને સુતરી બાબદ ઉપર કોઇ વાંધો લઇ શકે નહી.

૬) તમારા ૬ થા અને છેલ્લા સવાલનો જવાબ એ છે કે ચાર વરસે જે કબીસાના યાને કસરનો દહાડો ઉમેર્યે તે વરસની આખેરીએ ઉમેરવો અને વહીશ્તોયશ્ત ગાથાને ૨૪ ને બદલે ૪૮ કલાકનો ગણવો કે જેથી બંદગી કરનારાઓ રોજ માહ પણ બરાબર ભણી શકે અને એ વધારેલા વહીશ્તોયશ્ત ગાથાના દીવસને 'અવરદાદ સાલ વહીશ્તોયશ્ત ગાહ'નું નામ આપવું. કારણ કબીસાના જશનની ક્ષનુમન 'અવરદાદ સાલગાહનાં' જશનની ક્ષનુમન તરીકે આપણી પાસે તૈયાર છે. જેમાં ગાથા તેમજ વખત (ફસલ) ની આરાધના આવેલી છે.

# જરથોશ્તીઓનાં તેત્રીસ જશનો.



## નાયબ દસ્તુર મીનોચેહેર જા. જામાસ્પઆશાના.



"અશોઇના બુલંદ સરદારને, તથા ગાહમ્બાર અને વરસોના સરદારો જેઓ હાવન ગેહના અશોઇના સરદારો છે (તેઓને) હું ઇજન કરૂં છું (તથા) મીજલસમાં આદરમાન આપું છું."

(યજશને હા ૧ લો.)

ઉપલા ફકરામાં ગાહામ્બાર સાથે વરસના સરદારોની યાદ કરવામાં આવી છે, તે સરદારો તે વરસનાં મુખ્ય જશનોના તેહેવારો છે. એ જશનોની બુલંદી હાવન ગેહમાં વધારે રહે છે તેથી તેઓને યજશનેમાં હાવન ગેહના સરદારો ગણેલા છે. એ જશનોમાંનાં કેટલાંક જશનોની ખશનુમન ફકત હાવન ગેહેમાંજ ભણી શકાય છે તેથી એ જશનોને હાવન ગેહેના સરદારો ગણેલા છે. વળી યજશનેમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે:—

"આએ બધા સરદારો જેઓ હાવન ગેહની આસપાસ સૌથી નજદીકના અશોઇના ૩૩ રતુ છે (તેઓને) હું ઇજન કરૂં છું તથા માન આપું છું."

આ ૩૩ રતુઓ માટે જુદા જુદા અભ્યાસીઓ જુદો જુદો સાર ઉઠાવે છે પણ એ રતુઓને જ્યારે હાવન ગેહેની આસપાસના ગણ્યા છે ત્યારે તેઓ માટે હું અનુમાન એમ કરૂં છું કે તે ગાહામ્બારનાં જશનો અને વરસનાં બીજાં જશનો માટેનો ઇસારો છે.

એ જશનો પણ નીચે મુજબ ૩૩ થાય છે:—૭ ગાહમ્બારો, વરસના બાર મહીનાનાં જશનો, દશ ફરવરદેગાનના દિવસો, એ ઉપરાંત નોરોજ, રપીથ્વન, ખોરદાદ સાલ, આદર મહીનાનું ફ્રવર્દેગાનનું જશન અને જશને સદેહ મળી ૩૩ જશનો થાય છે. એ સઘળા હીંગામેનો વડો રતુ તે યજશને પ્રમાણે વરસનો સરદાર છે. આ વડો સરદાર તે

જમશેદી નોરોજ છે. આપણાં લગભગ સઘળાં જશનોનું પડવું સુરજની ચાલ ઉપર આધાર રાખે છે, કારણકે એ માહેનાં ઘણાંક જશનો રૂતુ સાથે સંબંધ રાખે છે. આપણી દુન્યા સુરજની આસપાસ બરોબર ૩૬૫ દીવસ, ૬ કલાક અને ૯ મીનીટે ફરી રહે છે. તેથી દર ચાર વરસે એક દીવસ વધ્યો જાય છે. આપણો રીવાજ હાલ ફકત ૩૬૫ દીવસનું વરસ ગણવાનો પડી ગયો છે. જેથી દર ચાર વરસે વધતો એક દીવસ જમાનાઓ વિતતાં મહીનાઓ અને વરસો થઇ વગર ગણત્રીએ પસાર થઇ જાય છે. એમ થવા દેવું જરથોસ્તી દીનની રૂએ ખોટું છે. ઘણા જુના જમાનાથી આપણા વડીલોએ એવી કસર વગર ગણત્રીએ પસાર થઇ જતી પકડી પાડી હતી. તેઓ એ કસરને સમાલથી એકઠી કરી બરોબર ૧૨૦ વરસે એક મહીનો વધારાનો લેતા હતા. આ વધારાનો મહીનો તે અધીક માસ યાને કબીસાનો મહીનો ગણાતો હતો. એ પ્રમાણે કબીસો કરી રૂતુઓ તેઓના બરોબર હીંગામ ઉપર આવે તેમ રાખવાની આપણા વડીલો સંભાળ લેતા હતા. વળી તેઓએ વરસના દરેક મહીનાને બાર રાશીઓમાંની એકેક સાથે ગોઠવી આપ્યો હતો. બુનદેહેશ પ્રમાણે પેહેલી રાશી મેશથી શરૂ થાય છે અને તે અનુક્રમે મીન રાશી આગળ ખતમ થાય છે, યાને કે મેશ રાશી સાથે ફ્રવદીંન શરૂ થતો હતો અને મીન રાશી આગળ સ્પંદાર્મદ મહીનો ખતમ થતો હતો. તેટલા માટે આગલા વખતમાં આપણા દરેક મહીનાઓ તેઓની નેમી આપેલી રાશીમાં સુરજ હોય તે રાશીમાંજ પડતા હતા. વળી આપણું વરસ ફ્રવદીંન મહીનો અને હોરમજદ રોજથી શરૂ થવું જોઇયે એમ પેહેલવી અને ફારસી કેતાબો ઉપરથી જણાય છે. બુનદેહેશ કેતાબ જે ઇ૦ સ૦ ની પાંચમી સદીની આખેરીમાં લખાઇ હતી તેના લખનારે આપણો પહેલો મહીનો ફ્રવદીંન જણાવ્યો છે. કારણકે એ કેતાબના ૭ મા બાબમાં કહેવામાં આવ્યું છે:—

'બીનાએ તીર ચેહારૂમ બીના મીન શનત, કરચાંગ ચાહારૂમ અખતર મીન વરક'

યાને તીર મહીનો વરસનો ચોથો મહીનો છે અને કરક રાશી મેસ રાશીથી ચોથી રાશી છે.

વળી ફીરદોસી શાહ જમશેદનું દાસ્તાન કરતાં જમશેદ પુર ભપકાથી તખ્તે બેઠો અને તખ્તે બેસવાના દીનથી નવું વરસ શરૂ કીધું તે બાબેનું બ્યાન કરતાં તે નોરોજના દીવસ માટે તેણે લખ્યું કે:— 'સરે સાલે નઓ હોરમજદ ઓ ફરવરદીન' યાને કે એ નવાં વરસનો પહેલો રોજ હોરમજદ અને માહ ફરવદીંન હતો. એ ઉપરથી આપણે જોઇયે છીયે કે ઘણા જુના કાળથી જમશેદી નોરોજના દિવસથી નવું વરસ શરૂ થતું હતું. અલબીરૂની લખે છે કે ઇરાનીઓ એવું માનતા હતા કે પહેલા માણુસના જનમના દિવસથી તેમના વરસની શરૂઆત ગણવામાં આવી છે અને તે બનાવ ફરવદીંન મહીનો અને હોરમજદ રોજે બન્યો હતો કે જે વખતે સૂર્ય મેશ વીશુવ (vernal equinox) યાને બાહારની મોસમની શરૂઆતમાં હતો કે જયારે રાત અને દીવસ સરખો થાય છે. આ રીતે જોતાં આપણું વરસ વસંતનાં બેસવા સાથે શરૂ થાય છે અને શીયાળો પુરો થતાં પુરૂં થાય છે, જેથી ખરી રીતે જોતાં તો જમશેદી નોરોજથી આપણું નવું વરસ શરૂ થવું જોઇએ. પણ આપણે હાલ વરસની કસર ગણુતા નહી હોવાથી એ નોરોજનો દિવસ ખસીને હાલે સાડા ૭ મહીના વેહેલો પડે છે. દીનકર્દના જણાવવા પ્રમાણે નોરોજ તેની મુકરર જગ્યાએજ આવવો જોઇએ કારણકે નોરોજ તેની મુકરર કીધેલી જગ્યાએથી ખસી જાય તો દીનઆઇનનાં કામોને ખલલ પહોંચે છે. આ પ્રમાણે જોતાં આપણો નોરોજ તેની મુકરર જગ્યાએથી ખસી જવાથી આપણાં જશનો અને ક્રિયાઓમાં મોટી ઉથલ પાથલ થઇ ગઇ છે. આપણે જુદાં જુદાં જશનોની ક્રિયા કરીએ છીએ તે સઘળી કવખતની થાય છે, અને જે શુક્રગુજારીઓ પરવરદેગારની હજુરમાં કરીએ છીએ તે શુક્રગુજારીઓની મકસદ સદનતર ઉલટાઇ જાય તેટલા માટે વરસની મોસમો અને જશનો બરોબર વખતસર લાવવાને માટે દીનકર્દમાં જણાવ્યા પ્રમાણે પેશદાદ અને કયાની પાદશાહોના વખતથીજ કબીસો કરવાનો રવાઇયો પડયો હતો. આટલા ખોલાસા પછી હું જશનોની બાબદ ઉપર આવીશ.

**પહેલું જશન જમશેદી નોરોજનું.** જમશેદી નોરોજના દીવસને 'નોરોજે આમ' કહે છે. મેં ઉપર જણાવ્યું તેમ લાંબા જમાનાઓથી

એ દિવસ ફ્રવર્દીન મહીનો અને હોરમજદ રોજે પડતો હતો. 'નોરોજે આમ'નો અર્થ તમામ ખલકતના લોકોનો નોરોજ કરીને થાય છે. તમામ જરથોશ્તી આલમના લોકો પોતાનું છેલ્લું સાલ સહી-સલામતીથી પસાર કરી આવવાને માટે અને હવે પછીનાં અનેક સાલો પણ તેવીજ રીતના ગુજરે એવી રીતની શુક્રગુજારી દાદારની હજુરમાં કરવાને માટે એ દીને એબાદતગાહોમાં અને દરેક જરથોશ્તી ઘરોમાં જશનો કરવામાં આવતાં હતાં. એ નોરોજનો દિવસ જેમ લોકો એબાદતમાં ગુજારતા હતા, તેમ વળી શાદી રામશની સાથે પણ પાળતા હતા. એ દિવસ તમામ સૃષ્ટીનાં નવાં વરસના દિવસ તરીકે અસલવારેથી ગણાતો આવ્યો હતો. શીયાળાની રૂતુ ઠંડીવાળા મુલકના લોકોને અણગમતી હોય છે, જ્યારે ગરમીવાળી બાહાર અને વસંતની રૂતુ તે લોકોને આવકારદાયક હોય છે, તેથી બાહારની મોસમ એ દિવસથી શરૂ થતી હોવાને લીધે પણ આપણ જરથોશ્તીઓને એ બાબેની ખુશાલી પેદા થાય છે. ઇરાનવેજના મુલકોમાં એવી સખ્ત ઠંડી પડતી હતી તેથી તે ઠંડીને દેવની પેદા કીધેલી ઠંડી એમ અવસ્તામાં ગણી હતી. એવી ઠંડીથી જ્યારે લોકોનો છુટકારો થાય અને ગરમીની રૂતુને આવકાર આપતાં હોરમજદની શુક્રગુજારી અને જશનો કરે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. એ રીતે શુક્રગુજારી એ દહાડે કરવાનો ચાલ ઘણા જુના વખતથી ચાલતો આવેલો છે. દરેક કોમના લોકો પોતાના બેસતાં નવાં વરસના દિવસને શુભ ગણે છે પણ જરથોશ્તીઓને એ બેસતાં નવાં વરસને શુભ ગણવાનાં અનેક કારણો મળ્યાં છે:—

૧ લું, છેલ્લું આખું વરસ સહીસલામત પુરૂં કરી આવ્યા તેથી,

૨ જું, તે દિવસથી વસંતની મોસમ બેસે છે તેથી,

૩ જું, એ દિવસે તમામ ખલકતને હોરમજદે પેદા કીધી હતી તેથી,

૪ થું, એ દિવસે જમશેદ તથા બીજા અનેક પેશદાદ અને કયાની પાદશાહો ગાદીનશીન થયા હતા તેથી,

૫ મું, એ દિવસે નેક કામોનું મુહુરત યાને શરૂઆત કરવા ફરમાવી છે તેથી.

આ રીતે જોતાં જમશેદી નોરોજની બુલંદી મોટી છે અને એવો બુલંદ દિવસ ખુશાલીથી પાળવાની આપણી ફરજ રહે છે. ફક્ત જમશેદી નોરોજનોજ દિવસ નહિ પણ આખો ફ્રવદીંન મહીનો આપણી જરથોસ્તી શહેનશાહતનાં વખતમાં નોરોજના હીંગામ તરીકે પાળવામાં આવતો હતો. આખા ફ્રવદીંન મહીનાને તે વખતમાં છ ભાગમાં વેહેંચી નાખવામાં આવતો હતો, અને તે તબક્કાઓ પોતાના દરજ્જા પ્રમાણે પાદશાહો, અમીર ઉમરાવો, આમના લોકો, ચાકર નફરો અને ગોલામો વિગેરે ગુજારતાં હતા. એ આખા મહીનામાં નોરોજથી તે ખોરદાદ સાલ સુધીના છ દિવસો ઘણા બુજોર્ગ ગણાતા હતા. તે છ દિવસો સુધી પાદશાહો દરરોજ સવારના ખાસ દરબારો ભરતા હતા અને ખાસોઆમના લોકોની મુલાકાત લેતા હતા. વળી પાદશાહો એ દિવસો ઉપર લાયકાત ધરાવનાર લોકોને ખેતાબ અને ખેલાતો બક્ષતા હતા. એ પ્રમાણે એ નોરોજનો બુલંદ હીંગામ હસીખુશી સાથે લોકો ગુજારતા હતા.

**બીજું જશન** ફ્રવદીંન મહીનો અને અદીંબેહેસ્ત રોજે કરવામાં આવે છે તે રપીથ્વનનું જશન ગણાય છે. રપીથ્વન યાને ગરમીનો હીંગામ તો જમશેદી નોરોજના બેસવા સાથેજ પડે છે, પણ ગરમી ઉપર અદીંબેહેસ્ત અમેશાસ્પંદ મવક્કલ હોવાથી તે અમેશાસ્પંદની આરાધના તેના નામના અદીંબેહેસ્ત રોજે કરવામાં આવે છે. ગરમીની મોસમમાં સૃષ્ટીના કાયદા પ્રમાણે દિવસ લાંબો અને રાત ટુંકી હોય છે. તેટલા માટે એ મોસમમાં દહાડાની પાંચ ગેહ યાને પાંચ ભાગ કરવામાં આવ્યા છે. એમાં રપીથ્વન ગેહ દહાડાના મધ્ય ભાગમાં આવે છે. ગરમીનો અમલ ૭ મહીના સુધી રહે છે તેટલા માટે ફ્રવદીંન મહીનાની શરૂઆતથી તે મેહેર મહીનાની આખેરી સુધી રપીથ્વનનો અમલ રહે છે. આવાં મહીનાની શરૂઆતથી તે સ્પંદામદ મહીનાની આખેરી સુધીની મોસમ શીયાળાની મોસમ ગણાય છે. એ મોસમમાં દીવસ ટુંકા અને રાત લાંબી હોય છે. તેથી એટલા મહીના દિવસના પાંચને બદલે ચાર ભાગ કીધેલા છે. એ પાંચ મહીના સુધી ગરમીનો અમલ નહિ હોવાને લીધે એ દિવસો ઉપર રપીથ્વન ગેહ ભણાતી નથી. રપીથ્વનનું જશન મોટું જશન ગણાય છે જે ફ્રવદીંન

મહીનો અને અદીબેહેસ્ત રોજે બપોરના રપીથ્વન ગેહમાં કરવામાં આવે છે. દરેક જરથોશ્તી ઉપર વરસની છ ક્રિયા કરાવવાની ફરજ રહે છે તેમાં રપીથ્વન ઇજવાની પણ ફરજ નાખેલી છે. નેરંગસ્તાન કેતાબમાં કહ્યું છે કે

"ધર્મનું ફરમાન છે કે રપીથ્વન ઇજી દરેક આદમીએ ગુજારેશ કરવી. એ ગુજારેશથી છુટવા માગે તો તે અણઘટતું અને ગુનાહભરેલું છે."

આ દુન્યા ઉપર સઘળી જાતની આફત લાવનાર હારેમનને ગણેલો છે. શીયાળાની રૂતુમાં ઉત્તર તરફનો પવન જેને અવસ્તામાં ધીક્કારેલો છે તે પુકી માણુસો ઉપર તરેહવાર જાતના રોગના હુમલાઓ લાવે છે. એ પવન હારેમન તરફથી આવતો હોય એવું અવસ્તા જમાનાના લોકોનું મત હતું. દુન્યાની શરૂઆતમાં હારેમનની ખરાબી તોડવાને માટે રપીથ્વન ગેહમાં હોરમજદે અમેશાસ્પંદોની સાથે મીનોઇ ઇજશને કરી હતી અને પહેલી રપીથ્વન ઇજી હતી એમ બુનદેહેશમાં જણાવ્યું છે. રપીથ્વન ઇજવાની મૂળ મકસદ હારેમનની ખરાબી તોડવાને માટે છે. રપીથ્વનનો એક અર્થ દક્ષીણ દીશાનો પણ થાય છે. એ રપીથ્વનની મોસમને દક્ષીણ તરફના પવન સાથે નીસબત છે. રપીથ્વનના (દક્ષીણના) પવનને અવસ્તા જમાનાના લોકો ઉત્તમ ગણતા હતા, જ્યારે ઉત્તરના પવનને ખરાબી કરનાર ગણતા હતા.

જેમ રપીથ્વન સાથે અદીબેહેસ્ત અમેશાસ્પંદને સંબંધ છે તેમ વનંત સેતારાને પણ સંબંધ છે. દાદાર હોરમજદે દુન્યાની પાસબાનીને માટે ચાર સેતારાઓને ચાર દીશાએ રાખ્યા છે તેમાં વનંત દક્ષીણ તરફનો સેતારો છે. એ વનંત સેતારાને દેવને લગતા પ્રાણીઓના નુકસાનનો અટકાવ કરનાર ગણ્યો છે. માટે વનંત યજદની આરાધના પણ રપીથ્વનના હીંગામ ઉપર કરવામાં આવે છે, જેની ક્રિયા નોરોજને દિવસે હાવન ગેહમાં કરવામાં આવે છે. એ ક્રિયામાં દરેહમેહેરમાં વનંત યજદની બાજ ધરતાં બાજ ધરનાર મોબેદ પોતાના હાથમાં "નવ ગરેહ" યાને નવ ગાંઠની લાકડી ધરે છે અને હારેમનને લગતી દરેક બુરી શક્તિઓનાં નામ દેતાં તે એજમતી લાકડીનો ફટકો બુરી શકતીઓને મારવાને માટે ભોંય ઉપર ઠોકે છે. તેટલા માટે રપી-

થ્વનની ક્રિયા કરવાની મૂળ મકસદ એજ હતી કે બેસતાં નવાં સાલથી દુન્યાંમાંથી રોગ મરકીનો ઘટાડો થાય, તે વરસમાં સારા વરસાદથી વૃષ્ટી થાય, દુકાળ અને ટીપણીની આફતો દુર થાય, દક્ષીણ તરફનો ખુશ પવન ફુકી સઘળી વાતાવણુંને સાફ કરે અને તેથી માણુસજાતની સુખશાંતીમાં વધારો થાય. તેથી દરેક જરથોશ્તીની ફરજ રહે છે કે રપીથ્વનની ક્રિયામાં ભાગ લઈ શુક્રગુજારી ઇચ્છી તે પરવરદેગાર પાસેથી તમામ લોકોની આબાદી પ્રચ્છવી.

**ત્રીજું જશન ખોરદાદ સાલનું** ગણાય છે. જમશેદી નોરોજ "નોરોજે આમ" ગણાય છે તેમ ખોરદાદ સાલ "નોરોજે ખાસ" ગણાય છે, કારણકે આગલા વખતમાં એ દિવસ ઇરાનના પાદશાહો અને અમીરોજ ખાસ કરીને રામશનીથી ગુજારતા હતા. એ દહાડો આગલા વખતમાં ઘણા મોટા બનાવોને જન્મ આપનાર ગણાયો છે, જેમાં ખાસ કરીને અશો જરથોસ્તનો જન્મ એ દિવસે થયો હતો, એજ દિવસે તેવણુ ખોદા સાથની ગુફતેગોમાં રોકાયા હતા, અને એજ દિવસે તેવણુ ગુશ્તારપ પાદશાહને જરથોસ્તી દીનમાં લઈ જરથોસ્તી દીન ફેલાવવાનો પાયો નાખ્યો હતો. એ ઉપરાંત બીજા અનેક ઇરાનની તવારીખને લગતા બનાવોને જન્મ આપનાર એજ દિવસ હતો. અલબીરૂનીના લખ્યા પ્રમાણે એ દીને ઇરાનના લોકો સાત જાતનો અનાજ એક રકાબીમાં વાવતા હતા અને તેમના ઉગવા ઉપરથી વરસનો પાક કેવો જશે તેનું અનુમાન કરતા હતા. એ દિવસ ખાસ કરી ઇરાનમાં નાહાવાનો ગણાતો હતો કારણકે ખોરદાદ અમેશાસ્પંદ પાણી ઉપર મવક્કલ હોવાથી પાણીનો નાહી ધોઇને નેક ઉપયોગ લોકો એ દીને કરતા હતા. એ નાહાવાનો ચાલ કેમ પડયો તેને માટે અલબીરૂની લખે છે કે શાહ જમશેદે નેહેરો ખોદાવી હતી અને તે નેહેરોમાં ખોરદાદ સાલને દિવસે પાણી દાખલ કીધાં હતાં. આથી પાણી લોકોને છૂટથી મળવાથી તેઓ ખુશીમાં આવી ગયાં હતાં અને નાહી ધોઇ પોતાનાં તનને સાફ કીધું હતું. ત્યાર બાદ એ દીને નાહાવાનો ચાલ લોકોમાં પડી ગયો હતો. વળી ખોરદાદ અમેશાસ્પંદ વખતનો માલેક છે તેથી શરૂ થતાં વરસ ઉપર ખોરદાદ અમેશાસ્પંદ માલેકી ધરાવે છે તેટલા માટે વરસના શરૂ થવા માટેની શુક્રગુજારીનું જશન એ

અમેશાસ્પંદના મવક્કલ-રોજ ખોરદાદ-રોજે કરવામાં આવે છે. એ જશનનો સબબ તમામ આલમના લોકોને સુખ, તનદરોસ્તી અને લાંબી જીંદગી મળે એવી રીતની બંદગી ગુજારવાને માટે છે. દરેક જરથોશ્તીએ ખોરદાદ સાલના દરૂન બજાવવા જોઇયે એમ સદદર નામની પેહેલવી કેતાબમાં ફરમાન આપ્યું છે, કારણકે એ દીને હુકતાલાની બક્ષેશથી સર્વે આદમીઓની આખાં વરસની રોજી નેમાય છે. તેથી અલબીરૂની પણ લખી જાય છે કે ઇરાનીઓ એ દહાડાને "આશાનો દહાડો" કહે છે.

**ચોથું જશન** ફ્રવર્દીન મહીનો અને ફ્રવર્દીન રોજે અશો ફ્રોહરોનું પડે છે, એ જશન તમામ અશો ફ્રોહરોનું ગણાય છે. ગયોમર્દથી તે હાલ સુધીના અને હવે પછી આવતા સોશીયોસના જમાના સુધીના તમામ ફ્રોહરોનું એ જશન ગણાય છે. ખ્રીસ્તીઓના "All Saints Day" ના તેહેવારના જેવા મતલબનો આ જશનનો દહાડો ગણાય છે. એ દીવસે દરેક જરથોશ્તીએ પોતાનું ચીત રોકી પોતાના ગુજરેલાં વહાલાંઓની યાદ જાતે કરવી જોઇયે અને તેઓની નઇઅતે ક્રિયાઓ કરાવવી જોઇયે.

**પાંચમું જશન** અર્દીબેહેસ્ત મહીનો અને અર્દીબેહેસ્ત રોજનું પડે છે. એ જશનને "જશને અર્દીબેહેસ્તગાન" કહે છે. ફારસી કેતાબોમાં અર્દીબેહેસ્તનો અર્થ બેહેસ્તની મીસાલનો એમ કીધો છે. તેનું કારણ એ કે એ મહીનામાં વસંત રૂતુનો બાહાર એટલો તો ખીલી નીકળતો હતો કે બાગબગીચાઓ બેહેસ્તનો ખ્યાલ આપતા હતા. ફારસી વજરકર્દમાં 'અરદ'નો અર્થ 'ગાવું' કીધેલો છે, કારણ એ મહીનામાં પક્ષીઓ ઝાડો ઉપર બેસી ખુશ સરોદ ગાય છે. ફરહંગે જાહાંગીરીમાં લખવા મુજબ આગલા ઇરાનના પાદશાહો એ જશનના દિવસને લડાઇ ઉપર જવાનો ઠેરવતા હતા અને રઇયત સાથે મુલાકાત કરતા હતા. અર્દીબેહેસ્ત અમેશાસ્પંદ રોશની અને આતશ ઉપર મવક્કલ છે અને આતશ જરથોશ્તીઓનો કેબલો હોવાથી એ જશનની બુજોર્ગી આપણે મોટી ગણીએ છીએ.

**છઠું જશન** પહેલા ગાહામ્બારનું અર્દીબેહેસ્ત મહીનાના ખોરશેદ રોજે પડે છે અને દેપમેહેર રોજ સુધીના પાંચ દીવસો ચાલુ રહે છે.

ગાહામ્બારની ક્રિયા કરાવવાની પણ દરેક જરથોસ્તી ઉપર ધર્મ ફરજ નાખેલી છે. ગાહામ્બાર પૃથવી અને તેની પેદાયશોને પ્રગટીકરણ મળવાનાં જશનો ગણાય છે, તેમજ તે રૂતુના જશનો પણ ગણાય છે. આફ્રીને ગાહામ્બાર પ્રમાણે દરેક પેદાયશના બનાવ્યા બાદ હોરમજદે અમેશાસ્પંદો સાથે ગાહામ્બાર ઇજયા હતા, તેમજ આદમીઓએ પણ એક બીજાની સાથે મળી ગાહામ્બારની ક્રિયા કરાવવી જોઇયે. ગાહામ્બારનો અર્થ એક જગ્યાએ એકઠા થવું એમ થાય છે. આગલા વખતમાં ગાહામ્બારના જશનોમાં પાદશાહથી તે ફકીર સુધાં સાથે ભેગા થઇ કાંઇ પણ તફાવત રાખ્યા વગર એ જશનો કરતા હતા. ગાહામ્બાર ઇજવાની મકસદ જુદી જુદી રૂતુઓમાં જે ન્યામતો મેળવ્યે છીયે તે માટે દાદારનું હેશાન માનવાની હોય છે, જેથી એવી ફરજો બજાવવાને ઘણા જુના જમાનાથી જરથોશ્તીઓ દાદારનું ભેગું હેશાન માનવાને એકઠા થતા હતા, શુક્રગુજારી કરતા હતા અને ખાસ વ આમ ભેગું ખાણું લેતા હતા. એ રીવાજને એટલો તો ચીવટપણે જરથોશ્તીઓ પાળતા હતા કે તમામ જરથોશ્તીઓ એ જશનમાં ભાગ લે છે કે નહિ તેને માટેની તકેદારી કરવાની અને ઘટે તો એ કામમાંથી અલગ રહેનારાઓને ઘટતી સજા ફરમાવવાની સત્તા દસ્તુરોના હાથમાં આપવામાં આવતી હતી. તેથી તે વખતના દસ્તુરો પોતાની સત્તા ગાહામ્બારનાં કામથી અલગ રહેનારાઓને ખુલ્લા પાડી, ગુજરાનનાં સાધનો છીનવી લઇ અથવા તો ન્યાતબહાર મુકી બજાવતા હતા. હાલ ગાહામ્બારનાં જમણવારોની જે રૂઢી ચાલે છે તે રૂઢીમાં એક સુધરેલી કોમનો જમણવાર તરીકે સારા ફેરફાર થવા જોઇયે. હાલનાં એવાં જમણવારોમાંથી મોભાવાળા અને આબરૂદાર લોકો દુર થઇ જાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. ગાહામ્બારની ચાશનીનો અર્થ ફકત ગાહામ્બારનું ભોણું ખાવું એમ થતો નથી. પહેલી જે ફરજ દરેક જરથોશ્તીઓ ઉપર રહે છે તે જશનમાં ભાગ લેવાની અને જે પવિત્ર ભણતર ભણાય તે ધ્યાનથી સમજીને તે ક્રિયામાં મીનોઇ ચાશની કરવાની છે, અને ત્યારબાદ જે મીયજદ અને ખાણું રાંધવામાં આવ્યું હોય તેની ચાશની સુલેહ અને એકદીલીથી કરી ત્યાંથી છુટા પડવું જોઇયે. આટલા ગાહામ્બાર વિષેના ટુંક ખોલાસા બાદ ગાહામ્બારના પહેલાં જશનની બાબદ

ઉપર આવીશ. પહેલો ગાહામ્બાર મેદીયોજરેમનું જશન વરસના શરૂ થવા પછી ૪૫ મે દહાડે પડે છે. એ ગાહામ્બાર વસંતની રૂતુની ન્યામતોને માટે શુક્રગુજારી કરવાનું જશન છે. "મઇધ્યો–જરેમય"નો અર્થ લીલોતરી આવવાનો મધ્યાન વખત યાને વસંતનો મધ્યાન વખત એમ થાય છે. સદદરે બુનદેહેશ પ્રમાણે એ મઇધ્યો–જરેમયના વખતમાં ખોદાતાલાએ આસમાન પેદા કીધું હતું. વીસપર્દમાં એ ગાહામ્બારને "પયંધહો" યાને દુધવાળો કહેલો છે. એ મોસમને દુધવાળી કહેલી છે. એ મોસમને દુધ સાથનો તાલુકો આપવાનું કારણ એ કે વસંતની મોસમમાં તમામ ઝાડપાનોમાં રસકસ અને દુધનો પુષ્કળ વધારો થાય છે.

**સાતમું જશન** ખોરદાદ મહીનો અને ખોરદાદ રોજનું પડે છે. એ જશનને "જશને ખોરદાદગાન" કહે છે. ખોરદાદ મહીનાને 'ખાણું આપનાર મહીનો' તરીકે ગણવામાં આવતો હતો, કારણકે એ મહીનામાં ઘઉં, જવ અને મેવાઓ પાકીને તૈયાર થતા હતા. ખોરદાદ અમેશાસ્પંદ ઝાડપાન, પેદાયશ અને પાક ઉપર મવક્કલ છે તેથી એ જશનને દિવસે દુન્યાની આબાદી વધે એવી ખાહેશ ચાહવી.

**આઠમું જશન** તીર મહીનો અને ખોરશેદ રોજે મેધ્યોશેમ ગાહામ્બારનું પડે છે અને દપમેહેર રોજ સુધી ચાલુ રહે છે. એ જશન ઉનાળાની મોસમની ન્યામતોને માટે શુક્રગુજારી કરવાનું છે. "મઇધ્યો–શેમ" નો અર્થ ઉનાળાનો મધ્ય વખત યાને ભર ઉનાળો થાય છે. એ ગાહામ્બાર ઉપર દાદારે પાણી પેદા કીધું હતું. વીસપર્દમાં એ ગાહામ્બારને "વાસ્ત્રો દાતએનયેહે" યાને ભર ગરમીનો, ઘાસની કાપણીનો સમો ગણેલો છે. એ હીંગામને ઇંગ્રેજીમાં Summer Solstice કહે છે.

**નવમું જશન** તીર મહીનો અને તીર રોજે "તીરંગાન"નું પડે છે. એ હીંગામ ઉપર અનાજ પાકી તૈયાર થતો હતો અને ત્યારબાદ તેના ભાગ કરી વહેંચી લેવામાં આવતા હતા. એ જશનની બુઝરગી અસલથી ઘણી ચઢતી ગણવામાં આવી છે, કારણકે એ જશનને દહાડે અફ્રાસીયાબ અને મીનોચેહેર વચ્ચે દોસ્તી થઇ હતી. મીનોચેહેર અને અફ્રાસીયાબ વચ્ચે પોતાના મુલકની હદ વિષે વાંધો ઉઠયો હતો, તેથી

અફ્રાસીયાબ મોટાં લશકર સાથે ઇરાન ઉપર ચઢી આવી તબરીસતાનને ઘેરો ઘાલ્યો હતો. તે વખતે મીનોચેહેરની હાલત અફ્રાસીયાબ સાથે જંગમાં ઉતરવા જેવી હતી નહિ અને તેથી મીનોચેહેરે એવી શરતે સુલેહ કરવા ઇચ્છયું કે તેનો "ઍરૅક્ષ" નામનો પહેલવાન "ક્ષઓથ" યાને દેમાવંદ પહાડ ઉપર ચઢી ત્યાંથી પુર્વ દીશા તરફ તીર ફેંકે અને જે જગાએ તે તીર પડે તે જગાને ઇરાન તથા તુરાન વચ્ચેની હદ સમજવી. આ કરાર અફ્રાસીયાબે કબુલ કીધો હતો. તે મુજબ ઍરૅક્ષ પહેલવાને એક તીર દેમાવંદ પહાડ ઉપર ચઢીને ફેંકયો હતો, કે જે બામદાદે ફેંકેલો બપોરના બામીયાન પહાડ આગળ પડયો હતો. અલબીરૂની એ બાબે લખે છે કે પરવરદેગારના હુકમથી પવન તે તીરને એટલો તો દુર લઇ ગયો હતો અને ફરગાહાના અને તબરીસ્તાન વચ્ચેની ખોરાસાનની હદ આગળ લાવી નાખ્યો હતો અને ત્યાંનાં સૌથી મોટાંમાં મોટાં ઝાડનાં થડમાં તે તીર બેઠો હતો. જ્યાંથી તીર ફેંકયો હતો ત્યાંથી તે તેના આવી પડવાની જગ્યા વચ્ચેનું છેટું એક હજાર ફરસંગનું હતું. એ ઍરૅક્ષ બાબેનો ઇસારો આપણુને તીર યરતમાંથી પણુ મળે છે. આવી રીતે ઇરાન દેશનો એ તીરંગાનને દિવસે છુટકારો થવાથી લોકો એટલું તો ખુશાલીમાં આવી ગયું હતું કે એ રોજને મોટાં જશનના દિવસ તરીકે ઠરાવ્યો હતો. એ તીરંગાનનું જશન અલબીરૂનીના લખવા પ્રમાણે બે દિવસ પાળવામાં આવ્યું હતું. તીર રોજને નાનું તીરંગાન કહેવામાં આવતું હતું, જ્યારે ગોશ રોજને મોટું તીરંગાન કેહતા હતા. ગોશ રોજને મોટું તીરંગાન કહેવાનું કારણુ એ કે તે દિવસે ઍરૅક્ષે ફેંકેલો તીર પડેલો શોધી કાઢવામાં આવ્યો હતો.

તેટલા માટે હાલના જરથોશતીઓની પણુ ફરજ છે કે આપણા વડીલોથી ચાલતાં આવેલાં એ મોટાં જશનમાં ભાગ લેવો અને ઍરૅક્ષ જેવા દેશહીતકારીક પુરૂષની યાદ એ દિવસ સાથે જોડાયલી છે તે તાજી રાખવી. વળી તીર યજદ વરસાદ ઉપર મવક્કલ છે અને એ મહીનામાં મધ્ય એશીયામાં પુષ્કળ વરસાદ વરસે છે. જો આપણે પણુ જમશેદી નોરોજથી ફ્રવદીંન મહીનો ગણીએ તો હીંદુસ્તાનમાં પણુ એજ મહીનામાં વરસાદ વરસવો શરૂ થાય છે, કારણુકે એ મહીના સાથે ઇંગ્રેજી જુન માસ આવે છે. માટે તીર યજદની આરાધના

વખતસર કરવાથી એ યજદ વરસાદ મોકલી તમામ દુન્યાની આફતને દુર કરે છે.

**દસમું જશન** અમરદાદ મહીનો અને અમરદાદ રોજનું 'અમરદાદગાન'નું પડે છે. ફરહંગે જાહાંગીરીમાં એ જશનને "જશને નીલોફરી" કહે છે. કહેવામાં આવે છે કે અમરદાદના જશનના હીંગામ ઉપર તમામ ફળો અને મેવાઓ પાકીને તૈયાર થતા હતા, તેથી અમરદાદને મીઠા મેવાઓ આપનાર ગણ્યો છે. અમરદાદ અમેશાસ્પંદ ઝાડપાનનો ઉપરી ગણાય છે. એ મહીનો ભર વરસાદનો હોવાથી તમામ લીલોતરી ઉગી નીકળતી હતી.

**અગીઆરમું જશન** શેહરેવર મહીનો અને શેહરેવર રોજે 'શેહરેવરગાન'નું પડે છે. ખુરતાબ કેતાબમાં કહે છે કે એ મહીનામાં રઇયત પાદશાહને જમીન વગેરેની મેહેસુલ ભરતી હતી તેથી શેહરેવરનો અર્થ 'પાદશાહી ખજાનાનો વધારો' એમ કીધો છે. અલબીરૂની કહે છે કે એ દિવસે લોકો મેજબાની કરવા સારૂ ભેગા મળતા હતા. શેહરેવર અમેશાસ્પંદ પાદશાહી અને ધાતુઓ ઉપર મવક્કલ છે. શેહરેવરનો અર્થ 'પાદશાહીની મુરાદનો સાહેબ' એમ થાય છે. એ જશનને દીને જરથોસ્તીઓએ એ અમેશાસ્પંદની નઇયતે આરાધના કરાવવી અને એવી દુવા ચાહવી કે આપણા રાજકર્તા રઇયત ઉપર મેહેરબાન રહે અને રઇયતની મુસ્કેલીઓ દુર કરે.

**બારમું જશન** શેહરેવર મહીનો અને આસ્તાદ રોજ પઇતીશેમ ગાહામ્બારનું બેસી તે અનેરાન રોજ સુધી ચાલુ રહે છે. "પઇતીશહહયેહ"નો અર્થ મેવાને ઝાડ ઉપરથી ઉતારવાની અને અનાજને કાપવાની મોસમ એમ થાય છે. એ ગાહામ્બારના અવસર ઉપર દાદાર હોરમજદે જમીન પેદા કીધી હતી. વીસપર્દમાં એ ગાહામ્બારને "હહયેહે" કઠોળ તથા મેવાની ઉત્પતીનો સમો ગણેલો છે. એ ગાહામ્બાર પુરો થતાં ગરમીની મોસમનો અંત આવે છે.

**તેરમું જશન** મેહેર મહીનો અને મેહેર રોજે મેહેરંગાનનું જશન પડે છે. એ જશનને ફારસીમાં "નોરોજે મીજાની" એટલે વરસના મધ્ય ભાગનો નોરોજ કહે છે. જમશેદી નોરોજનું જશન જેટલી અગત્ય ધરાવે છે તેટલીજ અગત્યનું એ જશન ગણાય છે અને

જશનનો અવસર પણ આગલા વખતમાં જમશેદી નોરોજની માફક ૭ દીવસ પાળવામાં આવતો હતો. મેહેર મહીનો અને મેહેર રોજને "મેહેરંગાને આમે" અને મેહેર મહીનો અને રામ રોજને 'મેહેરંગાને ખાસે' કહેવામાં આવતું હતું. જમશેદી નોરોજ ગરમીની શરૂઆત થવાનું જશન છે, જ્યારે મેહેરંગાન ગરમીની આખેરી આવવાનું જશન છે. જમશેદી નોરોજ મેશ વીશુવ (vernal equinox) થવાનો વખત છે, જ્યારે મેહેરંગાન તુલા વીશુવ (autumnal equinox) થવાનો વખત છે. એ મેહેરંગાનનો અવસર ખ્રીસતી માસ સપટેમ્બરની ૨૧ મી તારીખ ઉપર આવવો જોઇયે કે જે વખતથી દિવસ ટુંકો થઇ રાત લાંબી થવા માંડે છે અને શીયાળો બેસે છે. તેટલા માટે મેહેર મહીનો આખર થતાં આવાં મહીનાની શરૂઆતથી રપીથ્વન યાને ગરમીની ગેહ બંધ થાય છે અને એ દીવસો ઉપર ફકત ચારજ ગેહ ગણવામાં આવે છે, યાને કે ગરમી પુરી થવાથી અર્દીબેહેસ્ત અમેશાસ્પંદનો અમલ પણ પુરો થાય છે. પણ તમો સાહેબો જોશો કે આપણી હાલની રોજ માહની ગણત્રી પ્રમાણે જોતાં તો મેહેર મહીનાની અધવચ્ચેથી ગરમીની શરૂઆત થાય છે અને આપણે તેમ જોઇયે છીયે, તે છતાં એ મેહેર મહીનાને ગરમીની આખરીનો ગણ્યે છીયે. તેમ કરવું જાણીજોઇને ભુલ કીધા બરોબર છે. આપણે એવી ભુલ કરીને કમોસમમાં રપીથ્વનનો હીંગામ ગણ્યે છીયે અને કવખત યાને ભર ઠંડીમાં અર્દીબેહેસ્ત અમેશાસ્પંદની આરાધના કર્યે છીયે કે જેમ કરવું ખોટું છે.

મેહેરંગાનનું જશન ઘણા કદીમ જમાનાથી આપણા વડવાઓ પાળતા આવ્યા હતા. મેહેર યજદ બળવંત ફરેસ્તો ગણાય છે અને એ યજદની આરાધના એક વખત ઇરાન તેમજ દુન્યાના મોટા ભાગમાં થતી હતી તેથી એ જશન પણ મોટું ગણાતું હતું. મેહેર યજદની રોશની ઉપર મવક્કલ યજદ છે, જે યજદની બળવંત શક્તિનું ભ્યાન આપણને મેહેર યશ્ત ઉપરથી મળે છે. આગલા ઇરાનના જરથોસ્તીઓ સાચા, ઇમાનદાર, નીતીમાન અને સદગુણી બન્યા હતા તે મેહેર યજદની પરસતેશની ખુબીથી બન્યા હતા. તે વખતના જરથોસ્તીઓ મેહેરની મેહેર મેળવવાની મોટી કાળજી રાખતા હતા અને મેહેરના

ફેરેરથી ડરીને ચાલતા હતા. એ જશનની બુઝર્ગી વળી તવારીખમાં બનેલા એક મોટા બનાવને લીધે પણ ગણાય છે, કારણકે શાહ ફરેદુન કાવેહગરની મદદથી જાલેમ પાદશાહ જુહાકને એ દીને હરાવ્યો હતો. જુહાકના દોરથી રઇયતને છોડવવાનો બનાવ આ મેહેરંગાનના જશનનો દહાડે બન્યો હતો તેથી એ જશનને 'મેહેરંગાને આમ' કહેલું છે, તથા મેહેર મહીનો અને રામ રોજે ફરેદુને ગાદીનશીન થઇ રઇયતને પાછો અદલ ઇન્સાફ આપવા માંડયો હતો તેથી તે દીવસને 'મેહેરંગાને ખાસ' કહેલો છે.

અલબીરૂની કહે છે કે એ જશનને દિવસે મીથ્ર યાને સુરજે પહેલવહેલી દુન્યાને રોશની આપી હતી તેથી એ દીવસને મેહેર કહેલો છે. એ દિવસે એવો ચાલ હતો કે પાદશાહો સુરજ અને બાર રાશીના ચકરની આકૃતીનું તાજ પહેરતા હતો. વળી તે દિવસે ઇરાનમાં મેળો ભરાતો હતો. એ દિવસે ફરેદુનને ફરેસતાઓ મદદ કરવાને આવ્યા હતા અને તેઓની મદદથી તે જુહાકને હરાવી શકયો હતો તેથી, ત્યારબાદ એવો રવઇયો પડયો હતો કે મેહેરંગાનને દિવસે બામદાદને વખતે એક જોરાવર લડવઇયાને પાદશાહી મેહેલના ચોગાનમાં ઉભો રાખવામાં આવતો હતો જે પરોઢીઉં ફાટતાં પોતાના જેમ બને તેમ મોટા સાદે બોલતે હતો કે "અરે તમો ફરેસતાઓ! આ દુનીયામાં નીચે આવો. દેવો અને ખરાબી કરનારાઓને મારો અને તેઓને આ દુનીયામાંથી હાંકી કહાડો."

અશો જરથોશ્તે એ અસલ રીવાજને અનુસરીને મેહેર અને રામ રોજને મહેરંગાનના હીંગામ તરીકે પાળવાને લોકોને ફરમાવ્યું હતું એમ અલબીરૂની લખે છે. તેથી લોકો એ બંને દીવસોને જશન તરીકે પાળતા હતા. પાછળથી હોરમજદ બીન શાપુરે મેહેરથી તે રામ રોજ સુધીના બધા દીવસો જશન તરીકે પાળવા ફરમાવ્યું હતું.

**ચઉદમું જશન** મેહેર મહીનો અને આસ્તાદ રોજથી અયાથ્રેમ ગાહામ્બારનું પડે છે અને તે અનેરાન રોજ સુધી ચાલુ રહે છે. 'અયાથ્રેમ'નો અર્થ ઉનાળાની ખલાસીનો વખત એમ થાય છે. એ ગાહામ્બાર ઉપર દાદાર હોરમજદે તમામ ઝાડપાન અને વનસ્પતી પેદા કરી હતી. વીસપર્દમાં એ ગાહામ્બારને 'ફ્રઓ ઉરવએશેમહે' ગરમીનો છેડો લાવનાર ગણેલો છે.

**પંદરમું જશન** આવાં મહીનો અને આવાં રોજનુ 'આબાંગાન'નું જશન પડે છે. આવાં નારી ફરેસતો છે અને તે પાણી ઉપર મવક્કલ છે. જેમ મીથ્રની પરસતેશ આગલા વખતમાં મોટા પાયા ઉપર ચાલતી હતી તેમ અનાહીત યાને અરદવીસુરની પણ પરસતેશ મોટા પાયા ઉપર ચાલી હતી. તેટલા માટે એ જશન પણ બુજોર્ગ ગણાતું હતું. એ જશન પણ ઇરાનમાં બનેલા તવારીખના મોટા બનાવને લીધે યાદગાર ગણાતું હતું. અલબીરૂની તથા ફરહંગે જહાંગીરી ઉપરથી માલમ પડે છે કે ઇરાનના રાજા જુ બીન તેહેમાસપે એ દીને અફ્રાસીયાબને હરાવ્યો હતો, અને તેને નસાડી પોતે ગાદીએ બેઠો હતો. વળી એ આવાંના જશન સાથે શાહ ફરેદુનને પણ તાલુકો છે, કારણકે તેણે એ દીને સાતે કેશવરોમાં મનાદી ફેરવી, જેઓ જુહાકના દોરથી નાસતા ફરતા હતા તેઓને પાછા આવી પોતાના ઘરબારનો કબજો લેવા ફરમાવ્યું હતું. આવાં મહીનો પણ વરસાદને અર્પણ કાઘેલો મહીનો છે, કારણકે એ મહીનામાં શીયાળાના વરસાદની શરૂઆત થતી હતી અને પહાડો ઉપર બરફ પડવાથી પાણીના ચશમાઓમાં વધારો થતો હતો તેથી સર્વ ખેડુતો ખેતીવાડીને માટે પાણી ભરી રાખતા હતા.

**સોળમું જશન** આદર મહીનો અને આદર રોજે આતશનું જશન પડે છે. એ જશન ઘેરના આતશનું ગણાય છે. ભર ઠંડીમાં આતશની ગરમી ઘણી અગત્ય ધરાવે છે. આપણી બુનદેહેશ પ્રમાણે આવાં મહીનાથી ગરમી ઓછી થઇ શીયાળો જોર પકડે છે અને દુન્યામાં દાખલ થાય છે અને રપીથ્વનની મીનોઇ શક્તી જમીનની ઉપરથી જમીનની નીચે જાય છે. તે ઉપરથી જોતાં ઇરાનમાં આદર મહીનામાં શીયાળાનું વિશેષ જોર રહેતું હતું. તેવા વખતમાં આતશ માણસોનો ઉપયોગી દોસ્ત થઇ પડતો હતો. વળી આતશ જરથોશ્તીઓનો કેબલો હોવાથી તે ઇરાનના જરથોશ્તીઓમાં કેબલા તરીકે તેમજ ઠંડીમાં ઘણા અગત્યના દોસ્ત તરીકે બેવડો આવકારદાયક થઇ પડતો હતો. આ ઉપરથી તમે જોશો કે આતશની આદર મહીનામાં વધારે જતન કરવાનો ચાલ ઇરાનની સખ્ત ઠંડીને સબબે પડયો હતો.

**સતરમું જશન** આદર મહીનો અને ફ્રવદીંન રોજે હમા અશો ફરોહરનું પડે છે. એ જશનની બુઝર્ગી ફ્રવદીંન મહીનાના

ફ્રવર્દીન રોજના જેવી છે એમ પહેલવી વંદીદાદમાં કહ્યું છે.

**અઢારમું જશન** દએ મહીનો ને હોરમજદ રોજે દાદાર હોરમજદનું પડે છે. દએ એ દાદાર હોરમજદનું નામ છે તેથી એ માસમાં હોરમજદ રોજ દાદારનું જશન ગણાય છે. આપણાં દર અઠવાડયાંનો પહેલો રોજ દાદારને અર્પણ કીધેલો છે. જે દએ-પ-આદર, દએ-પ-મેહેર અને દએ-પ-દીન યાને આદર રોજની અગાઉનો દએ, મેહેર રોજની અગાઉનો દેહ અને દીન રોજની અગાઉનો દએ છે. હોરમજદ રોજ સાથે એ ચારો દિવસ દાદારનાં જશનના ગણાય છે તેમાં દએ મહીનો હોરમજદ રોજને "ખુરરમ રોજ" યાને ખુશાલીનો દહાડો ગણેલો છે. એ દિવસને માટે અલબીરૂની કહે છે કે ઇરાનના શેહેનશાહો તખ્ત ઉપરથી એ દિવસે નીચે ઉતરતા હતા અને તમામ સફેદ પોશાક પહેરી સફેદ સેત્રંજી ઉપર સાદાઇથી બેસતા હતા. એ દિવસે પ્રધાનો તથા દરબારીઓને પણ કારભારથી મુક્ત કરતા હતા. એ વખતે ગમે તેવો ઉંચી યા હલકી પદવીનો શખ્સ પાદશાહ સનમુખ કાંઇ પણ અટકાવ વગર જઇ શકતો હતો. વળી પાદશાહ એ દિવસે ખેડુતો તથા દેહેકાનીઓને બોલાવી તેઓ સાથે ખાણું લેતો હતો અને નીચલા સખુનો કહી તેઓને તેમ કરવાનું ઉત્તેજન આપતો હતો કે:—

"આજે હું તમારા જેવો છું, હું તમારો ભાઇ છું, આ દુન્યાની હસ્તી તમારા હાથો વડે થતાં કામો ઉપર ટકે છે અને એ કામની હસ્તી સરકાર વડે ટકે છે. એ પ્રમાણે એક બીજા વગર હસ્તી ભોગવે નહિ. જયારે એમ છે તો ઘણું કરીને જેમ આએ પાદશાહી અને ખેતી હોશંગ અને વએકરદ જોડયા ભાઇઓથી ચાલતી આવેલી છે તેમ આપણે જોડયા ભાઇઓ છીયે."

પાદશાહને એ દિવસે સાદાઇ દેખાડવાનું અને તાજ તખ્ત છોડવાનું કારણ એ ગણાય. એ દીને પાદશાહો તેમ કરી દિવસની પાદશાહી હોરમજદને સપૂર્દ કરતા હતા, અને પાદશાહ પોતે તેની રઇયતમાનો એક બની પોતાનું કમીનાપણું દેખાડતો હતો.

**ઓગણીસમું જશન** દએ મહીનો અને મેહેર રોજે મેદીયારેમ ગાહામ્બારનું પડી બેહેરામ રોજ સુધી ચાલુ રહે છે. "મઇધ્યાઇર્યેહે"

નો અર્થ સરદી અથવા ઠંડીનો મખ્ય વખત એમ થાય છે. અવસ્તામાં 'અયુરય' બોલનો અર્થ હીલચાલ નહી કરવી—એક જગાએ બેસવું એમ થાય છે, કારણકે મેદીયારેમ ગાહમ્બારના વખતમાં ઇરાનના મુલકોમાં એટલું બરફ પડતું હતું કે લોકોને કામકાજ બંધ કરવું પડતું હતું. બુનદેહેશમાં લખે છે કે દએ મહીનો અને બેહેરામ રોજને દહાડે હવામાં એટલી સરદી થઇ આવતી હતી કે ઘેરોમાં સગડી સળગાવ્યા વગર ચાલતું હતું નહિ. એ ગાહામ્બાર ઉપર પરવરદેગારે ગોસ્પંદોની પેદાયશ બનાવી હતી. વીસપર્દમાં એ ગાહમ્બારને "સરેધહે" યાને ભર સરદીનો હીંગામ કહ્યો છે. એ હીંગામને ઇંગ્રેજીમાં (Winter Solstice) કહે છે.

**વીસમું જશન** બેહેમન મહીનો અને બેહેમન રોજે 'બેહેમન્યાન'નું જશન પડે છે. એ બેહેમન્યાનની મોસમ ઉપર એક જાતનાં ઝાડ ઉપર રાતાં અને સફેદ ફુલોનો બહાર આવે છે. એ ફુલને "ગુલે બેહેમન" કરીને કહે છે. એ જશનને દીવસે એ ફુલને જરથોસ્તીઓ દુધમાં ભીંજાવીને ખાતા હતા, કે જેથી હોંશ અને અક્કલની જયાદતી થાય. બહમન અમેશાસ્પંદ હોરમજદથીજ ઉતરતો અમેશાસ્પંદ છે તેથી એ જશન મોટું જશન ગણાય છે.

**એકવીસમું જશન** બેહેમન મહીનો અને આવાં રોજને દીવસે "જશને સદેહ"નું પડે છે. એ જશન હોશંગના જમાનાથી ચાલતું આવેલું છે પણ કાંઇક સબબોથી એ જશન હાલ તદન વીસરાઇ ગયું છે. એ જશન બરપા થવાનું કારણ એમ કહેવામાં આવે છે કે હોશંગ પાદશાહ પોતાના હજુરીયાઓ સાથે જંગલ તરફ જતો હતો, તેવામાં એક મોટો અજદાહ તેને માલમ પડયો, જેને મારવાને હોશંગે એક મોટો પથર ફેંકયો, પણ તે પથર અજદાહને ન લાગતાં બીજા પથર સાથે અથડયો અને તેમાંથી આતશ રોશન થઇ સદેહ નામનાં લાકડાંના કાંટા કચરામાં પડી સળગવા લાગ્યો. આ અજબ જેવા બનાવથી આતશ રોશન થયલો જોઇ તેને આતશની પરસતેશ કરવાની ખોદાઇ બશારત માની લીધી અને તે દીનથી આતશનો કેબ્લો કરવાની શરૂઆત હોશંગે એક મોટાં જશન સાથે કીધી હતી, તથા એ બનાવના વારસીક દીવસને મોટાં જશનનો ઠેરવવામાં આવ્યો હતો. કહેવામાં આવે

છે કે એ જશનના દીવસે ઇરાનના લોકો ભેગાં મળી એક મોટા ચોગાનમાં સદેહતાં લાકડાં એકઠાં કરી એક જબરો આતશ રોશન કરતાં હતાં અને ત્યાં ભણીગણી મોજમજાહ કરી તથા એક સુફરે જમી પાછાં ઘેર ફરતાં હતાં.

જશને સદેહ અને બીજાં કેટલાંક જશનો કાંઇક કારણોથી સાસાની વંશના પાદશાહોની પાદશાહતની આગમજ પારથીયન રાજ અમલ હેઠળ વીસરાઇ ગયાં હતાં. તે જશનો પાછળથી સાસાની પાદશાહોએ સજીવન કીધાં હતાં. અરદેશર બાબેગાનને માટે ફીરદોસી કહે છે કે તેણે "ખરરેહ અરદેશીર" નામનું શેહેર વસાવ્યું હતું અને તેમાં આતશકદેહ સ્થાપી તેમાં મેહેરંગાન અને સદેહના જશનો સજીવન કીધાં હતાં. હાલ આપણા જરથોસ્તીઓ એ જશને સદેહને વીસારી બેઠા છે, પણ આગલા વખતમાં એ જશન લોકોમાં ઘણુંજ જાણીતું અને માનીતું હતું.

**બાવીસમું જશન** સ્પંદાર્મદ મહીનો અને સ્પંદાર્મદ રોજનું પડે છે. સ્પંદાર્મદ અમેશાસ્પંદ એક નારી ફરેસ્તો ગણાય છે અને તેને તાલુકે જમીન અને સઘળી સારા ખવાસની અને ભલી સ્ત્રીઓ છે. આરમઇતીનો અર્થ ડાહપણ થય છે. અલબીરૂની કહે છે કે આગલા વખતમાં એ જશન ખાસ કરીને સ્ત્રીઓનું ગણાતું હતું, જ્યારે મરદો તેઓને છુટા હાથે બક્ષેશો અને ભેટો કરતા હતા. સ્પંદાર્મદ અમેશાસ્પંદ જમીન ઉપર મવક્કલ હોવાથી જમીનને ખુશાલ કરવાને માટે એ દીને નવાં ઝાડો રોપવાનો રવાઇઓ હતો એમ ફરહંગે જાહાંગીરીમાં લખ્યું છે.

અલબીરૂની લખે છે કે એ દીને પરોઢીઉં અને સુરજ ઉગે તેની વચમાં લોકો કાગજના ચોરસ ટુકડાઓ ઉપર નેરંગ લખી ઘેરની ત્રણ બાજુની ભીત ઉપર વલગાડે છે અને પાછલી ભીત ખાલી રાખે છે. એમ કરવાના કારણમાં તેઓ એવું સમજે છે કે એક ભીત ખાલી રાખ્યાથી ખરફસતરો અને ખરાબી કરનારા જીવજંતુઓ તે ભીત ઉપર ચઢી બારીને રસ્તે બહાર જાય. ભીંત ચોંટાડવાની જે નેરંગનો સાર અલબીરૂની આપે છે તેથી જુદીજ જાતની નેરંગ આપણી ખોરદેહ અવસ્તામાં સચવાઇ રહી છે. જે નેરંગ હાલ પણ જરથોસ્તીઓ એ જશનને દીને ઘેરના બારણાઓ ઉપર ચોંટાડે છે, જેની મકસદ

પણ ખરફ્સતરોને હાંકી કહાડવાની હોય છે. વળી એજ દીને વેકરી (રેતી) ઇજવામાં આવે છે. તે ઇજતી વખતે પણ એક નેરંગ પઢવામાં આવે છે અને તે ઇજેલી રેતી ઘેરોના ચારે ખુણામાં નાખવામાં આવે છે, તેમ કરવાની મતલબ પણ બુરી શક્તિઓને દુર કરવાની હોય છે.

શીયાળામાં તમામ ખરફ્સતરોનો સખ્ત ઠંડીને સબબે નાશ થાય છે, તેથી હારેમન એ આફ્ત માણુસ જાત ઉપર પાછી લાવે નહી તેટલા માટે એવી નેરંગથી તે ખરફ્સતરોનો નાશ ઇચ્છવામાં આવે છે.

હમસપથમેદેમ ગાહામ્બારના હીંગામને "ઍરૅતો-ફૅરૅથ્રન" યાને દુશમનને મારનાર ગણેલો છે. એ દુશમનો તરીકે ડા૦ હોગ ખરાબ પેદાયશના પ્રાણીઓ જેવાં કે દેડકા, ગલોડી, સાંપ ઇત્યાદીને ગણે છે. એરીસટોટલે સીકંદરને મેહેરંગાનનું જશન કે જયારથી શીયાળો શરૂ થાય છે અને શીયાળાને જરથોશતીઓ ધીક્કારે છે તે છતાં ખુશાલીથી પાળે છે તેનો સબબ જણાવતાં કહ્યું હતું કે વસંત રૂતુમાં ઝેરી પ્રાણીઓ થવા માંડે છે, જયારે શીયાળામાં તેઓ મરવા માંડે છે, તેથીજ ફક્ત શીયાળાને જરથોશતીઓ પસંદ કરે છે.

એ બાવીસ જશનો વીત્યા બાદ સ્પંદામર્દ મહીનો અને આસ્તાદ રોજથી દશ જશનોની હારમાળા શરૂ થાય છે. એ જશનોને આપણે ફ્રવર્દેગાનના યાને મુકતાદના દિવસો કહીયે છીયે. એ તેહેવારો ઘણા અગત્યના તેહેવારો ગણાતા આવ્યા છે. એ તેહેવારો ઉપર સર્વ જરથોસ્તીઓએ કામકાજ બાજુએ મુકી ફ્રરોહરની આરાધનામાં તેમજ પોતાના પાપોનો પસ્તાવો કરવામાં ગુંટાયલા રહેવું જોઇએ. સદ્દરે બેહેરે તવીલમાં કહેવામાં આવ્યું છે કે એ દિવસો ઉપર બંદગીથી કામો કરવા સિવાય કોઇ તરેહનું બીજું કામ નહિં કરે. અસલવારેથી જરથોસ્તીઓ એ તેહેવારના દિવસો બંદગીમાં, સખાવતમાં તથા અશો ફ્રરોહરોની યાદ અને આરાધનામાં ગુજારતા હતા. તવારીખના દાખલા ઉપરથી જણાય છે કે પાદશાહો વટીક એ હીંગામ ઉપર રાજદ્વારી કામોથી ફારગ રહેતા હતા. નોશેરવાનને માટે કહેવામાં આવે છે કે એ હીંગામ ઉપર રોમનાં શેહેનશાહ જસટીને એક એલચી ખાતું ઇરાન ખાતે મોકલ્યું હતું, પણ એ પવિત્ર તેહેવારોને સબબે તેણે એ એલચી

ખાતાંની મુલાકાત દશ દીવસો સુધી મુલતવી રાખી હતી. એ ફ્રવર્દેગાનના પહેલા પાંચ દિવસોને 'પંજે કેહ' કહેવામાં આવે છે અને છેલ્લા ગાથાના પાંચ દીવસોને 'પંજે મેહ' કહેવામાં આવે છે. ફ્રવર્દેગાનના દિવસો બાબે એ હીંગામ ઉપર ઘણું બોલાય છે માટે લંબાણથી એ જશનોનું બ્યાન ન કરતાં ટુંકમાં હું ગાથાના છેલ્લા પાંચ દીવસોને માટે બોલીશ. ગાથાના દિવસો તે વરસની આખેરીના વધ યાને કબીસાના પાંચ દિવસો છે. મહીનાના ત્રીસ રોજને હીસાબે વરસના ૩૬૦ દિવસો થાય છે પણ વરસના ૩૬૫ દિવસ કરવાને માટે છેલ્લા પાંચ ગાથાના દિવસો ઉમેરવામાં આવે છે. એ કબીસાનો હીંગામ ખુશાલીનો ગણાય છે. ગાથાના દિવસો બીજા દિવસો કરતાં ચઢતા ગણવાનું કારણ એ છે કેઃ—

(૧) ગાથાના દિવસો ઉપર તમામ જગતને પેદા કર્યા બાદ તે જગતની ખુબી ભોગવનાર આદમ જાતને પેદા કરવામાં આવ્યું હતું,

(૨) એ દિવસો આખાં વરસની કસરના હોવાથી બીજા દિવસો કરતાં ચઢીયાતા ગણાય છે,

(૩) એ દિવસો ઉપર દોજખી રવાનો છુટકો મેળવે છે,

(૪) એ દિવસો વરસના પાંચ છેલ્લા દિવસ હોવાથી તમામ પાપોનો પસ્તાવો કરવાના અને પરવરદેગારની યાદ અને બંદગી ગુજારવાના દિવસો ગણેલા છે તેથી,

(૫) ગાથા માણસનાં રવાનને મીનોઇ ખોરાક અને મીનોઇ પોશાક બક્ષનાર છે તેથી,

(૬) એ દિવસો શીયાળાને કાપી પાછી વસંતની ફસલને રાહત આપે છે તેથી.

એ રીતે એ દિવસોની બુજોર્ગી અસલથી ઘણી ચઢતી ગણવામાં આવી છે. નેરંગસ્તાન કેતાબ ઉપરથી જણાય છે કે આગલા વખતમાં એ બુજોર્ગ દીવસો ઉપર ગાથા ગાવાની ખાસ મીજલસો થતી હતી અને ગાથાનું ભણતર સમજી લોકો સવાબનો હમબેરો હાંસલ કરતા હતા.

વરસનું છેલ્લું જશન કે જે જશનને વરસનાં છેલ્લા દિવસો સાથે તાલુકો છે તે હમસપથમએદેમ ગાહામ્બારનું છે. એ ગાહામ્બારની બુજોર્ગીને

ગાથાના દિવસો ઉપર પડવાને લીધે વધારે છે. હમસપથમએધ્યનો અર્થ રાત અને દિવસ એકસરખો થવાનો વખત એમ થાય છે. એ ગાંહામ્બારના અવસર ઉપર માણુસ જાતની ઉત્પતી થઇ હતી. વીસ્પર્દમાં એ ગાહામ્બારને "અઁરૅતો-કૅરૅથન" યાને દુશમનને મારનાર અને ખરાબી કરનાર ખરફસતરોનો નાશ કરનાર એમ કહેવામાં આવે છે. એ ગાહામ્બાર અસલવારેથી બુજોર્ગ ગણાતો આવ્યો છે, કારણકે એ અવસર ઉપર પરવરદેગારે માણુસજાતની પેદાયશ કીધી હતી. તેથી માણુસજાત પરવરદેગારનું એ હીંગામ ઉપર વધારે આભારી રહે છે. એ ગાહામ્બાર ઘણુજ ઠાઠમાઠથી નોશેરવાન આદેલે કીધેલાનો દાખલો આપણી પાસે છે કે જે હીંગામ ઉપર તેણે તમામ દસ્તુર દાવરો અમીર ઉમરાવો તથા ગરીબ ગુરબાંઓને એ ગાહામ્બારમાં ભાગ લેવા નોતર્યા હતા. ત્યાં તેઓની ઘટતી મેહેમાનદારી કરી જર જવાહેર, ઉમદા પોશાકો અને ગાય ઢોરો તથા ઘોડાઓની બક્ષેશ કરી આશોદાદથી નવાજયા હતા.

વાંચનાર! આ રીતે મેં વરસના અનુક્રમે આવતાં સઘળાં જશનનોનું બ્યાન કરવાની કોશેષ કીધી છે. મારા વાંચનારે સારી રીતે જોઇ લીધું છે કે એ જશનો આપણા ઇરાની વડીલોના માનીતા જશનો હતાં. દરેક જશન સાથે રૂતુને કાંઇ નહિ ને કાંઇ સંબંધ છે એમ પણ તમોએ જોયું છે. વળી એ જશનો સાથે તવારીખના બનાવોનો અંશ ભેળાયલો છે. એ જશનો પાળવામાં આગલા જરથોસ્તીઓ બેવડી મકસદો ધરાવતા હતા. એક તો મોટા બનાવોની યાદગારી જાળવવાની અને બીજું જશનોની શુક્રગુજારી કરવાની અને યજદ અમેશાસ્પંદોની આરાધના કરવાની હતી. આગલા ઇરાનીઓ મોટા બનાવોની યાદગારી જાળવવાના સ્થંભો યા બાંધકામો ઉભાં કરતા હતા નહિં તો પણ જે મહાભારત બનાવો કદીમ જમાનામાં બની ગયા હતા, તે બનાવોની યાદદાસ્ત આવાં જશનો કરી સાચવી રાખતા હતા અને પેહેડી દર પેહેડી તે જશનોની સમજ તેઓનાં બાળબચ્ચાંઓમાં ઉતારતા હતા. હજી સુધી આપણે પણ તે જશનો એક વારસા દાખલ સાચવી રાખ્યા છે. પણ હાલનાં જશનો દમ વગરનાં થાય છે અને કબીસો નહિં કરતા હોવાને લીધે જશનોનાં હીંગામો ઉલટાઇ ગયા છે. એ જશનોના હીંગામ ખુશનુમા દેખાડવાની, તેમને વખતસર લાવવાની

અને તેઓને યાદગાર રાખવાની જે ખંત અને ઉલટ પ્રરાંનનાં આપણા વડીલો કેટલીક સદીઓની વાત ઉપર ધરાવતા હતા, તે ખંત અને ઉલટ આજના જરથોશ્તીઓમાં સચવાઇ રહી નથી. જમશેદી નોરોજ, મેહેરગાન, જશને સદેહ અને બીજાં જશનો કેવાં 'બુજોગ' જશનો હતાં તે જાણવાની પણ તેઓ આજે દરકાર કરતા નથી. જે પેશદાદી રીવાજો હતા તે કયાનીઓએ સાચવી રાખ્યા હતા. જે કયાની-રીવાજો હતા તે અશો જરથોશ્તે સાચવી રાખ્યા હતા તથા તે રીવાજો પ્રમાણે ચાલવાને આપણને શીખવી ગયા હતા. પારકાં રાજ્યના અમલ તળે અશો જરથોશ્તની પછીના જરથોશ્તીઓમાંથી જે રીવાજો ભુલાઇ ગયા તે રીવાજો સાસાની પાદશાહોએ પાછા તાજા કીધા હતા. ત્યારે જે રીવાજો અને જશનો પેશદાદી, કયાની અને સાસાની છે તે કદીમ પ્રરાનના બેટાઓના છે અને જે રસમો પ્રરાની છે તે પારસીઓના બાપદાદાઓની પોતાની છે.

અથ જશ્યાદ યથ આફ્રીનામી.

